# ભગર કે દીગર ?

અરદેશર પ. દેશાઇ.

સેંટનો રાજા.

# ઑટો દીલબહાર.

ઓટોના બજારમાં વહાણુ ફાટયાંછ છતાં આ સર્વથી પુરાણું ઓટો હજીબી પોતાની કીર્તી ખોહયા વગરનું બીન હરીફ ઓસતવાર ખડું છે. તે દીલને આનંદ આપનારૂં, મનને પ્રફુલ્લીત કરનારૂં અને અસંખ્ય ફુલોની સુગંધીઓથી ભરેલું કંઇબી નુકસાનકારક ભેલ વગરનું એ વન સેંટ છે.

કીંમત નાની બાટલીના ૮ આના

મોટી „ ૧૨ આના

નમુનાની બાટલી બે આના

સુગંધી કાર્ડનો એક આનો.

સોલ એંજટ,

**ધી એંગલો ઈન્ડીયન દ્રગ એન્ડ કેમીકલ કું.**

**જુમા મસીદ—મુંબઈ.**

# જીગર કે દીગર?

## (પારસી સંસારની એક વારતા)

ઇંગ્રેજી ઉપરથી

બનાવનારઃ—અરદેશર ખરશેદજી દેશાઇ

તે

'નવરંગ' માસિકના માલેક અને અધીપતી,
'બાપનો ભોગ'; 'બદોના બસમાં';
'કરણીનો ફેજ'; 'શેરદીલ શૂરવીર'
ઇત્યાદીના કર્તા.

આવૃતી પેહેલી.

ઇ. સ. ૧૯૧૭.

કીંમત રૂ. ૧ા.

આ પુસ્તક 'જીગર કે દીગર?" નંબર ૭૫, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ મધે આવેલા "નવરંગ પ્રીન્ટીંગ પ્રેસ"માં તેના માલેક મી૦ અરદેશર ખરશેદજી દેશાઇએ છાપ્યું છે, અને ત્યાંથીજ પોતાને માટે પ્રગટ કર્યું છે.

# પ્રસ્તાવના.

---

વાંચનારાં સજ્જનોની અમારે પ્રથમમાં ઘણી ઘણી દરગુજર ચાહવી જોઇએ છે કેમકે આ વારતાની ચોપડી ઘણી મોટી ડેરી પછી તેઓના હાથમાં આજે મુકવામાં આવે છે. મહીનાઓની વાત ઉપર એ ચોપડી બહાર પાડવાની જાહેરાત અમો આપી ચુકા હતા, પણ પછી કંઇ ને કંઇ સબબો સર માસો ગબડી જવા છતાં અમો તે બહાર પાડી શકયા નથી, અને એ એટલો બધો વખત ધીરજ ધરવા માટે અમારાં કદરદાન ગ્રહાકોની દરગુજર અમારે અમોએ ઉપર કહયું તેમ પ્રથમમાં ચાહવી ઘણી સજાવાર છે.

પણ માઠું થાય છે તે સારાંનેજ કાજે હોય છે એમ અસલ વારેની એક કહેતી છે, અને તે ખરીજ છે એમ અમારા આ કેસમાં અમોએ અનુભવ્યું છે. આ વારતાનું પુસ્તક અમારી 'નવરંગ' માહેલી વારતાઓ 'કરણીનો ફ્રેજ' અને 'બાપના ભોગ'ને મળેલી અસાધારણ ફતેહ, અને તેની પ્રસંશામાં બીન માગવે મલેલાં સેંહેંકડો સીફારસપત્રોથી ઉતેજન પામી બહાર પાડવાનું બીડું અમોએ ઝડફયું હતું, અને અમને જણાવતાં બેહદ ખુશહાલી ઉપજે છે કે સારાં અને સંગીન વાંચણ ઉપર ફીદા એવા અમારા 'નવરંગ'ના બોહલા વાંચક વર્ગે તેને ઘણો મોટો ટેકો ને આવકાર આપ્યો છે, એટલે સુધી કે એવા ધરખમ ટેકાની સંગીન મદદ સાથ દર વર્ષે એકકું વારતાનુ પુસ્તક અમારી કલમનું લખાયલું બહાર પાડવાનું અત્રેથી જાહેર કરવાની અમને હીંમત છુટી છે.

પણ સબર! દર વર્ષે એકકું નીયમીત પુસ્તક પ્રવરતાવવાની અમારી આ નોટીસ ઉપરથી કોઇ એમ ધારશો મા કે અમો કાંઇ એકાદ પારસી વીલાયતી પબ્લીશરમાં ખપી જવાનો વકુફ વગરનો ધખારો અમારે મસ્તકે પવન ઉપર ઉડતાં છલાં મીસાલ વસાવી ફર્યે છીએ. ભલા, એવું કંઇજ નથી. અમારા માનવંત વડીલ લેખક બંધુઓ શેઠો જાહાંગીર અને ફીરોઝશાહ મરઝબાન, બમનજી કાબરાજી, રફીક આદીની કાંની અમારી કલમથી લખાયલી વારતાઓનો એક સટ ગુજરાતી વાંચનારી આલમ હજુર રજુ કરવાની અમને હોંશ છે. બસ એજ.

• આ વારતા એક ઇંગ્રેજી ચોપડી ઉપરથી બનાવવામાં આવી છે, અને અસલ ઇંગ્રેજી ચોપડી અમને સજેસ્ટ કરવા માટે અમારા દીલશોઝ રફીક મી૦ એદલજી હોરમસજી દેશાઈના અમો ઘણાં આભારી છીએ. તેમજ એ ભલા ભાઇએ આ ચોપડી બહાર પાડવામાં અમને અનેક મદદો કરી છે તે કાજ પણ અમો એ ભાઇના ઉપકારી છીએ.

અમારી એકક સાદી લખાવતને માન આપી પોતાનું મુબારક નામ આ ચોપડીના ગ્રહાક તરીકે નોંધાવવા માટે અમારાં દીલશોઝ વખાણુનારાઓનો પણ આભાર આ ટકે એકત્ર માનવાની અમો રજા લઇએ છીએ; અને અમારાં હવે પછીના બહાર પડનારાં પુસ્તકોને એવોજ ધરખમ ટેકો મળવાની આશા રાખતા આ ટુંક પ્રસ્તાવના અત્રે ખતમ કર્યે છીએ.

નવરંગ પ્રેસ,
૧ લી જુલાઈ ૧૯૧૭.

**અરદેશર ખરશેદજી દેશાઇ.**

# અર્પણ

માહરા

ભોલા, ભલા

અને

દર્યાવ દિલના

મુરબ્બીજી મામાજી સાહેબ

**શેઠ બેહેરામજી ફરામજી મોદીને**

આ માહરૂં સર્વથી પેહેલું પુસ્તક

તેઓની

માહરા પ્રત્યેની અથાગ પ્રીતી,

હજારો હેશાંનો, અને સેહેંકડો ભલાઇઓની

અદના યાદમાં

માન સહીત

અર્પણ

કરૂં

છું.

**કર્તા.**

૧-૭-૧૭.

# હારવરનોજ મસાલો બસ લેજે હરરોજ.

---

સાંભલી લે વાત માહરી અઝીઝ અય દોસ્ત.
ને ગંભીરાઈથી આપી લે એ પર તું ધ્યાન.
કે ભલે ખાય ઘરમાં તું દાલની સાથ ગોસ્ટ,
યા મઘમઘતી ડીશો થાય ઘર તે દરમ્યાંન.
રાંધતી હોય બઈરી યા મેહેસ્તો અગર,
જો લેહેજતદાર ખાણાની જાણવી હોય મોજ.
તો લેશો ના હરગીઝ આય જાણીયા વગર.
બસ હારવરનોજ મસાલો લેજે હરરોજ.

ધાનાજીરૂ મરી ને મરચાં ને રાઈ,
કરી પાવડર મદરાસ સાથ હલદ.
હવે હારવરનું એ જો વપડાય નહિ ભાઈ,
તો રાંધેલું ખાણું છે બીલકુલ બસ રદ.
છે હારવરનોજ મસાલો ખાણાનો સવાદ,
છે મસાલો હારવરનો ખાણાની મોજ.
છે હારવરના મસાલા વીન ખાણું બરબાદ.
બસ હારવરનોજ મસાલો લેજે હરરોજ.

છે હારવરના સામાનથી; સઘળું સરલ,
છે હારવરનો મસાલો સવાદની ખાણ.
નથી હારવરના સરકારમાં તાનસાનું જલ,
કે હારવરના અચાર ભઇ નથી રેંચ કાણ.
છે હારવરની ચાહેની સઘલે વખાણ,
છે હારવરની કૉફી એક પીણું ગુલઝાર.
છે હારવરની જાણીતી ત્રણ ત્રણ દુકાન.
ધોબીતલાવ, બજારગેટ અને કોટની બજાર.

**હારવરનો મસાલો ઉપરાંત કંઇબી જોઈતી દરેક ચીજો**

**દેશાવર વી. પી. થી. મોકલવામાં આવશે.**

**ધોબીતલાવ—મુંબઈ.**

ગુમાવેલું પુરૂષાતન પ્રાપ્ત કરવા માટે

# બાદશાહી
# ટૉનીક પીલ્સ

(ગોળીયો.)

લોહી નબળું પડી જવાથી જે સઘળાં દરદો જેવાં કે વીર્યનું પતલું પડવું, નબળું દાસ્તાન, દમની કમતાકાત, ફીકકો ચહેરો, નબળાઇથી થતો માથાંનો દુખાવો, શરીરની સાધારણ નબળાઇ, ભુખનું જતું રહેવું, (અજીર્ણ) ચકકર આવવી વીગેરે ઉપર આ દવા ઘણીજ એજમતી છે.

**જવાન બાનુઓ:**—નબળી અને માંદી બાનુઓને બાદશાહી ટૉનીક પીલ્સ (ગોળીયો) વાપરવાથી નવી તનદોરસ્તી અને નવું કૌવત આવે છે. ફીકકા ગાલો, તેજ વગરની આંખો, ચાલવાની નબળાઇ. વીગેરે માટે આ બાદશાહી ટૉનીક પીલ્સ લેવાથી જુવાનીનું જોર ગુલાબી ગાલો અને નવું યૌવન પાછું આવે છે.

**મરદો માટે:**—આ બાદશાહી ટૉપીક પીલ્સ (ગોળીયો) માટે કંઇ પણ કહેવાનું નથી આ બાદશાહી ટૉનીક પીલ્સનો કોઇ હરીફજ નથી. તમે હજારો શકતીના ગોળીયો વાપરી હશે પણ કાયમનું પુરૂષાતન મેળવી ન શકયા હો તો જરૂર બાદશાહી ટૉનીક પીલ્સ વાપરી ખાત્રી કરી જોશો, બાદશાહી ટૉનીક પીલ્સ અતીષ્ય વીષ્ય ભોગ, અગર કોઇ પણ દર્દથી તુટી ગયેલું તન પાછું પીલતન બને છે. લોહીમાં જીવન શકતી વીઝળીની ઝડપે લાવે છે અને નવીજ તનદોરસ્તી અને ચંચળાઇ તેનામાં પાછી આવે છે.

| | | | |
|---|---|---|---|
| કીંમત ફકત | ગોળી ૮ ની ટયુબના | રૂ. ૦–૮–૦ | પો. જુદું. |
| ,, ,, | ગોળી ૪૦ ની ટયુબના | રૂ. ૨–૦–૦ | |

દરેક દવા વેચનારા પાસેથી ખરીદતી વખતે ખરૂં નામ બાદશાહી ટૉનીક પીલ્સ વાંચી ખરીદવું.

**સોલ એજંટ—**

**સી. સી. મહાજન એન્ડ કં૦,**

શેખમેમન સ્ટ્રીટ.

# જીગર કે દીગર?

## ( પારસી સંસારની એક વારતા. )

### પ્રકરણ ૧ લું.

#### મોહોબ્બતમાં મસ્ત.

પ્રભાત પડી ચુકી હતી. સુર્યનારાયણનાં તેજસ્વી કીરણો પોતાનો પનોતો પ્રકાશ દુનીયા પર ફેંકી ચુકયાં હતાં; રાતનો સીહા અંધકાર તે ખોરશેદના કીરણોના ચલકાત આગળ જંખવાણો પડી ધીરેધીરે નાબુદ થઈ જતો હતો. લુચ્ચા, ચોટ્ટાઓ અને ગળાંફાસુ ડાકુઓને પોતાનો આશરો ને ઉત્તેજન આપતી રાતની સીહાઈ ફરેસ્તાઇ નુરાણીવાળી રોશની આગળ દગમગી જઈ ગાયેબ થઇ જતી હતી, અને પોતા પાછળ ખલકત ઉપર આનંદ અને ખુશહાલીથી પુર આશાઓના ફુલોનો શાંતિભર્યો મીઠો પમરાત લેતી આવી હતી.

મલાદમાં આવેલા મેહેતા માહાલના મેહેલ જેવાં ભવ્ય આલીશાન મકાનના એક સુંદર રીતે આરાસ્તા કરેલા ન્હાના બેડ-રૂમમાં તે માહાલ અને તેને લગતી જબરી વીશાળ એસ્ટેટોનો ભવીષ્યનો એકલો વારસ અદી મેહેતા પોતાનાં નરમ હુફાળાં સુખવાસી બીછાંના ઉપર- આંખો ચોળતો, અને પોતાના હાથ-પગોને તાણીતોડીને આળસ પખોડતો પડયો હતો.

સુર્યનાં તેજસ્વી કીરણો બારીને કરી લીધેલા પરદાની ફાટમાંથી તે રૂમમાં ડોકયાં કરી રહયાં હતાં; અને તેમાંથી આવતી ઠંડા પવનની ધીમી લેહેકી અદીને વધારે આઇવાસી બનાવતી હતી.

બાહાર બાગમાં પક્ષીઓ કલાબકોર કરી રહયાં હતાં, અને તેઓની ચીંચીનો અવાજ પવનની નરમ લેહેકી ઉપર ઘસડાઈ આવી તુરતના જાગૃત બનેલા અદીને ગાયનના ખુશ ગણુગણાટ જેવો લાગતો હતો.

મધ્યમ ઉંચાઈનો, ભરાવદાર સંગીન બાંધાનો, અને દેખાવલા ઘાટ-ઘટનો; કરચલીવાળા કાળા ભમ્મર વાળ અને માંજરા ડોળાવાળો તે એક હેન્ડસમ જુવાન હતો.

તે પોતાની આંખો મશળતો બીછાનામાં તડો થઈ બેઠો, અને ખ્યાલમાં પડયો. આજના દિવસનો અને તે સાથના પોતાના સંબંધનો વિચાર થતાંજ તે બીછાંના પરથી કુદકો મારી ઉઠ્યો, અને બારી આગળ જઈ પરદો ખીસાડી, પવનની ફાંકડી લેહેરી, સુર્યનારાયણના નુરમંદ પ્રકાશ, આજની પ્રભાત-અને પોતાની ઉંમરમાં આવવાની સહવારને, તે કંઇક ખુશહાલ જીગરે ભેટયો.

આજે તે એકવીસ વરસનો થયો હતો.

તે દાહાડો કે જે દાહાડાની તે ઘણીજ આતુરતાથી રગર કરતો હતો તે અંતે આજે ઉગ્યો હતો. તેના વિચારવા અને બોલવા મુજબ આજનો દાહાડો તેના છુટાંપણાનો હતો; વધુ ક્યાર તે હવે કોઈની જંજીરમાં જકડાયલો કે સપડાયલો નહી હતો! આજે તે છોકરવન વયને સદા સુધી માટે છેવટની સલામ ભરી ઉમરમાં આવ્યો હતો-એક મરદ બન્યો હતો; અને પોતાને મન ચાહે તેમ વર્તવા ને રેહેવા તે આજ પછીથી છુટો હતો.

જીંદગી! તેની હમણા સુધીની હાલતે તેને અનુભવાવ્યું હતું કે જીંદગી-જોકે એટલી-અલબતાં તે સ્વપ્નું રાખતો હતો તેટલી-સુંદર ન હતી, મગર તેમ છતાં બી તે, બેશક, સારી હતી. તે શરીરે તંદરોસ્ત હતો; બીમારી સાથ તેને જબર બીઆંબારં હતું: સીકનેશ શું ચીજ છે તે તે જાણતો ન હતો, અને પોતાના પગ પાસ અરડાઈ પડેલી જીંદગીમાં કશાં પણ દુ:ખનો સેહેજ માત્ર પણ ખતરો તેને જણાતો નહી હતો. મોહોતનો તો તે જવાંનતે ઝાંખો ખ્યાલ વટીક ન હતો.

આજનો ઉગતો દિન અહીને કંઈ અજબ જેવી હદ સુધીનો ટીપીકલ બારસેસ. તેણે બારીની બાહાર ડોકાવતાં જોયું કે આકાશ તમામ સ્વચ્છ હતું, વાંદલાંઓથી બીલકુલ નીરાળુ હતું, અને તેણે વમાસ્યું કે તેની જીંદગી પણ એજ રીતે દુ:ખ વગરની હતી. સુર્યના બળવાન કીરણોના જોરેમંદ પ્રકાશને પૂર્વથી પશ્ચિમ તરફ પોતાની રોશની ફેલાવતાં જેમ કોઇ અટકાવનાર વાદલું તે પલે ગગનમાં નહી હતું તેમ તેણે ધાર્યું કે પોતાની જીંદગી ભરના ધાર્યાં સુખોની આડે આવનાર પણ કોઈ નહી હતું.

તે એમ વિચારતાં હસ્યો. તંદુરસ્ત અને સાથ વળી ઉમરે પોહોંચેલો થવાનુ કેટલું આનંદ ભર્યું—કેટલું ખુશહાલીથી પુર હતું. દુનીયા તેના પગ આગલ પછડાઇ પડી હતી, તે તમામ ચહેલમેહેલથી ભરપુર, હદ વિનાની સુખકારક, ખુશકારક અને બ્યુટીફુલ હતી, અને તેને કોઇ તેની ખુશ મજાહમા મહાલતો અટકાવનાર આજથી હવે નહી હતું. તે જીવ ચાહે તેમ મોજ મારવા આજથી જીવ ચાહે તેમ છુટો હતો.

તે આજથી એક મરદ બંન્યો હતો. હવે વધુવાર એક હુલ્લડ નહાનો નાદાન પોર્યો રહયો ન હતો. તે પોતાની જીંદગીને દુ:ખી યા સુખી કરવા મુખત્યાર હતો, અને તે સુખી થવા માંગતો હતો. તે જીંદગીને મોહોબતથી નવાજવા યા તુચ્છકારથી ધીકકારી કાઢવા સામર્થવાન થયો હતો, અને તે તેને મોહોબતથી નવાજવાજ ઇન્તેજાર ને તલબગાર હતો.

મોહોબત! એ ખ્યાલે તેને પુરતો સજાગૃત કરી મેલ્યો તેની આંખ માંની થોડી ઘણી ઘેરાઇ રહેલી ઉંઘ પણ તે ખુશ ખ્યાલનો સ્પર્શ થતાં તાબડતોબ ઉડી ગઇ. તેની રગોમાંનું લોહી જોશમાં ઉછાલા મારવા લાગું પોતાનો પ્યાર જાહેર કરવાની, બાપોકાર ખુલ્લો કરવાની હવે આજ પછીથી તે જવાંનને આટલી ફીકર કે ચીંતા ન હતી. તે હવે ઉંમરે પુગ્યો હતો. એટલે પોતાના સુખદુ:ખની ભવિષ્યની ભાગ્યણ પોતાની ચોઇસ મુજબ સીલેકટ કરવા મુખત્યાર હતો.

ઉપલો ખ્યાલ થતાંજ તે પાછો હસ્યો; અને પછી બારી આગલથી ખસી ડ્રેસ કરવામાં મશગુલ થયો.

થોડાવારમાં તે તૈયાર થયો, ને બેંડ-રૂમમાંથી બાહેર પડયો. માહાલમાં હજી બધાં સુતેલાંજ હતાં; તે ધીમેથી ચાલતો ચાલ પસાર કરી દાદર આગળ આવ્યો ને એક ફાંડયું ઉતરી થોભ્યો, અને પોતાની બેહેનનો બેંડ-રૂમ જે દાદરની નજદીકમાંજ હતો તે તરફ તેણે નજર ફીંકી. બારણું અલગું બંધ હતું, તે નીહાલી તે પાછો ઉપર ચઢયો, અને નઝદીક જઇ ધીમેથી તે ઠોકયું.

"અંદર આવો!" અંદરથી કોઇનો નાજુક મધુર અવાજ આવ્યો.

તે દાખલ થયો. તેની જોડયણુ બેહેન અત્યાર આગમચની ઉઠી, તૈયાર થઇ, પાછી બીછાંનામાં બેહાદ ફીસમે અલેટાઇ પડેલી હતી. બારીમાંથી સુરજના કીરણોનો પ્રકાશ તેણીના ગોરા ચટમારા મનમોહક ચેહેરા ઉપર પડતો હતો, તેથી તેણીએ પોતાની નરંગીસ સમ ચશમો અર્ધી વીચેલી

હતી. તેણીના સુંદર કાળા ઝુલફાઓ તેણીની સંગેમરમરમાંથી કોરી કાઢેલી નાજુક ગોરી ગરદનની આસપાસ ગેલ કરતા પડેલા હતા, અને કેટલાક તો પવનની લેહેરીમાં ઉડી તેણીના ગેલાબના ફુલ મીસાલ ખીલી રહેલા ગાલો સાથ ગમત કરતા હતા.

"એ તું છે કે, અદી?" તેણીએ બીછાનાપરજ જેમને તેમ અરડાઇ રહી સવાલ કર્યો, "કેટલા વાગા? આજે તું કાંઈ બહુ જલદી ઉઠયો?"

અદીએ કશો જવાબ કર્યો નહીં. તે તો અલેટાઇ પડેલી પોતાની જોડયણુ બેહેન ફ્રેનીને ટીકતો હતો; તેણીના સીમેટ્રીકલ શરીરનું જાણે બારીકાઇથી અવલોકન કરતો હતો. આજે પેહેલીજ વાર તેની માજાઈ તેને એટલી બધી મોહ પમાડનારી હદ સુધીની ખુબસુરત દીસ્તી હતી.

"બાઇ જોવ! ફ્રેની, આયજ હાલતમાં જો તને પેલો સોહલી દલાલ કમણુ જોય તો હું કસમ પર કહુંછ કે-કે—" તે આગલ બોલતાં ઘણીજ કઢંગી કીસમે અટકી ગયો. તેના શબ્દોએ ફ્રેનીની રગોમાંના લોહીને જોશમાં દોડતું કર્યું. તેણી રાતી ભુંદ બની ગઈ.

"અદી," તેણી વાત ફેરવી બોલી, "નાસ્તાનો વખત થયો કે?"

"નહીં! હજી તો ઘણા ઘણા સાત વાગ્યા હશે! પણ ફ્રેની, હું તો તને સાલ મુબારક ઇચ્છિનાં ભુલીજ ગયો. વ્હાલી બેહેન, આજે આપરી એકવીસમી વર્ષગાંઠ છે, જે તુને ને મને હું મુબારક ઇચ્છુંછ," અદી હસીને બોલ્યો.

તેણી બીછાનામાંથી કુદી ઉભી થઇ; અને તે બેઉ બાઇ-બેહેન બારીએ જઇ ઉભાં.

"આહા! કેવી દીલખુશ પ્રભાત છે? બધી કુદરત કેવી લવ્લી લાગેછ?" ફ્રેની બાહારનો સુંદર દેખાવ નીહાળી બોલી.

"ને તું બી કેટલી લવ્લી છે? તું બી આટલી બધી મનહરણ છે એ તો મેં આજેજ જોયું ને જાણ્યું," અદી બોલ્યો, "બેહેન, આપરી અતરાફમાં બધુંજ દીલખુશ ને દીલપઝીર છે," તેણે ગમખાર અવાજે જારી રાખ્યું, "અરે! હું કેવું ઇચ્છુંછ કે આપણી પાસ તે બધું ભોગવવા પૈસા હતે!"

"છટ! એ વાત તું આજે ના કર! અદી, વ્હાલા બાઈ, આજે આપણી જીંદગીનો એક નવો તબકકો શરૂ થાયછ તે કેવો નીકલશે તેનો ખ્યાલ અત્યારે ના કર! આજે આજનોજ વિચાર કર! ખુદાના શુગરાના કર કે આજનો ભાગ્યશાળી દિન જોવા તું હૈયાત છે."

અદીએ ડોકું ધુણાવી હા પાડી. તેઓ વચ્ચે જરાવાર ચુપકીદી ફેલાઇ.

"ફ્રેની," અંતમાં અદીએજ તે ચુપકીદી પાછી તોડી, "માહરો એક છુપો ભેદ છે તે અત્યાર વેરમાં મેં જેમ તેમ છુપાવ્યો છે, મગર હવે મને લાગેછ કે તે જો વધુ વાર હું હવે છુપાવા જવશ તો જરૂર બા જરૂર ગુંગલાઇને મરી જવશ. આજે હું ઉંમરે પુગ્યોછ, એટલે આજથી હું ઇન્ડીપેન્ડન્ટ છું, તેથી તે માહરો એકપુરો ભેદ સર્વથી પેહેલો તું માહરી વ્હાલી બાજાઇને કહુંછ?"

ફ્રેની હસી, અને પોતાના ભાઇની ગોદમાં વ્હાલથી દબાઇ ઉભી. "અદી, યુ સ્ટુપીડ ઓલ્ડ બૉય, એ તાહરો છુપો ભેદ મને રોશન છે!" તેણીએ હસીને કહ્યું.

અજાયબીને મારે અદીએ ભવાં જમાવ્યાં.

"તું જાંણેછ? કાંહાંથી જાંણેછ?? કેમ જાંણેછ???"

"તું પ્યારમાં છે? ખરૂં કેની? હાઇઓ લુચ્ચા," પોતાના ભાઇની છાતી પર માથું નાંખી, હસીને તે ધીમેથી બોલી, "મેં કેમ જાણ્યું? બોલ જોઉં? એ તો બધાનો હાલ એવોજ રહેછ?"

"તાહરો શું, ત્યારે, અવતાર છે!"

"માહરી વાત દીગર છે–હું તો છોકરી છેઉં," ફ્રેની ગંગેતાઇને બોલી.

"પણ તું કોઇને ચાહતી તો હશેજ? હાઇઓ લુચ્ચી, ના ના કહે? સોહલીને તું ચાહેછ કે નહી તે તો મને ખબર નથી, મગર ને તો તુંને ચાહેછ એટલું હું ખાત્રીથી જાણુંછ."

પોતાના ભાઇને બોલતો બંધ કરવાની તેણીએ ઘણી બી તજવીજ કરી, પણ તે અટક્યો નહી. ગુલાબને બી જંખવાણા પાડે એટલી બધી હદ સુધીના તેણીના ખુશચેહેર રૂખસારાઓ ગુલાબી બની ગયા.

"હા! તે તુંને ચાહેછ! પ્રથમમાં તો હું બી એમ માની લેવા લલચાયલો કે તે પેલી તાહરી સહી આલાં બામજી પર મરી ફીટીછ. પણ નહીં, મેં તલાશ કરી જોઇછ ને તે પરથી મને જણાયુંછ કે તેમ નથી. ફ્રેની તું તેની જીગર છે, આલાં નથી."

"પણ સૌની પેહેલો તો તું ખુદ પોતેજ એ માહરી સહી આલાં પછવાડે ધકેલા ખાતો'તો," ફ્રેની વાત ફેરવતાં બોલી, "ચાલ વરી ના શાંનુ કહેછ? પુનામાં તું કંઇ, તેની પુઠે ઘોડો લાગેલો કે? જ્યાં હોય ત્યાં તેની પાછલજ દમકયા કરતો'તો, તે યાદ નથી કે? પણ ડીયર બ્રધર, એમાં

હું તાહરો વાંક નથી કાઢતી. એ આલાં છેજ એટલી ખુબસુરત કે કોઈ રસ્તે ચાલતો પણ એનાપર લોભાયા વગર રહેજ નહી," ફ્રેનીએ અહીં એક નીસાંસો નાખ્યો, ને પછી જરા સીરીઆંડ્સ બની બોલી "હું તો ચાહુંછ કે તું જરા મોટો હતે અથવા એ ન્હાની હતે!"

અદીએ તે સમજી ખભાં ચઢાવ્યાં.

"હા! કે પપા માહરૂં એની સાથ સારૂં નક્કી કરી નાંખતે! ખરૂં કહું તો એની સાથ નહી ને એના ચીચોડા સાથ મને પરનાવી આપતે! એ આલાંના આચાર વિચારો મને આટલા થઇને ગમતા નથી, ને તુંને એટલું બધું સહીઆરૂં એની સાથ પડયુંછ તે બી, બેહેન, મને તો મુતલગ પસંદ નથી."

"જા બા, તું માહરી એ સહીને વાસ્તે કંઈ આડુંઅવળું બોલતો ના જે? એને છે શું? આવી મજાંહની ખુબસુરત બોલકની સહી વરી કોણને નહીં ગમે? ખરો લકી તો, અદી, આપરો સોહરાબ દલાલ! એ લોક પરણીને ખરેજ સુખી થશે!"

અદી પોતાની બેહેન તરફ ફર્યો, અને તેણીનું નાજુક સર પોતાનાં હાથોમાં પકડી, તેણીની મનોહર ચશમો પોતા સાથ ફરજયાત મેળવતાં બોલ્યો, "ફ્રેની, એ ગાંડી ઘેલી વાત છોડી દે, ને હું કહુંછ તે માન! સોહરાબ આલાં પર નહી પણ તાહરી પર મરી રીટેછ. તે તનેજ પુજેછ, ને થોડા વખતમાં બલકે ચંદ રોજમાં તાહરા હાથની માંગણી પણ મને લાગેછ કે એ કરશે!"

ફ્રેની જોર કરી પોતાના બાઈના હાથમાંથી છુટી આઈના આગલ જઇ પોતાના ખોળાયલા બાલ સરખા કરવા પડી.

"તાહરી મોહોબતનો વારૂ શું હાલ છે, અદી" તેણીએ વાત ટાલી. અદી પોતાની બેહેનની નજદીક ગયો.

"લુક હીયર, ફ્રેની! એ માહરો બરમ હાલતુરત તો તુંને છુપોજ રાખવો પડશે? શું, સમજેછ કે? કોઈ મને ઇડીયત ધારે યા બીલકુલ બેવકુફ મુબખ માને અથવા જે ગમે તે સમજે, આઈ કેર એ પીન ફોર ઘેટ. હું પરનસ તો બસ એ શેહેરાનેજ. હુ પોતે મુફલીસ છેઉં, ને સાથે વળી આંખે હાડકેનો ને કામ ધંધા વગરનો છું, ને તેણી આપણાં કારબારીની છોકરી છે તો શું થયું?"

"એ તો એની કરી લીધેલી છોકરી છે," ફ્રેનીએ પોતાના બાઈની ભુલ ભાંગી.

"હા!" અદી તુરતજ બોલ્યો, 'એ પોતે પણ જાણતી નથી કે ખરેખર એ કોણની છોકરી છે. બટ નેવર માઇન્ડ! એના માય બાપ ગમે તેવા ઉંચા ખાનદાનના હોય યા નીચ, પણ એ છોકરીને સારી તરબીયત ને કેળવણી મળેલી છે એજ મને બસ છે. ફ્રેની, તાહરા થાંને પણ એ વધુ ઍકો મપ્લીશડ છે, એટલે પછી વાંધો શું? શહેરાં વધુમાં ખુબસુરતીનો એક નાદર નકશ છે, નહીં બેહેન?"

ફ્રેની મુંગી ઉભી.

"ફ્રેની, બોલ, કહે કે તે ઘણીજ દીલકશ છે!"

ફ્રેનીએ પોતાના હાથમાંનો ગ્લાસ ટેબલ ઉપર મેળી પોતાના ભાઈ તરફ ધીમેથી ફરી જોયું.

"અદી, શું તાહરી આશા નાપાયદાર નથી? શું તમામ મદાર વગરની અને ફુઝુલ નથી? તાહરી પાસ ઝેર ખાવા વડીક જેટલી ફુટી બદામ નથી, ને તેમાં તું કઉઆ કારભારીની મુફલીસ શહેરાંને વરવા તૈયાર થયોછ એ જો પપા જાણશે તો રનના જણ પાડશે; તેના જેવી એક ભીખારડી સાથ શાદીના ગાંઠથી જોડાવા તું તલબગાર છે એમ જોતાંજ તેવણ હદ વગરના બરેમેલાફ બનશે. અદી, એમાં શાદી નહીં મગર બરબાદી સમાયલી છે તાહરે માટે, એમ હું માનુંછ. એવી એક ગરીબની છોકરીને પરણવાથી ઓર એક વધુ બોજો તાહરા પર પડશે. પેહેલાં તો તાહરાંજ ગુજરાનનું તાહરી પાસ કશું સાંધણુ નથી ને તેમાં એ બીજી બલાગાત ઉમેરાતાં તું કેમ ખેંચશે? ને વળી પાછો તું પોતે કરજદાર છે, ખરૂંની!"

અદી, નીચી મુંડીએ બ્યાલોમાં ચકચુર ચુપ ઉભો. થોડોજ વખત અગાઉ પોતાના ભવિષ્યના સુખના ગગનમાં તે દુઃખની એક ન્હાની વાદલી યા તેનો પડછાયો પણ જોઈ કે જાણી શકયો ન હતો, પણ આ માત્ર થોડીક મીનીટનીજ ટુંક રમતમાં તેને તે સાફ સ્વચ્છ ગગન દુઃખના સીહા વાદલાંઓથી છલાછલ છવાયલું નજરે આવ્યું.

"હા," તે કડવાસથી બોલ્યો, "તું જ્યારે માહરો હાલ જાણેછ તો હું તને તેથી પુરતી વાકેફગાર કાંય નહી કરૂં! બેહેન, મને જુગારનો બદબખ્ત લખ લાગેલો છે, પણ તેમાં માહરો અપરાધ નથી. ગવરનર મને માસીક પૉકેટ અલવન્સ એટલું તો નજીવું આપેછ કે આવા આડકત્રા ઉપાયોથી મને તે પુરતું ઉપજાવવાની જેહેમત વેઠવી ને ખેંચવીજ પડેછ!"

"પપાનો એમાં કસુર નથી. પપા પોતેજ બિચારા એટલા ભારી કરજદાર બની ગયલા છે કે બોલ્યે વાત નહી. સઘળી ઍસ્ટેટને બી એકક

પછી મારગેજ મુકીછ ને જે વખત જાયછ તેમાં આય માહાલ જે હવે એક પુરીજ બાકી રહેલી મારગેજ મુકાયા વિનાની આપણી મીલકત છે તે પણ મુકાશે,' ફેનીએ પોતાના પીદરનો બચાવ કર્યો, "એમ તો મને પણ પુરતો પૉકેટ ખર્ચ મળતો નથી, તે છતાં તે માટે હું તો નથી તે સાંમે બબડતી?"

"તેનું બી એક કારણ છે! તું સીવવા સાંધવા ને બરવા ગુંથવામાં એટલી 'કલેવર' છે કે જે થોડું ઘણું તને મળેછ તેમાંથી તું તાહરૂં મન-ચાહયું કાપડ ખરીદી તાહરેજ હાથે સીવી સાંધીને પેહેડેછ ને જ્યારે જોઇએ ત્યારે ટાઇટની ટાઇટ ફરેછ. તાહરો સીલાઇનો જબરો ખર્ચ એમ બચી જાયછ એટલે તુંને ભારી લાગતું નથી. પેલો સોહલીબા દલાલ બી એક દાહાડો મને એમજ કહેતો'તો!" અદી હસીને બોલ્યો. સોહલીનું નામ સમજી ફેની પાછી લાલ બની ગઇ.

"નોનસન્સ! તે વરી માહરે માટે કેમ જાણે? તે માહરી તરફ તો કોઇ વખત પણ ધુકારીને જોતો બી નથી. કદાચ તુંને એમ તેને આલુ બામજીને વરે કહયું હશે. આલાંના ડ્રેસો તો તું એકકા જો! કેવા કીંમતી ને ફાંકડા છે? ખરૂં કહુંછ, ભાઈ, એ આલાં માટે કોઈ કોઇવાર મને ઘણી અદેખાઈ એના એ ડ્રેસો ખાતર લાગી આવેછ. પૈસા-પૈસો-પૈસા! કોઈ વખત અદેખાઇના અવેશમાં એવું ફીલીંગ મને થઈ આવેછ કે જાણે પૈસા ખાતર માહરૂં જીગર બી પેલા ફૅાસ્ટની કાંની શયતાનને વેચી નાંખું."

અદીએ દીલગીરીથી ડોકું ધુનાવ્યું.

"તાહરૂં જીગર વેચવા બદલ જો માહરૂં માને તો તાહરા પેલા બાવા આદમને વખતના કદરબીહામણા થોડાક દાગીના વેચી નાંખ કે કંઈ પૈસા તેમાંથી ઉપજે, ને જરાક બી તાહરૂં દલદર ફીટે." તે બોલ્યો, "એ તાહરી સહી થતીની વાત તો તું માહરી આગલ કાઢતીજ ના. એની ચેહેલમેહેલ જોઇ મને બી અવારનવાર ખુબ અબરમચી આવેછ. એનો એકલો પેલો કીંમતી નેકલેશ જોઇનેજ મને એવું થઇ આવેછ કે જાણે તેને રખાડી નાંખું."

ફેની બાળ ડ્રેસ કરવામાં એટલી મશગુલ બની ગઈ હતી કે તેણીએ પોતાના ભાઇના છેલ્લા શબ્દો ભાગ્યેજ સમજ્યા.

"અદી, પાછો રાતે તું જુગાર રમેલો કે?" તેણીએ પુછ્યું.

"હા!"

"કંઇ જીત્યો?"

અદીએ ડોકું હીલાવી ના પાડી.

"શું હાર્યો?"

"સો રૂપીઆ!"

"માઈ ગૉડ! અદી, તું શું કહેવા કરવા માગેછ? એ તુંને શું સુઝ પડેછ?"

"મને પૈસાની બહુ તંગી છે, ને સોહરાબ દલાલ તથા એરચ બેંકરને ગઈ રાતે ફ્લસ રમતાં મોટી મોટી સ્ટેકો લેતાં જોઈ મને પણ રમવાનું મન થયું ને બીજા સો રૂપીઆ મેં બાંય ધાર્યા. એટલું ઠીક છે કે એકલા સોહરાબનોજ હું કરજદાર છું."

"પણ એ તાહરીપર અગાઉનું બી કંઈ માંગેછની?"

"હા! ચારસો રૂપીઆ!"

"એટલે બધા મળી પાંનસો!"

"વસ!"

"એ બધા તું કાંહાંથી ભરશે?"

"ખુદાહમાંથી!" તે ખીજવાયો, "કંઈ સમજ નથી પડતું કે શું કરૂં?"

"પપા કંઈ તાહરૂં કરજ આપી શકે એવી હાલતમાં હાલ નથી." ફ્રેની બોલી. "તેવણ બિચારા એવા તસ્યાઝાટક થઈ ગયાછ કે બોલ્યે વાત નહી. હાલની ખર્ચાળ પાર્ટીમાં જીવ ઉપર જોરાવરી કરીને આપણા લાભ અર્થે એવણે ખર્ચ કીધોછ!"

"આફ નો ઘેર! એવણના ફરીજ તુંને યા મને કોઈ ચીકાસદાર ઠેકાણે ગોઠવાવી દેવાનો છે."

"હા! ને તું તો પેલી શોહરાં પાછલ દીવાનો બનેલોછ. પપાજીની તને કંઈજ પરવાહ નથી!" ફ્રેનીએ ગુસ્સો કર્યો.

"બેહેન માહરી, મને નથી પણ તને તો છેના! તું સારે ઠેકાણે ગોઠવાઈ જાની. વારૂ બોલ, જોઉંછ તો ફ્રેની, માહરી ડાહી દીકરી બનીને હું જે પુછુંછ તેનો સાચોજ જવાબ આપ. સોહરાબ અગર તાહરા હાથની માંગણી કરશે તો તું તે કબુલ રાખશે કે?"

વળી પાછી ફ્રેની નીચ્યા બરસ સાથ ફાંફાં મારવા પડી.

"એવા ગાંડાઘેલા સવાલ પુછવાથી બાઝ આવ અદી, એ સોહરાબ તો આલાંના——"

"ચુપ! એ આલાંનું નામ માહરી આગળ ફરીથી કાઢની ના. મને એ નામ સમજીને ધીક્કાર છુટેછ," અદી ઉશ્કેરાઈ બોલ્યો.

" શ–શ ! ચુપ–આસ્તે બોલ! શું તું જાણતો નથી કે આલાંનો રૂમ માહરી જોડમાંજ છે ને અમારા રૂમો વચ્ચેનું કનેકશન ડૉર પણ ખુલ્લુંજ રહેછ. એ જો જાગતી હશે તો આપણી વાતચીત, તેણી બધી પરગરી સમજતી હશે !

" સમજવા દે સમજે તો! મને તેનો ડર નથી. સોહરાબ એ ગરાનકદર જેવી આલાંના પ્યારમાં? હેં!! તૌબ–તૌબ!! હું માનુંજ નહી તો!"

" ચુપ, બેવકુફ ના બન. જરા શરમા! શું માનુંજ નહી તો?" ફ્રેનીએ ખીંચ પાડી, "તું ત્યારે શેહેરાં જેવી એકના પ્યારમાં છે એમ કોણ અટકલશે કે માનશે?"

અદીએ પોતાના હોઠો કરડયા.

" ઑલ રાઇટ! હું દીલગીર છું. એ વાતને ગોલી માર. વારૂ, હું માહરા કરજનું શું કરૂં?"

" શું કરે વરી? કંઇ બી કરીને ભર!"

" કયા ચુલાહમાંથી? આજે જો વરી નશીબ કંઈ પાસો બદલે તો ઠીક ને——"

" એ એમાં નશીબનો પાસો બદલાવાની વાત તો તું માંડીજ વાલજે. બાઇ," ફ્રેનીએ તેને બોલતો અટકાવી કહયું, " ને હાલ તો તું સીધાર. આપણે બીજી વખત ધીરજથી વાત કરી એનો કંઈ તોડ મનમાનતો કાહડશું. કરજ તો તાહરે કંઇ બી કરીને ભરવુંજ જોઇએ. એમાં તાહરાં સ્વમાનનો સવાલ સમાયલો છે તે તું વીસરી ના જા. ને જો અદી, તને ગુસ્સો યા રીસ લાગે તો ભલે, પણ હું તો તાહરા ફાયદા માટે આય શીખામણના બે બોલ સવેલાએ આપુંછ કે તું શેહેરાંને વરવાનો વિચાર પડતો મુક. તેણીને પાછો તું મળે ત્યારે ખુલ્લાં દીલથી સઘલી ખરી આપણી હાલતથી તેણીને વાકેફ કરી દેજે, ને તેને છેલ્લી સલામ કરજે. તું આંય અવતારે તેણીને પરણી શકનાર નથીજ, તેમજ તું તવંગર થાય ત્યાં સુધી તે થોભે એમ બનવાકાલ બી નથી. તે જવાંન છે, ખુબસુરત છે, કેળવાયલી છે એટલે તુરતજ ઉચકાઈ જશે; બાકી તો તું જો તેણીને વરશે તો જનમોજન્મ સુધી ગરીબાઇમાં અથલ્યાં મારતો નાહક દુઃખીજ રહી જશે. બોંપે પડયો બોંયે કંઈ તું આહરો વહાલો ભાઈ રહેવાનો તો નથીજ એમ મને ખાત્રી છે, મગર તેથી કંઈ એમ ઠરતું નથી કે બવાબની આશા પર આધાર રાખી તું અત્યારથીજ જંજાલીયતમાં ઉતરી જાય, ને જીંદગી વેર તેમાં સબડતો થાય!"

અદીએ ખ્યાંતથી ફેનીનું કહેવું સમજ્યું, મગર તે તો ઉચ્યુ તો નહીજ.

"હું હમણાંજ સેહેરાં આગળ જાઉંછ," તે બોલ્યો, "ને આપણી હાલતથી તેણીને વાકેફ કરૂંછ. પણ ખાત્રી રાખજે, ફેની, કે હું તેને જીન-દગી તજી દેનાર નથી—હું તેને છેલ્લી સલામ કરનાર નથી."

---

## પ્રકરણ ૨ જું.

---

### નસીબનાં નખરાં.

નસીબનાં નખરાંનો ઢંગધડો ક્યાં છે? તેની હીલચાલો કેટલી બધી હદ વિનાની વિચિત્ર અને અચોકસ છે? તકદીરની તાસીરો કેટલી બધી દોરંગી હોય ને થઇ શકે છે, તેથી, કોણ અજાણ છે? એક વખતનું લાખો રૂપ્યાનું માલીક તવંગર મેહેતા કુટુંબ આજે જમાનાની ગીરદેશીનાં ફરતાં લોખંડી ચકકરમાં ફસાઇ મુફલેશી ને મોહતાજગીની ઘણીજ ખરાબમાં ખરાબ અવદશાએ તકદીરનાં તીરથી પોહોંચવા પામ્યું હતું. તે માતબર કુટુંબના અસલ સ્થાપક નવરોજી મેહેતા કંઇ જન્મથીજ દોલતમાં રોલતા ને રૂપેરી ચમચો મોઢાંમાં લઇ ઉછેર્યા ન હતા; પણ લક્ષ્મી દેવીજ તેવણ ઉપર પાછળથી મેહેરબાંન ને કુરબાંન બની હતી. તેવણ પોતાની ખંત, ચંચલાઇ, ચબરાકી, અને આપબળથી આગળ વધ્યા હતા.

એક ન્હાના ઓહ્દા ઉપર ગવર્નમેન્ટ પોસ્ટમાં જોડાઇ પોતાની કાબેલ્યત, કુનેહ અને પ્રમાણીકપણાના ઉમદા ગુણોની ભેગી બક્ષેશથી તેવણ ધીરે ધીરે ભારે ખંત અને જેહેમતથી વધી ગયા હતા. ટાયફા-વાલાઓ સાથના યુધ્ધ વખતે તેવણે કૅમેસરીયટ ડીપાર્ટમેન્ટમાં એક ઘણો જોખમભર્યો ને મોટો ઓહ્દો ઘણીજ વખાણવાલાયક રીતે ભોગવ્યો હતો; અને મોટા સરકારી ઑફીસરોની ભારે પ્રશંસા મેળવવા ભાગ્યવાન થયા હતા.

ત્યાર પછીથી, ચીનની ચઢડાઇ વેલાએ અને બોઅર વૉર વખતે તેવણ પોતાના બુલંદ એકબાલને જોરે ઘણાં મોટાં કૉન્ટ્રેક્ટસો કૅમેસરીયટ ડીપાર્ટમેન્ટના મેળવવામાં ફાવ્યા હતા, અને તેની બરકતથી ઘણો જબરદસ્ત ટકાકો તેવણને પડયો હતો. તે પછીથી વરસો વેર સરહદપરના હિન્દી

લેસ્કરોને રાશન પુરૂ પાડવાનું કામ તેવણના અનુભવી હાથોમાં સોંપવામાં આવ્યું હતું; અને તે ઉપરાંત મુંબઈ તથા કરાંચીમાં સ્ટીમરોને ખોરાકી પુરૂં પાડવાનું દુબાસ્યાનું કામ પણ તેવણે બહુ ઓહોલા પાયા ઉપર મચાવ્યું હતું, અને એ રીતે નશીબદેવીના એ લાડકવાયા ને માનીતા પુજારીએ પોણા કરોડ રૂપ્યા જેટલું ધન પોતાની ચાલીસથી ઉપર વરસની ફતેહમંદ 'બીઝનેસ' કારકીર્દી દરમ્યાન મેળવ્યું હતું.

કોમેસરીએટ ડીપાર્ટમેન્ટમાં તેવણે બજાવેલી લાંબી અમુલ અને વફાદારીભરી સેવાઓની પીછાનમાં દખનના પેહેલા વર્ગના વંશ-પરમપરાના સરદારના માનભર્યા એલ્કાબથી નામદાર સરકારે તેવણને નવાજ્યા હતા. તેવણે મુંબઈ, કરાંચી, પુના, મહાડ વિગેરે સ્થલોએ મોટી મોટી જાગીરો પોતાની હૈયાતી દરમ્યાન ખરીદી હતી, અને છેક મરણની ઘડી સુધી પોતાનો ધીકતો ધંધો ઘણીજ બાહોશીથી ચલાવ્યો હતો. મગર તેવણના અકાળ મૃત્ય પછી તેવણના ગાદીવારસ ચેરાગ અરદેશરે તે બાદશાહી ધંધાને વધુવાર ચાલુ રાખ્યો નહી. મોજમજાહમાં આઇયારી બની ગયલા, ને રેસ સટાની તકલીફી મોહીનીમાં તલ્લીન બની ગયલા તે એટાએ તે ચાલુ રાખવા જેટલી ફુરસદ પોતાને મળતી, પોતાની મોજ-શોખને વીસારી મેળવા સિવાય, જોઇ નહી. ખાઇપી, દારૂ, જુગાર, રેસ, સટા ઇત્યાદી અવિચારી બદીઓમાં પાપરી પેરે પૈસો વેરી નાંખવામાંજ તેણે પોતાની જીંદગીનું સાર્થક વહી ગયલુ માન્યું; અને પરીણામમાં, જ્યારે તે આ જહાનથી વાસો સદા માટે ઉઠાવી ચાલતો થયો ત્યારે, બેહેસ્તી સરદાર નવરોજજીની સકમાઇથી અને બારે શ્રમથી સંઘરાયલુ અર્ધોઅર્ધ ધન સાફ થઇ ગયુ હતુ.

અને પડતી પર પચાસ! એ અરદેશર થાંને પણ તેનો બેટો નવલ બાપ થાંને ચાર ચાસણી વધે એવો જબરો ઉડાઉ ને ખર્ચાલુ નીકલ્યો. કલબ, બીલ્યર્ડ ને જુલ્પો, એજ તેનું તો રોજીંદુ કામ હતું. અને એ સત્યારનાશીના પેશામાં કોણ સુખી આજ સુધી થયુંજ કે એ થાય? મરનાર સરદાર નવરોજજીની થોડીઘણી બાકી રહેહેલી ફાજલ પુરાંતનો પણ રસ્તો તેવણે કરી નાંખ્યો; તે એટલી બધી હદ સુધી કે અંતે તેને થોડીક એસ્ટેટો નીશાળે પણ મુકવી પડી, અને એકુ બે તો માંગનારાંઓને ભરવા વેચી પણ નાખવી પડી.

આપણી વારતા ઉઘડે છે તે ટાઇમે સરદાર નવરોજજી મેહેતાની નાણાં સંબંધી સ્થિતિ બહુજ બારીક થઇ પડી હતી. હવે તેવણ પોતાની પ્રથ-

મની કુચાલ માટે ગમ ખાતા અને પસ્તાતા થયા હત. મગર એ પાછળનો સર્વ પશ્ચાતાપ શો ખપનો?

તેવણ એટલા સુધી તો તંગ હાલતમાં આવી પડયા હતા કે છેલ્લે છેલ્લે તો પોતાને રહેવાનો મલાડમાં આવેલો મેહેતા માહાલ બી તેવણે મારગેજ મુકયો હતો; મગર તે સર્વ છતાં તેવણની એક કમાળ એબ એ હતી કે તેવણ પોતાનો ખર્ચ જરાએ ઓસારતા ન હતા. નોકર નફરેનો બેહદ મોટો જંગી રસાલો પેહેલા બેહેસ્તી નવરોજજીના સમયનો હજી બી બીન જરૂરી હતો. એવા ન્હાના મોટા બેટા ખર્ચો નામની નોકને ખાતર ચાલુ રાખી આવો દીવાલ્યા સહીત લખલુટ કારોબાર પોતાની ગુંજાશ બીલકુલ ન હોવા છતાં તેવણ જારી રાખી બેઠા હતા.

પોતાની તંગ હાલત કોઇ રવેશે ફેરવવાની તેવણના દીલમાં આશા હતી; અને ફ્રેનીને મોઢથી આપણે સમજી ને જાણી આવ્યા છીએ તેમ, પોતાના જોડયા બેટા–બેટી, અદી ફ્રેનીની એકવીસ ।। વર્ષગાંઠની ખુશાહાલીમાં એક મોટી પાર્ટી પોતાના ઓલખીતાં પાલખીતાંઓને આપવાનું કારણ તે આશામાંજ આવી અટકેલું હતું. આ પાર્ટીમાં નોતરેલાં દોઢ દજન ઉપર પરોણાઓમાંના બે ઉપર તેવણનો ડોળો હતો. તેઓ પોતાના દીકરા દીકરી સાથ ગોઠવાઇ જાય એવી ઉમેદ તેવણે પોતાના દીલમાં વસાવી હતી, કારણ તેઓ બંને ગબ્બર હતાં; અને તેઓની સહાયતાથી પોતાની તંગ અવસ્થા ઉગાતાવવાની તેવણને ઉમીદ હતી.

મી૰ સોહેરાબ માણેકજી દલાલ, એમ. એ., એલ. એલ. બી., બારીસ્ટર–એટ–લૉ., એક સારાં ખાનદાનનો ધનવાન એકપુરો નબીરો હતો. મુંબઇની હાઇકોર્ટમાં તે એક કુશલ ધારાશાસ્ત્રી ગણાતો હતો, અને તેની પ્રેકટીસ ઘણી ફતેહમંદ અને બોહોલી હતી. એક કુશળ વકતા તરીકેની તેની વિખ્યાતી ઝાઝી હતી; અને રાજદ્વારી અને સંસાર સંબંધી સવાલોની ચારવણીમાં તે ઘણો ઉલટભર્યો ને આગેવાન ભાગ લઇ જાહેર પ્રજાની ઘણી જાણમાં આવેલો ને તેઓનો માનીતો હતો. તેને નોતરવામાં સરદાર નવરોજજી મેહેતાની મતલબ તે પોતાની બેટી ફ્રેનીનો દામાદ બને એ જોવાની હતી, કેમકે તે હજી કુંવારો હતો, અને તેની ઉમર પણ બાગ્ગેજ પાંત્રીસની હતી.

બીજી ચાહી ચીતીને તેડેલી પહરોણી મીસ આલાં બામજી હતી. એક અતીશય ખુબસુરત, ઉંચી, ભરેલા બાંધાની, રોબદાર તારવંત દેખાવની, બત્રીસેક વરસની આસરે, અને 'કવીન–લાઇક' સ્ટેચરની તે એક દીલકશ

નાજનીન હતી. તેણી મુંબઇની ધપધપી સોસાયટીમાં થોડાં વરસની વાત ઉપર એક બાંગુના પીલાની માફક ઓચીંતી ઉગી નીકળી હતી. તેણી અસલ કોણ હતી, કેવા ખાંનદાનની હતી, તેણીના માતપીતા કોણ અને કેવાં હતાં તે કંઇ જણાયલું નહી હતું. પુનાના એક માતબર વીધવા નામે જરબાઈ બામજીની પાંચ વરસ વેર એક નર્સ તરીકે તેણીએ તેવણુની જીવલેણ બીમારી દરમ્યાન ઘણી જીવતોડ સારવાર ઓટી રંજ ને જેહમત ઉઠાવી કરી હતી; તેથી તે ડોશીએ ખુશખુશ બની જઈ તેણીને પોતાની દીકરી સમ ગણી ત્યાર પછીથી સાથેજ રાખી હતી; અને પોતાના મરણ વખતે પોતાની તમામ એશકથામત-લગભગ એક લાખની-એ આલાંના નામ પર એક નજીવી શરતે કરી હતી. જે શર્ત તદનજ નીરજીવ, સેહેલી અને સાદી હતી. તે એ હતી કે આલાંએ જરબાઇની ઓખર ધારણ કરવી; અને અલબત્તાં, કહેવાની કંઇજ જરૂર નથી કે તે ઑફર આલાંએ તુરત કબુલ ફરમાવી.

અને એ રીતે ઢંગઘડા વગરના નશીબના ઘણાંજ ફાંટાબાઝ નખરાંએ તેણીને એરીસ્ટોક્રેટીક સોસાયટીમાં ધકેલી આપી હતી; અને આપણી નામની ધપધપ્યા અને માતબરમાં ઓળખાતી ને બોલાતી કેહેવાતી સોસાયટીએ તેણીના ચીચોડાની ચલકથી અંજાઇ જઈ તેણીની આગલી પાછલીની કશી પણ તહેકીક કે જુસ્તેજો કર્યા વગર તેણીને ખુલ્લે હાથે આવકાર આપ્યો હતો.

આલાં બામજીની મેહેતાવાલાંઓ સાથની દોસ્તી પુનામાંજ પડી હતી. એક બંડે ખાંચરેની ડીનરપાર્ટીમાં બસ જોતાં સાથજ મનહરણ આલાં કંઈ ફ્રેનીને અજબ હદ સુધીની ભાવી ગઈ હતી, અને ત્યાંથીજ તેઓ વચ્ચે ઘણી ગાઢી મિત્રચારી બહુ ટુંક વખતમાં બાઝી ગઇ હતી પેહેલાં તો અદી પણ આલાંની, ડેઝલીંગ બ્યુટીનો ભોગ થઇ પડયો હતો. તે, તે વાર, ઍગ્રીકલચરીંગ કૉલેજમાં અભ્યાસ કરતો હતો, તેથી તેણીના સમાગમમાં પુનામાં ઝાઝો આવતો રહયો હતો, અને આખરમાં તો તે પોર્યો તેણી ઉપર એક છાકટ કીસમના હદ વગરના પ્યારમાં આંધળો ભીસાલ પડયો હતો. મેહોબતની ધુનમાં મસ્ત બની ગયલ તે ભાનભુ જુવાંને તેણી અને તેની પોતાની વચ્ચેના બસ મોટા ઉંમરના અંતરનો પણ ખ્યાલ થયો ન હતો. તેનો એકાદ ખ્યાલ કરવાની તે પ્યારઘેલા જવાંનને ગોયા તે વાર અવકાશ, દરકાર યા પરવાહજ નહતી.

પણ અદીથી ઍગ્રીકલચરીંગ કાલેજમાં પાટલા પર બરાબર ધુળ છટાંઇ નહી; બે વાર તે સાધારણ એકઝામોમાં ફેલ થયો, અને તેમાં કંઈ

અજાયબી છે? શીખવા ભણવાનું બાજી મુકીને તે સારો દીવસ તો ખાઈ પીને આલાં બામજીનીજ પાછળ દમકયા કરતો હતો, એટલે તે કાલેજની અઘરી પરીક્ષાઓ તે કેમ અને કયાંથી પસાર કરી શકે? આથી, તેના પીતા સરદાર નવરોજજીએ છેડાઈને તેને ત્યાંથી ઉઠાડી મેલ્યો, અને પોતાની આગલ મલાદમાં બોલાવી લીધો.

તેવણુની મુળ મતલબ તેને ઍગ્રીકલચરીગનું શીક્ષણ આપવાની એ હતી કે અદીને તે સંબંધીનું જ્ઞાન તેની બાપીકી જાગીરોની મૅનેજમેંટમાં ઉપયોગી નીવડે; બાકી એ લાઈનમાં તેને પાસ કરાવી યા ડીગ્રી અપાવી તેવણુ કંઇ પોતાનો બેટો રળતો કમાતો બને એવી તો ઇચ્છાજ ધરાવતા યા રાખતા ન હતા.

ખાનદાંનની ગરૂરી તેવણુની રગેરગમાં એટલી તો મોજુદ હતી કે પોતાનાં ખાનદાનનો એક નબીરો કોઈની નોકરી કરે એ આસમાન ને જમીન એક થઇ જવા જેટલુંજ ભયંકર તેવણુને મનસે હતું. કોઈની ચાકરી કરવામાં મેહેતા ખાનદાનની આબરૂની ધુળધાંણી અને વાપાણી થઈ જવાનો તેવણુને વાહીયાત ખ્યાલ હતો. અને કમનસીબે એવા કમસમંજ ખ્યાલો ઘણાં માતબર પારસી કુટુંબોમાં હજી જાયજ છે, એ એક અફસોસકારક બીના છે. ઘણાં તવંગર બાબાપો પોતાના દીકરાઓને શીખવે છે, ભણાવે છે, તેઓને મોટી મોટી પરીક્ષાઓમાંથી પસાર કરે છે, અને પછી તેની મરજી હોવા છતાં પણ કોઈકોઇ વાર તો તેને ધંધે નોકરીએ લાગવા દેતા નથી. તેમ થવે તેઓ પોતાની કુટુંબી કીર્તીનો નાશ થઇ ગયલો માને છે; તેની ઉપર એક કાલો કલંક લાગતો સમજે છે; અને એવા વાહીયાત ખ્યાલોમાં અંજાઈ તેઓ ખરેખર તો પોતાની કુટુંબની ભવીષ્યની ખાણાખરાબી અને પાયામાલીનું બી રોપે છે. કેમ અચાનક આવી પડતી આફતો વેળાએ તેવા કેળવાયેલા મગર પ્રેકટીકલી કશી પણ લાયકાત કે અનુભવ ન ધરાવતા તેઓનાં બેટાઓ તદન લાઇલાજ બની જાય છે; અને આફતથી અકળાઇ જાય છે, અને તેવે આઇનિ વખતે પોતાના કુટુંબની મદદે પોતાની છેલ્લી આંગળી પણ ઉંચકી શકવા જેટલી તાકાત તેઓ ધરાવી શકતા નથી.

એ ખાંનદાંની ખોટી ગરૂરીનો આયંદા નતીજો છે, કે જે માટે ખરૂં કહીએ તો તવંગર બાબાપો, આફતી દોલત ઉપર એશઆરામમાં જીંદગી બસર કરનારાઓ, પોતેજ આભારી છે. પણ આપણે આપણી વાર્તાથી ઘણાં વેગળા ગયા.

ઉપર જણાવ્યું તેમ અદીને તેના બાપે પુનેથી તેડાવી લીધો; અને પોતાની આગળ મલાદમાં રાખ્યો. અંહી અદીની નજર તેના પીતાની

એસ્ટેટના મેનેજર કાઉબા કારભારીની કરી લીધેલી બેટી શેહેરાં ઉપર પડી. અને તે છોકરીની દીલઝીત મોહકતાએ તેને આંઝીઝ નાંખ્યો. શેહેરાંને નીહાલતાં સમેતજ પુનાવાલી આલાં બામજી તેના મગજમાંથી ગાયેબ થઈ ગઈ. તે સદંતર તેણીને વીસરી ગયો. તેણીનાંમાં હવે એક હજારને એક ખોડ તેને વગર શોધવે દીસવા લાગી, કે જ્યારે અગાઉ એજ આલાં બામજીમાં એક ખામી તે કેમે કરી જોઇ કે જાણી શકયોજ ન હતો.

આલાં થોડાજ અરસામાં તેના મનમગજ ને દીલમાંથી દુર થઈ ગઇ, અને તેની જગો કંઇક વધારે જોસ સમેત શહેરાંએ લીધી. શહેરાં પર અદી કેટલો જાનથી બી જીયાદા કુરબાંન હતો તે વાંચનારાં સજ્જનો અદીનેજ મોંઢે પોતેજ પેહેલા પ્રકરણમાં સમજી આવ્યાં છે, એટલે તેનું કથન અતરે ફરી કરવાની લેશ માત્ર પણ અગત અમો વિચારતા નથી.

પણ હવે એ પ્યારના ટાહેલાંને જરા અતરેજ ઢબ પાડી, પાછાં બીજાં પહરોણાઓની થોડીક લીટીમાં ખબર લઇએ.

મેહેતા માહાલમાં આ વખતે એ સોહરાબ દલાલ અને આલાં બામજી ઉપરાંત બીજા લગભગ દોઢ દજન વીઝીટરો સરદાર નવરોજજીએ નોતર્યાં હતાં; અને તે ક્રીસમસ વીક હોવાથી ઘણાંઓને આવવાને ફાવ્યું હતું.

વાજાું બધુંજ ધપધપ્યું હતું. મોટા એંકરો, વેપારીઓ, લોયરો, અને ચીકાસદાર સદગ્રહસ્થો અને તેમના કુટુંબોનો તે એક વગવાલો જમેલો બન્યો હતો. પણ તેઓને આપણી વાર્તા સાથ ઝાઝી નીસબત ન હોવાને લીધે તેઓની ઓળખ વાંચનારાં મેહેરબાંનો સાથ કરાવવાની અમો જરૂર જોતા નથી.

* * * *

અદીના ગયા પછી ફ્રેની પોતાના રૂમમાંથી પોતાની સહી આલાંના ઓરડામાં તે બંને રૂમો વચ્ચે આવેલાં કનેકશન ડૉરમાંથી ગઇ. અત્રે કહી દેવાની જરૂર છે કે એ આલાંવાળા રૂમનું 'મેન ડૉર' તો ફ્રેનીની મુઆફિકજ ચાલમાં હતું, અને આ કનેકશન ડૉર તે બે રૂમના જોડાંણનું એક વચલું સાંધણ હતું.

આલાં હજી ભર ઉંઘમાં હતી. તેણીએ ગઈ રાતરે પેહેરેલો કીંમતી ડ્રેસ બેદાદ ફીસમે વેરવીખેર કોચ તથા ખુરશી ઉપર પડેલો હતો. તેણી એટલી બધી બેદરકાર હતી કે રાતના પેહેરેલાં જાુવેલ્સો વગેરે ટેબલ ઉપર ખુલ્લાંજ ત્યાં પડેલાં હતાં, જે હાલ સુર્યના કીરણોમાં જગમગી રહ્યાં હતાં.

ફ્રેની પોતાની માનીની સહીના આ નબરવસપણાં ને બેરીકરાઈ માટે મનમાં ઘણી અજબ થતી પોતાના ગુની ટો પર ધીમેથી ચાલતી તે ટેબલ

નજદીક ગઈ, અને તે પર પડેલા એક કીંમતી હીરાના નેકલેસને પોતાના હાથમાં લઈ વખાણથી જોવા લાગી.

આ, આલાંની, એક ઘણીજ કીંમતી મત્તા હતી. આબદાર મોટા હીરાઓનો તે એક એમુલ નેકલેસ હતો. તે ઓછામાં ઓછો દશ હજારનો હશે એમ દરેક માનતાં હતાં. આજ તે નેકલેસ હતો કે જે માટે આલાંની અદેખાઈ ફ્રેની વારંવાર કરતી હતી. એક વાર આલાંએ મુંબઈની મોટે ખાંચરેની એક મોટી મેહેફીલમાં ઓહશાઓહશીથી તે નેકલેસ ફ્રેનીને પેહેડાવ્યો હતો, અને તે ટાઇમની પોતાને ઉપજેલી અનુપમ ખુશહાલી ફ્રેની હજી તક વીસરી ન હતી.

ઘણુંજ વહાલથી તેણીએ તે નેકલેસ પોતાના હાથોમાં લઈ ફેરવી ફેરવીને બારીકીથી જોયો, અને આલાં તે બાદશાહી ઝવેરાત કેમ અને કયાંથી મેળવવા પામી હતી તે માટે મનમાં અચરત થતાં, તે પોતાને ગળે ઓળગ્યો અને આરસીમાં જોવા પડી.

આ વખતે આલાં જાગી.

"ચોર!" આલાંએ હસી, ટાલી પાડી, મધુર હલકે ધીમી બુમ પાડી. ફ્રેની ચમકી. તેણીના મુખમાંથી ગભરાટની એક તીણી ચીસ બહાર પડી; અને તેણીના હાથમાંથી તે કીંમતી નેકલેસ છટકી ટેબલ ઉપર પડયો.

"ઓ! તેં મને કેવી બાહીવરાવી, આલાં ડીયર!" તે તેણી નજદીક દોડી જતાં બોલી.

---

## પ્રકરણ ૩ જું.

---

### મોહોબતનાં મન્દીરમાં.

ધસ્યો! ફ્રેનીથી છુટા પડતાંની સાથ અદી પોતાની મસ્તાપાઅંદાજ માશુક શેહેરાં કાસ્બારીને ભેટવા આંધળા બીતની પેઠે ધસ્યો!!

માહાલના આગલા હૉલમાં કચરો કાઢતાં પારસી નોકરે તેને આવતાં જોઇ ઝાકુ, પીઠ પાછળ કરી તેને જવાની જગો કરી આપતાં તેને અદબથી સાલ મુબારક ઇચ્છી. તેનો જવાબ એક ટુંકા ને ટચ ડોકાંના લેહે-

કાથી આપી તે ઝપાટામાં માહાલમાંથી બાહાર પડયો. માહાલની આસ-પાસનો વીસાળ બગીચો વટાવી એક ન્હાના પ્રાઇવેટ ગેટમાંથી તે ખેતરોમાં ઉતર્યો, અને આસરે પાએક માઇલને છેટે દેખાતી એક ન્હાની રમણીય બંગલી તરફ તે પુર જોશથી ધસ્યો. તેજ તેની મોહોબતનું મન્દીર હતું, તેની જાનથી બી જીયાદાનું મથક હતું.

થોડી વારમાં તે તે ન્હાની સુશોભીત બંગલી નજદીક જઇ પોંહોંચ્યો, અને તે બંગલી આસપાસના તેવાજ ન્હાના મગર સારી રીતે આરાસ્તા અને જતન કરેલા, ને ફળફુલથી ખીલી રહેલા બાગના સમકલા દરવાજામાં દાખલ થવા ગયો, કે તેજ વખત ઠંડા પવનની મધુર ધીમી લેહેકી સાથ તેની દીલરૂબાનો મીઠો રૂપેરી નાદ ગાતો તેને કાને પડયો.

"પ્યારની કસૌટી છે દુઃખનો દીલદાર,
ભુલે નહી કદી બી જો સાચો હોય પ્યાર."

શેહેરાંના શીરીન હલકે ગવાયલી ઉપલા પ્રખ્યાત ગાયણની પેહેલી બે લીટીઓ સાંભળતાંજ તેનું દીલ બાગબાગ બની ગયું; તેણીના ચાહમાં તે વખતે ભ્રમીત ને મોહીત થઇ ગયો.

તે બાગના દરવાજાપરજ તે સુંદર ગાયણની મોજ ચાખતો ઉભો રહી ગયો, એવા ઇરાદાથી કે રખે તેનાં મનની મુરતી તેને જોઈ શરમાઇ જઇ ગાતી બંધ થઇ જાય, અને થયું બી તેમજ. બંગલીના આગલા દીવાન-ખાનામાંજ, તે પણ વળી બારણાંની બરાબર સાંમેજ મુકેલા એક કોચ ઉપર તેની પ્રાણપ્રીય શેહેરાં કંઇ સીવતી અને ગાતી બેઠી હતી, તેણીની નજર અદી પેર પડી, કે તરતજ તેણી. ગાતી બંધ થઈ ગઇ. તેણીના મોંહના લગાર ફીક્કા ગુલાબે તેજી પકડી, અને સીવવાનું મેલી દઇ ભારે હપીત જીગરે અદીને ભેટવાને બાહાર દોડી આવી.

"સાલ મુબારક, અદી," શેહેરાંએ તેની નજદીક આવી ઘણાંજ મીઠા હલકે કહયું, "વીસ યુ મેની હેપી રીટર્નસ ઑફ ધ ડે! આજનો સબકતો દીવસ તું પાછો ને પાછો અસંખ્ય વાર જોય ને હમેશાં શાદ અને આબાદ રહે!!"

"થેંકયુ, ડાર્લીંગ, તાહરી ભલી દુવાઓ માટે તાહરો આભાર માનું છ," અદી તેણીનો હાથ પકડી બાગનાં એક ખુણામાં મુકેલા એક ન્હાના આર્ટી-સ્ટીક બાંકત તરફ તેણીને દોરવી જતાં બોલ્યો.

શેહેરાં, ખરેજ અદીના કહેવા મુજબ એક દીલજીત રૂપસુંદરી હતી; ખુબસુરતીનો એક નાદર નકશો હતી. મધ્યમ ઉંચાઇથી સેહેજ વધુ ઉંચી, સાધારણ બાંધાની, દરેક રીતે મનપસંદ અને વખાણવાજોગ હદ સુધીના

છોકડા આટઆટમની, અઢારથી ઓગણીશ વર્ષની વયની, તે એક ઘણીજ ખુબસુરત ગર્લ હતી. તેણીની કાજલ સમાન કાળી આંખો, કે જેમાં સ્વચ્છતા ને નીર્દોષપણાનો ચમકાત ઝગમગી રહયો હતો, તે ને તેણીનાં નરમ સુવાળા સુંદર કાળા બાલોનો મોટો બાથરો તેણીની મનમોહક સુંદરતામાં ઓર બી જીયાદા દીલચસ્પ વધારો બતાવતા હતા.

"તું એખલીજ છે?" અદીએ પુછ્યું.

"હા! પપા ખેતરોમાં રાખેતાની રોન લેવા ગીયાછ," તેણીએ પ્રતી-ઉત્તર આપ્યો, "હું ધારતી'તીજ કે તું આજે કંઈ ઘણો જલદી આવશે, માહરૂં જીગર એમ મને સુચવતું'તું."

અદી તેણીને બાઝટ ઉપર બેસાડી તેના પાસામાં દબાઈ બેઠો, અને તેણીને પોતાની છાતી સરખી કેટલો વખત સુધી જોશથી ચાંપી. એ સઘળો વખત તેઓ વચ્ચે ચુપકીદી ફેલાઈ હતી, બોલ બોલાયો નહી હતો; અને ખરેજ તેનું કામજ શું હતું? તેઓ મોંઢેથી મુંગાં મગર જીગરે બોલતાં હતાં; એકમેકના જીગરમાં ઉછાળા મારી રહેલા પ્યારના જોરાવર જુસ્સાઓને તેઓ સારી રવેશે, ન બોલવા છતાં, સમજી શકતાં હતાં. તેઓની આંખો તેમના બીત્તરમાં સળગેલા પ્યારના પ્રબળ શોલાને એકમેકમાં પ્રગટ જોતી હતી.

"તું હવે માહરીજ છે, શેહેરાં," તેણીને પોતાની ગોદમાંથી છુટી કરતાં અદી બોલ્યો. શેહેરાં હસી. તેણીના ગુલાબી ગાલો તેને લીધેલી બકીઓથી ધગધગી ગયા હતા. તેણી જરા ખીસ્તી બેઠી, ને બોલી, "બચ્ચીાતજ અદી, હું તાહરીજ હતી ને તાહરીજ છું."

"હવે માહરાં કામની આડે આવવાનો કોઇને હક નથી!" તે બોલ્યો, "હું આજથી છુટો છું; અને માહરાં છુટાંપણાનો સર્વથી પેહેલો ઉપયોગ તું વ્હાલીને માહરી મોહોરદાર બનાવવા માટે હું કરનાર છું."

"હસ! આસ્તે ડીયર, કોઈ સમજશે," શેહેરાં આજુબાજુ ચોકસા-ઈથી જોઈ બોલી. તેણી અદીનું બોલવું સાંભળી જરા ફીકકી મારી ગઈ. તેણીના રૂખસારાઓ ઉપરની લાલી ગાયેબ બની ગઈ, "તું એકવીસ વરસનો થયો–ઉંમરમાં આવ્યો તો શું થયું? સર્વે છતાં પણ તું હજી નાદાનજ કેહેવાય!"

"વી સેલ સી!" અદી નારાજીથી બખાળ્યો, "હવે કોઈ સમજે તેની મને પરવાહ કે તુંબા નથી. માહરી બેહેન ફ્રેનીને તો એ બાબદની વાકેફી આજે મેં કરી દીધીછ બી, ને ચંદરોજમાં તે હું બધાંને જાહેર કરશ.

પણુ હા! આંય શું જો? હું તને જે બાબદસર આજે મળવા ખાખસુસ આવ્યોછ તેજ જણાવતાં વીસરી ગયો."

"વરી કંઇ તેરા કુતા મેરી કુહાડી જેવી સુક્કયાણી વાત હોશે, ને તે માટે ખાખસુસ ને એવું બધું લાંબુ લાંબુ શાંનું ટાહેલું કરેછ," શેહેરાંએ હસીને પહરચારો કર્યો.

"નહી, શેહેરાં, તું ધારેછ તેવી કંઈ એ નજીવી કે નીરજીવ વાત નથી. પુર ગંભીરાઈથી દર્યાફ્ત કરવા જેટલી અગતની એ બાબદ છે," અદી બોલ્યો.

શેહેરાં બેઅખત્યાર હસી પડી.

"શેહેરાં, તું ખુદા વાસ્તે હમણા એ વાતને ફોકટ મશકેરી સમજ ના. જરા સીરીયસ બની પુરતું લક્ષ તેની પર આપ. મને નારાજ ના કર!" અદીએ ઘણીજ ગંભીરાઇથી માંગી લીધું. અને તેના બોલવાના ટોનનું સીરીયસપણું જોઇ શેહેરાં હસ્તી બંધ થઈ ગઇ.

"શેહેરાં, માહરાં કુટુંબની હાલત તદન ખાખાવરખી થઈ ગયલી છે. પૈએ પૈના મોહતાજ માહરા ગવરનર બનેલા છે. આય ગંજાવર એસ્ટેટો ખાલી નામનીજ માહરા પપાના નામ પર છે, જ્યારે ખરેખર તો તે તમામે તમામ મારગેજ મુકાયલી છે," અદીએ કહયું.

"અદી, છેલ્લા માસમાં એ બાબદ કંઇ દજન ત્રણેક વખત તું મને કહી સમજાવી ચુકોછ. તું કેહેવા શું માંગેછ એ બધું મને કહીને?" શેહેરાંએ સવાલ નાંખ્યો.

"એજ, શેહેરાં ડાર્લીંગ, કે માહરા પપાના ખાલી ખેતાબના ખોખાં, અને કરજોના ચોડાનો હું વારસ છેઉં. માહરા કુટુંબમાં પૈસા જેવું કંઇજ રહયું નથી. આય બધી ચેહેલમેહલો બધો બાહારનોજ મેટો ને ખોટો દેખાવ છે!" અદીએ સમજાવ્યું.

"વારૂ, તેનું તું શું કહેવા માંગેછ?"

"તું નહી સમજી હજી બી?"

"બીલકુલ નહી!" શેહેરાં બોલી.

"તો સમજ. એ બધું તને કહી હું તને એજ કહી દેવા માંગુંછ કે માહરી આવી કંગાલ મોહતાજ હાલત જાણ્યા પીછાણ્યા પછી પણુ તું માહરી સાથ શાદીના પવીત્ર ગાંઠથી જોડાવા રાજી છે કે? માહરા જેવા એક ભીખારડાને પરણી તેની સાથ મુફલેસીમાં અવત્યાં મારતી થવા ખુશી છે કે? કારણુ તું સારી રત્તેસે જાંણેછ કે કંઈ પણુ કામ ધંધા માટે હું તદન નાલાયક છું," અદીએ ઉપલું ઘણું દયા ઉપજાવે એવા રડમશ સાદે પુછ્યું.

શેહેરાંની આંખમાં પાણી આવી ગયાં.

"અદી–અદી–તું મને શું સમજેછ?" તેણીએ ડચકાંઓ વચ્ચે પ્રશ્ન કર્યો.

"માહરો જાન, માહરૂં જીગર?" અદીએ જુસ્સાથી જવાબ્યુ

"ઓ! ત્યારે તું માહરે માટે એમ કેમ સેહેજ વાર પણ વિચારી શકેછ કે તાહરી ગરીબાઈમાં હું તને તજી દેવશ," તેણીએ ગુસ્સાથી કહયું. "મને અપમાન થાય એવો એક આવો નઓજો સવાલ કરવાની પણ ત્યારે તને કેમ હીંમત થઇ?"

"માફ કર, શેહેરાં, તાહરૂં દીલ મેં દુઃખવ્યું હોય તો મને દરગુજર કર. ફ્રેનીએ એ સવાલ તને આજે નકકી પુછી લેવાની મને સખત તાકીદ કરેલી હતી, કેમકે તેણીએ મને કહયું હતું કે તું ખુબસુરત છે, કેળવાયલી છે, દરેક રીતે ગુણ સંપુર્ણ છે, એટલે તુંને ઉચકાઇ જતાં વાર લાગશે નહીં; માટે માહરી આવી મોટી ગરીબાઇમાં તને પરણીને અને તેમ કરી મને અને સાથોસાથ તું વ્હાલીને પણ દુઃખી કરવાનો મને કંઇજ હક નથી. આ તેણીની તકરારમાં મેં વાસ્તવીકપણાનું તત્વ જોયું, અને તેથીજ મેં તુંને એવો બેહુડો પ્રશ્ન કીધો. માહરે વાસ્તે કહી દેવા દે મને શેહેરાં વ્હાલી, કે હું તને જીગરથી પણ અધીક ચાહુંછ. તું ચાલેછ તે જમીનને પણ હું પુજુંછ, અને તું જો માહરી સાથ પરણશે તો તુંને સુખ દેખાડવા થકી હું આસમાન ને જમીન બી એક કરવા ચુકશ નહી! હું તું વ્હાલીને જીનહાર પણ દુઃખી તો જોઇ શકશજ નહી. હું ભુખો મરશ, પણ તને એકવેર વટીક ભુખી રહેવા દેવશ નહીં. બોલ, શેહેરાં, તાહરો શું ઇરાદો છે? શું ઇચ્છા છે? તાહરી માહરી તરફની મોહોબત પણ તેવીજ અખંડ છે કે?"

"અદી!" શેહેરાંએ ગુસ્સાનુંજ રીસણું જારી રાખી કહયું, "તુ મને સમજેછ શું? શું માહરા પાકીઝેહ પ્યારને તું કોઇ બાઝારી ઓરતના પ્યાર જેટલો તકલીદી ને તુચ્છ માનેછ કે એમ મને તું સવાલ કરેછ? અદી, ડીયર, તાહરા પૈસા યા ખેતાબના ખોખાંની હું પુજારી નથી, તાહરા પ્યારની હું પુજારી છું!"

"બસ–બસ! તો મને કોઇની ફીકર નથી–દરકાર નથી!" અદી ખુશહાલીથી તે સમજી પુકારી ઉઠયો, "તું વ્હાલીનો માહરા પ્રત્યેનો પ્યાર પણ માહરાજ જેવો બુલંદ અને અખંડ છે, તો હું આજેજ માહરાં પપાને એ વાતથી વાકેફ કરશ, ને તાહરા કાઉબાને પણ–"

"એવણ તો એ વાતથી માહેર છે," શેહેરાં વચમાં બોલી.

"વાકેફ છે? કેમ?" અદી તાજ્જુબ બની બોલ્યો.

"ખુદા માલુમ તે તો!" શેહેરાંએ જવાબમાં કહ્યું, "પણ ગઇ સતેજ ખાણાપર એ વીશે માહરી આગલ બોલ્યા; ને તે વાસ્તે પોતાની સખ્ત નાપસંદગી પણ જાહેર કીધી. મને તો બીહીક છે, તેથી, અદી કે એવણ આપણા લગ્ન વાસ્તે બી મંજુરીયાત આપશે નહીજ."

"મને કોઇની મંજુરીયાતની જરૂર નથી—દરકાર નથી," અદી ઉશ્કેરાઈ બોલ્યો, "હું આજથી છુટો છું, તે માહરી મુરાદને આડે આવનારાઓએ ચોકાશીથી જાણવું જોઇએ. મને કંઇ પણ કામ ધંધો મળતાંજ, હું તને મહલશાડી જવશ; જો તાહરો એ કહેવાતો બાપ થતો આપણાં લગનની મંજુરી નહી આપશે તો!"

શેહેરાંએ નીશાશો નાંખ્યો. તેણીની આંખમાં દીપી રહેલો પ્યારનો પ્રકાશ કંઇ છુપી ધાસ્તીને સારે ઝાંખો મારી ગયો.

"કાકાબા નાજ કહેશે—જરૂરજ ના કહેશે," તેણી ગમગીન બોલી, "આપણે જરા ધીરજ અખત્યાર કરી જવી જોઇએ. હું ઉંમરમાં આઉં ત્યાં સુધી થોભવું જોઇએ."

"હવે તો ધીરજ રાખનાં ને થોભતાં પણ હું કંટરાઇ ગયોછ. છેલ્લાં એક વરસ થયાં તો હું બડી મુશ્કેલીએજ માહરૂં મન મારીને થોભ્યોછ, ને હજુ તું મને કયાં તુલીક થોભાવા ચાહેછ!"

"ફકત બીજાં બે વરસ!"

"બે વરસ! માઇ ગૉડ! તેટલાં તો હું દીવાનો બની જવશ. શેહેરાં, બસ હવે વધુ થોભનાર હું નથી. તુંને માહરી—સદા માટે, હમેશ માટે,—કરવાથી હવે હું અટકનાર નથી, એક મહીનો બી નહી," અદી ઘણો ઊશ્કેરાઇને બોલ્યો, "કાકાબાને આપણી વચ્ચે આવવાનો કંઇજ હક નથી. તે કંઈ તાહરો બાપ નથી."

"તું ઉશ્કેરા ના, શાંત પડ. ધીરજથી ખ્યાલ કર, કે માહરા માતપીતા કોણ છે, તે બી હું તો જાણતી નથી. તે માહરી જીંદગીનો એક મોટો ભરમ છે. તે ઉકલાવવા હું ગમે તેટલું કરૂંછ પણ હજી તક હું ફાવી નથી. કાકાબા બી કંઈ ખુલાશો આપતા નથી. હું એ વીશે તેવણને પુછુંછ ત્યારે મને એવણ સરયામ ઉડાવેછ."

"મને તેનો કંઈ વાંધો નથી. તું ગમે તેની છોકરી હોય તેની મને તુંબા નથી. તું મને પ્યારી છે—જાનથી અધીક વ્હાલી છે એટલું બસ છે."

અદી જુસ્સાથી બોલ્યો, અને પછી પોતાના હાથપરના રીસ્ટ વૉચ ઉપર નજર કરી, "બાઈ જોવ! પોણા નવ બી થઈ ગયા? કેમ વખત જાયછ? શેહેરાં, હુ, જાઉંછ; નાસ્તાને વરે માહરે ખાતર સઉ ખોટી થતાં હોશે," તેણે કહ્યું, અને પછી તુરત એક ફુલાહમ કીસ પોતાની મોહોબતની મુરતીને લઈ તે ત્યાંથી ઝટ ચાલતો થઈ ગયો.

બંગલીના બાગમાંથી બાહેર પડી ઝડપમાં માહાલ તરફ જતો હતો તેટલાં જમની બાજુનાં ખેતરના એક વલાનમાં આવેલી કેગાની વાડમાંથી કાકજા કારબારીજ તેની સામે ઓચીંતા આવી ઉભો.

## પ્રકરણ ૪ થું.

### તરીઆપાવ.

કાકજા કારબારી, તો નામેનાંજ કારબારી હતા, બાકી તોર અને રૌબમાં તો મેહેતા માહાલના માલેકને પણ વીસરાવે એવા હતા. પચાસ ઉમરની બરતીમાં બરાયલા હોવા છતાં તેવણ હજી રાતામાંતા ને બાંધણીની ગાંઠ જેવા ટટણખાર હતા. પોશાક પેહેરવેસ ઉપરથી તેવણમાં દીસતું હતું કે તેવણ સુધરેલા આઈડીયલસ વાલા હતા, અને નામ જેમ સુચવેછ તેમ કોઈ ગામડયા બોચ નહી, પણ દેશ ખાઈ દરવાજા ખાંચે મારી ચુકેલા એક ઘણાંજ બધી રીતે પાહવરદા ગ્રહસ્થ હતા.

ચૌદ વરસની વાત ઉપર તેવણ સરદાર નવરોજજીની મોટી એસ્ટેટોના મૅનેજર તરીકે પોતા સાથે એક ન્હાની છોકરીને લઇ મલાડમાં આવી રહયા હતા; અને પોતાના એકાંત ને લગરા કરડા સ્વભાવને લીધે ત્યાં તેવણ ઝાઝા પલોટાયલા ન હતા. જાહેરમાં કશો પણ ભાગ તેવણ બીલકુલ લેતાજ નહી હતા. ફરવા હરવાનું ,કોઇને મળવા ભેટવાનું કે કોઈની સંગત સાંધવાનુ જાણે તેવણને રૂચતુંજ નહી હતું. પોતાનું મૅનેજર તરીકેનું સરેસ્તાનું કામ આટોપવામાં અને તે પછી પોતાની બેટીને ઇંગ્લીશનુ શીક્ષણ આપવામાંજ તેવણ પોતાની જીંદગીનું કાર્ય સફળ થયલું ગોયા માનતા હતા. પોતે તો કોઇ સાથ ભેલાતા નહી હતા તે તો બરજાહનમ, મગર પોતાની દીકરીને પણ કોઇના સમાગમમાં ઝાઝી આવવા નહી દેતા હતા.

તેવણુ રહેતા હતા તે રમણીય બંગલી અને તેની અતરાફમાં આવેલા ન્હાના બાગમાંજ તે બિચારીની દુન્યા ગોયા સમાઇ રહેલી હતી, મગર ઇન્સાફને ખાતર એટલું તો અમારે કહેવું જોઇએ કે એ કાઉઆ કારભારીએ તેણીને દરેક સુખ સગવડ અને લાડમાં ઉછારી હતી; અને એક નવાબઝાદીને છાજતીજ સર્વે ટ્રેનીંગ તેણીને આપી હતી. તેવણુ જ્યારત્યાર તેણીને સરદાર નવરોજજીને ત્યાં પોતાની સાથે મુલાકાતે લઈ જતા હતા, જ્યાં તેણીને ફ્રેની સાથ થોડી ઘણી બોલાચાલાનો વેહેવાર હતો. અદી તો અભ્યાસ અર્થે મુંબઇ રહેલો હોવાથી તેણીને મળવા પામ્યોજ ન હતો. તે દેવલાલીની બૉર્ડીંગ સ્કુલમાં શીખ્યો હતો, અને ત્યાર પછી કાલેજમાં મુંબઇ અને પુના કેળવાયો હતો, એટલે વર્ષો તક તે મલાડમાં તો ઝાઝો–ફક્ત વેકેશનના થોડાક દિવસો સિવાય આવ્યો ન હતો, અને, તેથી, એ બેની–શેહેરાં અદીની મુલાકાત તે ટાઇમે થવા પામી ન હતી. તે જાથુકનો પુનાથી મલાડમાં આવી ઠર પડયા પછીથીજ શેહેરાં સાથ તેની પ્રથમ ઓળખ થઈ હતી, અને તે ઓળખે આગળ જતાં કેવુ રૂપ પકડયું, તેથી અમારાં વાંચકો જાણકાર છે.

અમો ઉપર કહી ગયાછ તેમ એક નવાબઝાદીને લાયકનીજ કુલ તરીબીયત કાઉઆ કારભારીએ પોતાની દીકરી શેહેરાંને આપી હતી. ભરવા ગુથવાનું, સીવવા સાંધવાનું, વેતરવાનું, મ્યુઝીક, રાંધણકળા ઇત્યાદી તેણીને શીખવવા માટે એક ખાસ મડમ તેવણે તેણી માટે રોકેલી હતી. અને તેના કુશળ હાથમાં એક મોટે ખાંચરેની નબીરી હોય તેવી બધી લાયકાતોથી ભરપુર શેહેરાં ઉછરી હતી.

લોકોમાં છુટથી બોલાતું હતું કે તેણી કંઈ તેની દીકરી નહી હતી, અને લોકના એ બોલવાને તેણે કશો પણ રદયો કદી ન આપેલો હોવાથી, જાહેરમાં એ એક ખરી મનાઈને ઠરી ચુકેલીજ વાત હતી કે શેહેરાં કાઉઆ કારભારીની જનેતી બેટી ન હતી. પણ ત્યારે હતી કોણની?

તરેહવાર ચાવાચીવીઓ અનેક પ્રકારની પ્રથમમાં તો તે માટે થઇ હતી. મન ભાવતું બોલાયું હતું; પણ કાઉઆ કારભારીએ તે માટે એક વરાળ પણ કાઢી ન હતી. ગમે તેવી નીચ અને નજીસ નીંદાઓના વટીક જવાબ કરવાનું તેવણે દરૂસ્ત વિચાર્યું નહી હતું; અને અંતે જાત જાતનું બોલી બોલીને લોકજ ઠાકું; અને તે વાતની વધની ચાવાચીવી થતી અટકી હતી.

પણ તે કાંઇ એકદમજ અટકી નહી. કાઉઆનું ખુલાસા માટે પાંપણુ બી નહી ફરકતું જોઇ નીંદાખોર લોકોએ તે જાણવા સરદાર નવરોજજી

ઉપર મુજરો ચલાવ્યો. પણ સરદાર સાહેબ કોણ જાણે ખરી વાતથી અજાન હોય યા મતલબ બેહેરા બન્યા હોય, તે તેવણે એ વીશેની પોતાને જરાક બી માહીતી નજ હોવાનું જાહેર કીધું. તેવણ તરફથી જીજ્ઞાસુ લોકોએ એટલોજ માત્ર ખુલાસો મેળવ્યો કે એ કાઉબા તેવણનો સ્કુલ ચમ થતો હતો, અને એ સિવાય વધું તેવણ તેને માટે કંઈપણ જાણતા નહી હતા.

આટલો ખુલાશો હાલ તુરત કરેલો આપણા એ કાઉબા કારભારીને માટે બસ થશે.

અદીને શેહેરાંની હાજરીમાંથી કાઉબાને નામે ફફડી ચટકીને નીકળતો આપણે જોઇ આવ્યા છીએ. કાઉબા તેઓની શાદીની મંજુરીયાત આપવા સાફ નાજ પાડશે; એવું શેહેરાંનું ખાત્રીપુર્વક મત જાણીને તે તેના પર બહુ ક્રોધે ભરાયો હતો; તેટલાં પોતાના ગુસ્સાના મુળનેજ પોતા સાંમે ઓચીંતો નીકળી આવેલો જોઇ તે વધતો ક્રોધે ચઢયો.

કાઉબા પર નજર ફરતાંજ અદીનું લોહી ગુસ્સાથી ઉકળી આવ્યું. જમાને ખાધેલ કાઉબાએ અદીના મોંહા પર ચઢેલો થોભરો જોઇ શું બન્યું હોવું જોઇએ તે તાબરતોબ અટકળી લીધું.

"સાલ મુબારક!" તેવણે શેકહેન્ડ માટે હાથ લંબાવતાં કહયું, "અરદેશર શેઠ, મૅની હૅપી રીટર્નસ ઑફ ધ ડે!"

"કેંકયું!" અદીએ ટુંકમાંજ પતાવ્યું, "હું હમણાજ તમારાં શેહેરાં માય આગળથી આવ્યોછ!"

"અં!" કાઉબા કાંશી કરાજીને બોલ્યા, "પણ હવે ત્યાં તમે આવવાનું જરા વધતું ઓછુ કરશો તો ઠીક!"

"એટલે?" અદીએ ગુસ્સો કરી પુછયું.

"એટલે ઓટલો વરી! એટલે એટલે શું?" કાઉબાએ અદીના મીજાજની સ્ટીમ (ચઢેલી) જાણે જોઇજિ ન હોય તેમ ઠંડે કલેજે ચલાવ્યું, "આજથી તમે છોકરવન વયને બાજુ મુકી છુટયાછ!"

"હા. તેનું શું?"

"એજ કે, તેથી હવે બચ્ચાં સહી ખ્યાલો તમાર મન મગજમાંથી કમ કરો!" કાઉબાએ ધીમેથી કહયું.

"કાઉબા–ઓ કાઉબા! હું કંઇ તમારી શીખામણ સમજવા ચાહતો નથી! તમોને મને નશીયત કરવાને કંઇજિ હક નથી!" અદીએ તામશી બની કહયું, "તમે આપણાં વચ્ચેનો અંતર ભુલી જઇને વાત કરોછ."

"સારૂં આજે સઉને માઠુંજ લાગેછ, અરદેશર શેઠ. તે કોઇને રૂચતુંજ નથીની?" કાઉબાએ જાસ્તી ઠંડાઇથી કહયું, અને તે સાંભળી અદીનું જોર બી ઉભાઈ ગયુ.

"પણ તમે કહેવા શું માંગોછ?" તે તડડાયો.

"એમ કે શેહેરાંને મળવા આવવાનું માંડી વાલો. તેણીનો પીછો છોડો," કાઉબાએ આસ્તેથી સમજાવ્યું, "તેણી તમારે લાયકની નથી?"

"તે જાણવા સમજવાનું કામ માહરૂં છે," અદી બબ્બાળ્યો.

"હંકે!" કાઉબાએ ચેષ્ટા કરતાં કહયું; "ત્યારે તમને આવતાં અટકવા ફરમાવવાનું પણ કામ માહરૂ છે?"

"એટલે—એટલે!" અદી ઘણો ઉશ્કેરાઇ જઇ બુમ પાડી ઉઠયો; "તમે મને અટકાવનાર કોણ છેવ?"

"શેહેરાંનો બાપ?" કાઉબાએ જવાબ કર્યો.

"જુઠું? તમે તેના બાપ નથી?"

"પણ હકદાર ગાર્ડયન તો છેઉની?" કાઉબાએ ઠંડે કલેજે કહયું, આજે આ પેહેલીજવાર શેહેરાંનો બાપ પોતે ન હોવાનો ખુલ્લો એકરાર તેવણે કર્યો. "એટલે માહરે તમને અટકાવવાની ફરજ છે!"

"ફરજ—ફરજ!! અરે મારોની ગોલી તમારી એવી તેવી ફરજને," અદી પોતાના હાથની મુકકી કાઉબાના મોઢાં આગળ ખુબ ગુસ્સાના અવેશમાં આવી જઇ ધુમાવતાં, અને તે કાઉબાના થોબરાંમાં મુકી દેતાં જેમતેમ પોતાના તામશી બની ગયેલા સ્વભાવ ઉપર કાબુ રાખતાં બરાડયો; "મને અટકાવવાને તમને કંઈ હક નથી. હું આવશ ને ફર આવશ?"

"છોકરા, હું તને હોકમ કરૂંછ કે આંજ પછીથી તાહરે માહરી છોકરીને બીલકુલ મળવું નહી!" ઘણાંજ હઠડાવનારા કરડા અવાજે કાઉબાએ નોટીસ આપી, અને પછી તુરત ત્યાંથી પીઠ ફેરવી ચાલવા માંડયું.

સુમાર વગરના ગુસ્સાથી દાંતો કચકચાવતો ને હાથ પગ અફાળતો અદીં ઝનુંનથી તશતશ બની ગયલી ચશમોએ કાઉબાના જતા આકારને જોતો સ્તબ્ધ ઉભો.

"અદી, શું થયું ચાલની? નાસ્તા માટે તાહરે ખાતર બધાં ખોટી થાયછ," ફ્રેની, જે પોતાના ભાઇને હજુ સુધી પાછો ન ફરેલો જોઈ તેને તેડવા આવી હતી, તે બોલી.

અદી પોતાની બેહેનને ત્યાં જોઇ ચમકયો.

"તું કાહારે હંઇ આવી?"

"હમણાંજ ! પથ્થરની કાંની જડ બની જઈ કયારનો કાંય ઉભોછ ?" તેણીએ પુછ્યું. અદી ચુપ ઉભો. "ચાલની ચાલેછ કે નહી ?" હેની બોલી.

"હા ચાલ," હોઠોનો ગોટ ગલી; કંઇ ન લખવા જોગ અપશબ્દો કાકીઆ કારભારી માટે મનમાં બરબડી, તે પોતાની બેહેન સાથ માહાલ તરફ ચાલ્યો.

# પ્રકરણ ૫ મું.

## એક ભેદ.

"હાચ્છાચ્છ-આતક્ષીછ્છ્છ!" કાકીઆએ અદીને તતરાવી નાખ્યા પછી, ઝપાટામાં પોતાની બંગલી ભણી ચાલુ મુકતાં નફ્કારનો એક મોટો ચમટો ફુરરરરર કરતો કે પોતાના નાકના ફીફ્ડાંમાં દાબી, ધીરે રહી, છીંક ખાધી.

"એ આય માહરાં પગના ગુહણ જેટલો દુકતો શું મનમાં ચાહે પીતો દેખું !" તેવણ કરારને જીવે બબડતા ચાલ્યા, "વરી કહેછ કે આવશ ને ફેર આવશ, ને તું મને અટકાવનાર કોણ ?" જોઉંછ તો બચ્ચાજી તું કેમ આવેછ તે ! ટાંગમાંથી ઉંચકીને આખો ને આખો બારીની બાહાર નહી ફેંકી દેઉં કે !" ઇત્યાદી ઉપલી કીસમનોજ પટપટારો મનશે કરતા તેવણ બંગલીમાં આવી પોહોંચ્યા.

શેહેરાં સોફા ઉપર ગમગીન અદાઓએ વિચારમાં તલ્લીન બની બેઠી હતી.

"કેમ, દીકરી શેહેરાં, શું છે ?" કાકીઆએ એક હેનવંતી માવીનરના જેટલીજ કાળજીથી પુછ્યું.

"કંઈ નહી પપા ડીયર, વરી હોય શું ?" તેણીએ જવાબ કર્યો.

"ત્યારે તું એટલી ગમગીન ને નારાજ જેવી કાંય બેઠીછ.—" કાકીઆ તેણીની નજદીક સોફા ઉપર ગોઠવાઈ, માયાથી તેણીનું માથું પસવારતાં બોલ્યા.

"પપા, મને એક ચીજ—એક વિચાર ઘણીજ ગમગીન ને બેચેન જ્યાર ત્યાર બનાવેછ !" શેહેરાંએ ખુલાશો કર્યો, "માહરી બેચેની તમે નહી ટાલો ? માહરી ગમગીની તમે નહી દુર કરો ?"

" તાહરા જેવી એક રાંક ને માહરી કહયાગરી સ્યાણી સમજુ વ્હાલી બેટી માટે હું શું નહી કરવા તૈયાર થાઉં ?" બોલ દીકરી, તાહરી બેચેની શું છે ? તુંને ગમગીન બનવાનું મુળ શું છે !" કાઉબાએ ઘણીજ કાલજી અને હેતથી પુછયું.

" તમે તે જાંણી ગુસ્સો તો નહી કરશોની ?" શેહેરાંએ ફીકરમંદ સવાલ કર્યો.

" ગુસ્સો !" કાઉબાએ તે સમજી અચરતી પ્રદર્શીત કરી, " દીકરી શેહેરાં, તાહરી સાથે ? શાંને વાસ્તે ??"

" કારણ, તે પ્રશ્ન જ્યારે બી હું તમને કરૂંછ, ત્યારે હંમેશાં તમે નારાજ દીસોછ," શેહેરાંએ બીહતાં બીહતાં કહયું.

" છોકરી, તું શું તે સવાલ આજે પુછવા ઇરાદો રાખેછ કે જે સવાલ છેલ્લાં એક વરસમાં કમમાંકમ તેં મને બસો વખત પુછયોછ !" કાઉબાએ જરા ધુખરાયલા સાદે જાણવા ઇચ્છીયું.

" હા, કાઉબા, તેજ," શેહેરાંએ ધીમેથી હા પાડી. તેણી તેવણને એજ નામે બચપણથી બોલાવતી આવી હતી.

" દીકરી, મેં તને આજ અગાઉ અનેકવાર કહયુંછ, કે, એ સીવાય તું મને બીજું કંઈ બી પુછ, અને હું તેનો તને જવાબ જરૂર કરશ," કાઉબા બોલ્યા.

" મને બીજું પુછવાનુંજ શું છે? જે પુછવાનું છે તે તો એજ છે!" શેહેરાંએ ભાર મેલી જણાવ્યું.

" બસ? ત્યારે એ પુછવાથી પરહેજ રહે!" કાઉબાએ કહયું.

" પણ તેનું કંઈ કારણ ?"

" કારણ? શેહેરાં, તે હું તને જણાવી શકું એમ નથી. તું માહરી ડાહી ને કહયાગરી બેટી છે તો માહરૂ માન. એ સવાલ પુછી મને ના સતાવ. કંઇ બીજું પુછ. કંઇ બીજું માંગ. તું જે માંગશે તે હું તને અપાવશ. કપડાં, ચપડાં, દરદાગીના, વાડી, ગાડી, તાહરે જીવ ચાહે તે માંગ!" કાઉબાએ નરમાશથી સમજાવ્યું.

" મને એવું કશું જોઇતું નથી, ગમતું નથી," શેહેરાં આંખમાં આંસુ લાવી ગદગદીત અવાજે બોલી, ને તે જોઇ કાઉબાને ઘણું ફીલ થયું.

" શેહેરાં દીકરી, શું તું માહરા રાજમાં સુખી નથી કે એમ વખત બેવખત આંખપાણી કરેછ ?" તેવણે શેહેરાંને પ્યારથી પેટમાં દાબતાં પતામણા સાદે કહયું.

"પપા ડીયર," શેહેરાં આંખમાં આંસુઓ સહીત કરગરી બોલી, "તમારા રાજમાં હું દરેક પાંતીએ સુખી છું, પણ—"

"એ વરી 'પણ' નખ્ખોદગીઓ વચમાં પાછો નડયો." કાઉઆ મનશે ચીડડાયા, પછી મોટેથી વધાર્યું; "શું હું તને એક બાપના પ્યારથી ચાહતો નથી?"

"ઓ, તે કોણ ના કહેછ? તમે મને ચાહોછ—બાપના તોલથી ચાહોછ તે હું જાણુંછ—સારી રવેશે માનુંછ, પણ માહરા મનની સમાધાની કંઈ તેટલાથી થતી નથી. તમારો પ્યાર બાપીકા જેટલોજ—બલ્કે તેથી જ્યાદા બળવાન છે તે હું કબુલ કરૂંછ, પણ માહરૂં દીલ કબુલ ફરમાવતું નથી. હું માનુંછ, મગર માહરૂં મન કમબખ્ત માનતું નથી દરેક રીતે હું હંમે સંતોષી ને સુખી છું, મને કશાંની હોવાઈ નથી. કોઈ પણ તરેહની હું મોહતાજ નથી; છતાં તે બધું સુખ માહરે મનશે માત્ર નામનુંજ છે. માહરા મનને શાંતી જોઇએછ; તે એક વિચારથી હું રાત દિવસ જળી જતી હોવાથી, મળી શકતી નથી. હું મનની નીરાંતની પ્યાસી ને ભુખી છું. કાઉઆ, લોકમાં માહરે માટે શું બોલાતું હશે, માહરા માયબાપ માટે શું કહેવાતું હશે? એ જાલીમ ખ્યાલ માહરા તમામ દીગર સુખી ખ્યાલોને દુઃખમાં બદલી નાંખેછ. મને બેચેન, નાઉમેદ ને નાશાદ કરી મુકેછ!"

"દીકરી, નીચ નીંદાખોર લોકો ગમે તે બોલે કે બકે તેની તું આટલી પરવાહ કે તુંબા ના કર! તું માહરામાં વીશ્વાસ મુક. હું તુંને સુખીજ જોવા ઇન્તેજાર છું, નહી કે દુઃખી. હું તાહરે વાસ્તે હદ વિનાની કાળજી ધરાઉંછ. માહરી બચ્ચી, માહરી જૈફ જીંદગીની જોત ને સુખનો કરાર માત્ર તુંજ છે. હું તુંને માહરી પછી પૈસામાં રેલતી કરી જવશ, કારણ માહરી પછી તું બેટી સિવાય માહરૂં ખાનાર બીજું કોણ છે? શેહેરાં, આખા મલાડના ગંધીલી જીભના નીચ નીંદાખોર લોકોને તું આખા ને માખા વેચાતાં લઇ શકે એટલું બીસ્યાર ધન હું તાહરે માટે મેલી જવશ!" કાઉઆએ સીફતથી વાટ ઉડાવવાની પેરવી કરી.

"મનની શાંતી વગરના બળ્યા એ પૈસા! એવા પૈસા શું ખપના!" શેહેરાંએ બલાપો કરવો ચાલુ રાખ્યો.

"શું ખપના?" કાઉઆ અજાયબીનું ડોળ ઘાલી બોલ્યા.

"દીકરી માહરી, દુન્યા વેહવારથી તું બેખબર ને અજ્ઞાન છે, તેથી એમ બોલેછ. પૈસા દુન્યાનું ચલણ છે. પૈસા દુન્યામાં રાજાઓનો રાજા છે. પૈસાની શક્તિ અજમતી ને બલવાન છે, નાહના કે મોટાં સઉ પૈસાના એ

સરખા તલબગાર ને પુજારી છે. પૈસાના જોર ને શોર આગલ અફલાતુન લાયકગ ને બાહોશી રદ છે. પૈસો, દીકરી શેહેરાં, દુન્યાનો ગોયા બીજો ખુદા છે. માનપાન, ઇજ્જત આબરૂ એ બધું પૈસાથીજ છે." કાકાબા તો હજી બી પૈસા ઉપરનું પોતાનું સુભાષીત વ્યાખ્યાન લંબાણ કરી વાત ટાળવાની કોશેશ કરતે, મગર તેવણની ઇચ્છા ચતુર શેહેરાં પામી ગઈ.

"હવે, તમે એ બધી લાંબીલાંબી ફીલસુફીભરી તાલી મુકી કરો! તે કંઈ હું તમને પુછતીજ નથી, મેહેરબાંની કરી માહરા સવાલનોજ મને કંઈ સીધો ને સાચો જવાબ આપો!" શેહેરાંએ વચમાં પડી માંગી લીધું.

"છોકરી તું બી જબરી પાહવરદી હવે બનતી જાયછ હો!" કાકાબા હજી બી હસીને વાત ઉડાવવાનો પ્રયત્ન કરવા ગયા; પણ શેહેરાં તો આજે બાજીપીને કંઈ ખુલાસોજ તેવણ તરફથી મેળવવા માંગતી હતી.

"જોવ, પપા મને નાં સતાવો, નાં ઉડાવો! ફકત એટલો ખુલાસો કરો કે માહરૂં ખાનદાન કેવું છે?" શેહેરાંએ ઘણીજ આજીજીથી માંગી લેનાં કહયું.

"તું જ્યારે આજે બસ કંઈ જાણવાજ ચાહેછ તો લે હું થોડો ઘણો ખુલાસો કરૂંછ," કાકાબા તેણીની વીનતીથી અંતે પીગલ્યા, "પણ જો હું તને પેહેલેથીજ ચેતાવી રાખુંછ કે હાથ આપવે પોહોંચો ના પકડવા જતી!"

"ઓ, હું મરૂં રે બધી તમારી પરથી!" શેહેરાં બારે ખુશહાલીમાં આવી જઇ તેવણને ઓવરણા લઈ બોલી, "હવે, કેવા ડાહયા લાગોછ! બોલો, હું કેવા ખાનદાનની છેરૂં?"

"ઘણાંજ નામીચાં!"

"પણ તે ઘણાંજ નામીચાં તે કેવાં?"

"તાહરી અતરાફમાં વસતાં સઘળાં ખાનદાનોથી ઘણાં ચઢીયાતાં, વધારે મોભાવાલા, વધારે દરજ્જાવાલા, જાસ્તી માન અને ઇજ્જત ધરાવનારાં! તેથીજ મેં તુંને તાહરાં ઉંચા ખાનદાનને પેશ પડતી કુલ તરીબીયત આપીછ" કાકાબાએ જણાવ્યું.

"ઓ, ઠેંકસ વેરી મચ! તમે ઘણાંજ ભલાં ને દુરઅંદેશ છેવ," શેહેરાં હરખાઇને બોલી, "પણ વારૂ તમે માહરા કોણ સગા થાવ?"

"કોઇ નહીં!" કાકાબાએ ઉત્તર કર્યો.

"ત્યારે તમને માહરાં ખાનદાનમાં પીછાન કેમ કરવી પડી?"

"હેં-હેં-હેં! અરે વાહરે છોકરી! તું તો ભલા બૅનસ્ટી બેરીસ્ટરને

બી ટક્કર મારે તેવી રીતે જાણે માહરી ઉલટપાલટ તપાસ લેવા બેઠીછ," કાઉજીઆ હસીને બોલ્યા.

"નહીંજી! હું તો તમને એક તદન સાદો સવાલ પુછુંછ," શેહેરાંએ ગંભીર દેખાવે કહ્યું.

"તાહરા ખરા પપાને ત્યાં, શેહેરાં, હું અગાઉ નોકરીએ હતો!" કાઉજીઆએ વચ્ચેતો ખુલાસો કર્યો.

"ફક્ત એકજ સવાલ હવે વધુ," શેહેરાંએ કાઉજીઆને ગળે વળગી પટામણા સાદે માંગી લેતાં કહ્યું, "તમને માહરાં ખાનદાન સાથ સારું છે કે વેરભાવ છે?"

કાઉજીઆએ તે પ્રશ્ન સમજી એકી ટગરે શેહેરાં ગમ થોડીક સેકંડ જોયું.

"શેહેરાં, તને હું જીગરથી ચાહુંછ, મગર તાહરાં વહાલાંઓને હું જીગરથીજ ધીક્કારુંછ, તાહરે માટેનો માહરો પ્યાર જેટલો મુસ્તકીમ છે, તેટલોજ તેઓ માટેનો માહરો ધીક્કાર ને કીનો બી છે." આગલી વાતોથી ક્રોધે ભરાઈ કાઉજીઆ કડવાસથી બોલ્યા.

"તેઓએ તમારું શું બગાડયુંછ?" શેહેરાંએ બીહીબેલા સાદે ધીમેથી સવાલ નાખ્યો.

"બગાડયુંછ, છોકરી બગાડયુંછ, પુછેછ?" કાઉજીઆ ઘણાંજ ગરમ બની જતાં ગરાડયા, "માહરું સત્યાનાસ તેઓએ વાળ્યુંછ—માહરી જીંદગીની—માહરી ઉમીદોની ધુલધાણી તે કમબખ્તોએ કરીછ. માહરી પાયામાલી ને ખાનાખરાબી કીધીછ. પણ, બસ—બસ—મે ઘણું કહ્યું—જોઇએ તે થાંને જીયાદા બકી દીધુંછ," કાઉજીઆ બાનભુલા બની, બારે ક્રોધને મારે ઝટ [illegible] કે પોતાનું શોકું આગલુંપાછલું વગર વિચારે બોલી ગયા, મગર તુરતજ તેનો ખ્યાલ થતાં પાછા અચકી ગયા.

શેહેરાંની આંખમાં આંસુઓ ભરાઈ આવ્યાં.

"દીકરી, તું કાંય રડેછ, તે નાપાકોનો બલાપો તું કાંય કરેછ? તેઓ ભમેતેવાં માહરી સાથ ક્રુર રીતે વર્તયાંછ, મગર હું તાહરા બાલને પણ અલવલ આવવા દેનાર નથી," કાઉજીઆએ ઘણાંજ નરમાશથી શેહેરાંને કહ્યું. અને તે હેબતી ગયલી બાળાને પ્યારથી ગોદમાં દાબી.

"ફક્ત એકજ સવાલ વધારે!" શેહેરાં કરગરી બોલી, "તેઓ જીવતાં છે કે?"

"તાહરો બાપ જીવતો છે! પણ તાહરી માય પોતાના કર્તુકોનો હીસાબ ચુકવવા તે દાદગરની દરબારમાં આય જહાનથી ચાલની થઇ ગઇ છે."

"માહરા પપાને હું કોઇ દિવસ મળવાની ઉમેદ રાખુ કે નહી?"

"તે હું કહી શકતો નથી. તે હાલ જરા મગજથી બેમગજ છે; ને તેનું કારણ થોડાક માસની વાત ઉપર નીપજેલું તાહરી માયનું મરણ છે ને તાંહરૂં———" કાકિઆ વધુ બોલતા ચુપ થઈ ગયા.

"માહરૂં શું?" શેહેરાંએ ભારે જુસ્સાથી કહયું.

"કાંઈ નહી! જા, શેહેરાં, નાસ્તો તૈયાર કરાવ; ને શેહેરાં કદાચ તાહરા બાપને તું ભવીષ્યમાં મળી શકશે, પણ તે માટે કંઈ હું તને નકકી ગેરન્ટી આપતો નથી?"

"અમને મેળવવાનું કોણના હાથમાં છે?"

"અલબતાં માહરાજ!"

"ઓ, ત્યારે તો કાકિઆ રેહેમ કરો–મેહેર કરો? કશાંને ખાતર નહી તો માહરે ખાતર–માહરી તરફના તમારા મોટા પ્યારને ખાતર, તમારો આગલો વેરભાવ વીસારી મુકો–દયા કરો–મને સુખી કરો," શેહેરાં કાકિઆની ડોકે બાઝી ઘણીજ વીનંતી કરીને બોલી.

"માહરાં બચ્ચાં," કાકિઆ તેણીના તે રડમશ અવતારથી અર્ધ પીગળી બોલ્યા, "હું મેળવશ–જરૂર તને મેળવશ, જો માહરૂં જીગર મને તેમ કરવા દેવાની રજા આપશે તો!"

"એમાં વળી જીગરની રજાનું શું કામ છે?"

"ઘણુંજ છે. વર્ષોની વાત ઉપર એક ઘણોજ દયાહીન જાલેમ ફટકો લગાવી માહરૂં જીગર તાહરા માયબાપે સખરદબર તોડી નાખ્યું હતું; ને તેનાં વેરમાં ત્યાર પછીથી મેં પણ એક તેવોજ ફટકો તેઓને લગાવ્યો હતો, કે જે ફટકાની સજા તાહરી માવની કજામાં ખતમ થઇછ, અને તેની અસર સેહેવતો હજી તાહરો બાપ મગજથી બેમગજ જીવતો છે. એનો કંઇ ઝાઝો વાંક નહી હતો!"

"ઓ, ત્યારે તો રેહેમ કરી તમારે જરૂર મને તેની સાથ મેળવવીજ જોઇએ!" શેહેરાંએ કરગરીને કહયું, "તે જો ઝાઝો ખતાવાર નથી તો પછી વાંધો શું છે?"

"તેઓએ માહરા જીગરમાં કરેલો જખમ હજી તક રૂઝાયો નથી; અને અને તેથીજ, શેહેરાં તેથીજ માહરી પર તે જાલેમ જફા ગુજારનારાંઓ ઉપર રહેમ લાવવા માહરૂં દીલ ના પાડેછ–ના કહેછ."

"ત્યારે હું ઇચ્છુંછ, તે માહાનામી સાહેબ પાસ, કે તમારા જીગરમાં પડેલા તે કારી જખમને, માહરી પર દયા લાવી રૂઝાવે, તમને સારી બુધ્ધી

ને નેક તોરીયન બક્ષે. તમારા દીલમાં માહરા ગરીબ બેમગજ બાપ કાજે રેહેમ ઉતપન્ન કરે!" શેહેરાંએ હાથ જોડી ખરાં દીલથી તે મુરાદો ઇચ્છી.

"આમીન!" કાઉબા બેધ્યાંનપણે પોતાને સરવાંમ ભુલી જઇને દીલના ખરા જોશથીજ બોલ્યા. "જા દીકરી નાસ્તો તૈયાર કરાવ!"

"હાજી, આય હું ચાલી," શેહેરાં બોલી, અને પછી કાઉબાને ઘણાંજ વ્હાલથી એક બચડીને કોટી કરી, રાંધણીમાં દોડી.

ગરીબ બીચારી બેખબર! દુન્યા વેહેવારથી સદન્તર અજ્ઞાન નાદાન શેહેરાંને શું ખબર હતી કે આજે જો જરા જેટલી દુન્યા વેહેવારથી તે પાહવરદી હતે તો આજે પોતાના જન્મ સાથ વીટલાયલા તે મોટા ભેદનો એક મોટો—બલ્કે સારો જેવો ભાગ કાઉબાની આજની વાતચીત ઉપરથી ગોતી શકતે! લગભગ ઘણાંજ ખુલ્લા શબ્દોમાં લાગણીઓથી દોરવાઇ જઈ કાઉબા આજે તેણી માટે કંઇક વધતા ખુલાસાથી બોલ્યા હતા, પણ બચ્ચાં જેવી નીર્દોષ—દુન્યાના જ્ઞાનથી સદન્તર બેખબર, કાચી સમજની શેહેરાં કાઉબાના બોલેલામાંથી કંઈ બી ભાવાર્થ ઉઠાવવાને અશકત હતી.

તેણીનું જુવાંન જીગર એક પ્યાલે હાલમાં ખુશહાલીથી ઉભરાઇ ઉફ્નાઈ જતું હતું, અને તે પ્યાલ તે સારાં કુટુંબની—ઉંચા ખાનદાનની નબીરી હતી તે હતો. અદી મેહેતા—ભવીષ્યના સરદાર અરદેશર મેહેતાની મોહોરદાર બનવા માટે તે, તેથી, દરેક રીતે લાયક હતી. વળી એક બીજી બાબદે પણ તેણીનું જીગર ખુશહાલીથી ધડકતું કરી મેલ્યું હતું. તે બાબદ એ હતી, કે, આજે પેહેલીજ વાર કાઉબાએ પુરતી ગંભીરાઇથી તેણીને જણાવ્યું હતું, કે તેણી તેવણની મોટી દોલતની એકલી ભવીષ્યની વારસ હતી.

આહા! એ ગંજાવર દોલત તેણીને કેવી કામ લાગશે? વ્હાલા અદીનું કુટુંબ ખાખાવરખું બની ગયું હતું એમ આજે તેણીને અદીએ કહ્યું હતું ને તે માટે મોટો અફ્સોસ કર્યો હતો; તેથી, તે પ્યારા જવાંનને પોતાના પૈસાના પ્રતાપથી કેટલો બધો સુખી તેણી બનાવી શકશે, તેમ કરી પોતે બનશે! એ હરખાવનારા વિચારથી તેણીની આંખમાં ખુશહાલીના આંસુઓ તે રાંધણીમાં દોડી ગઈ તે વખત ભરાઈ આવ્યાં!

# પ્રકરણ ૬ ઠું.

## "તાહરા મનમાં કોણ?"

મલાડના અંદરના ભાગમાં આવેલી 'મેહેતા માહાલ'ને લગતી એક બીજી જાગીર ઉપર સરદાર નવરોજજીએ પોતાના ગાદીવારસ બેટાની શાલ-ગરીની ખુશહાલીમાં પોતાના મુંબઇથી તેડેલાં પહરેણાઓને એક શુટીંગ અને તાડી પાર્ટી આખા દિવસની આપવાની ગોઠવણ કરી હતી.

પહરેણાઓ નાસ્તો લીધા કેડે માહાલમાંથી તે જાગીર ઉપર જવાં નીકળી ચુકાં હતાં.

સોહરાબ દલાલ અને અદી મેહેતા આલાં બામજીના આવવાની રાહ જોતા માહાલના દરવાજા ઉપર ઉભા ઉભા વાત કરતા હતા.

"કેમ, અદી, તુંને આજે કેમ ને કેવું લાગેછ?" સોહરાબ દલાલે સવાલ કર્યો. તે ઉંચો, કદાવર બાંધાનો, લગાર દેખાવલો, અને સોહામણા ચેહેરાનો હતો. તે દાઢી બોડાવી નાંખતો હતો, અને પોતાની ભરાવદાર મોટી મુછના આંકડા 'કયસર' સહી સ્ટાઇલના ખડા રાખતો હતો, તેથી તે વધારે ઠસ્સાદાર દીસ્તો હતો. "તું આજે એકવીસ વરસનો થયોછ, તે માટે તને ખુશહાલી તો સ્વભાવીક લાગતીજ હશે?"

અદીએ જવાબમાં જરા રતી ડાચું ફસકાવી, ડોકું ધુણાવી, ખભાં ચઢાવ્યાં.

"વૅલ, અદી, શું છે?" તે જોઈ તેની પીઠ ઠોકતાં સોહરાબ બોલ્યો, "કંઇ ગંગોટાયલા જેવા દીસોછ? આજે તો તાહરે આનંદી ને ખુશહાલ રેહેવું જોઇએ. એટ લીસ્ટ, તાહરા કેસમાં જો હું હોઉં તો આજના દિવસને ઘણો સંગનવંતો ને ભાગ્યશાળીજ ગણું.

"તમે જ્યારે એકવીસ વરસના થયા, ત્યારે તમને કેવું લાગેલું," આંખ ચુંચી કરી અદીએ પુછયું.

"હું કહી નથી શકતો, કે, તે વખતે મને કેવું લાગેલું?" અદીએ ખભાં ચઢાવી જણાવ્યું, "હું 'ટોટલી' તે બનાવ ભુલી ગયોછ. પણ એટલું મને કહી દેવા દે; ને તે પરથી દર્યાફ્ત કરી તુંજ મત બાંધ, કે, આજે પાછો તે વખત જોવાને હું ઘણો 'એન્કક્ષીયસ' છું.: કેમકે જુવાંની દરેકને સારી છે–મીઠી છે."

"નહી! તે સારી કે નીઠી દરેકને માટે તો નથીજ!" અદી નીસાસો નાંખી બબડયો.

"ઓહ આઈ સી! નાક આઈ કમ ટુ નો. બચ્ચા, સાબુત પકડાયો; તું કેકો કોઈના પ્યારમાં છે?"

"કોણ પ્યારમાં છે?" આલાં બામજી ત્યાં આવેલાં પાસેના ઝાડોની ગીચ ઘટામાંથી ઓચીંતી ફુટી નીકલી બોલી, "આપણા માહાલમાં તો કોઈ નથી! બાકી જો હોય તો મને માલમ પડવુંજ જોઇએ," તે, એટલું બોલી, હસી.

"નાક કમ અલોંગ, સોહરાબ! વખત ઘણો ગીયોછ, ત્યાં બધાં આપણી રાહ જોતાં હશે," અદીએ વાત ફેરવી, અને તે ત્રણે બાહાર તૈયાર ઉભેલી ગાડીમાં સ્વાર થઇ ત્યાંથી હંકારી ગયાં.

સોહરાબ દલાલ અને આલાં બામજી વચ્ચે હાલમાં ઘણુંજ સહીયારાં મંડાયાં હતાં. તેઓ જ્યાં બી જતાં હતાં, ત્યાં સાથેજ જતાં હતાં, સાથેજ ખાતાં હતાં, અને સાથેજ ફરતાં હરતાં ને હસતાં બોલતાં હતાં. આ તેઓની ગાઢી મીત્રાચારી જોઇ ફેની તથા માહાલમાંના અન્ય પહરોણાઓએ જે મત તેઓ માટે બાંધ્યું હતું કે મોડે યા વેહેલ્લે તેઓ પરણીને એક થશે, તેમાં કંઈ ઘણું વિસ્મય પમાડવા જેવું ન હતું. તે બંનેની વર્તણુંક ઉપરથી તેમ અટકલ બાંધવાનું કારણ તેઓને વાજબીજ મલ્યું હતું.

આલાં સોહરાબ ઉપર ખરેખરજ મરી ફીટતી હતી. તે જવાંનને પ્રૌઢ પ્યારથી ચાહતી હતી; અને તેને પોતાનો બનાવવા ખાતર પોતાનાં દરેક નાંજોનખરાંનો પુર બાહારમાં ને પુર છુટથી ઉપયોગ કરતી હતી. સોહરાબ દલાલને પોતાની ફાંસમાં ફસાવવા માટે દરેક બની શકતો પ્રયત્ન આદરતી હતી. પણ સોહરાબ જોકે એક મિત્રને છાજતાજ દરેક વિવેક ને મર્યાદાથી તેણી સાથ વર્તતો હતો. તેણીને ઉતેજન કશી પણ પાંતીનું મળે એવું તેની ચાલચલણ અને રીતભાતમાં કશું નહી હતું. પણ આલાં કંઇ તેટલાંથીજ નાઉમેદ બની જઇ સોહરાબ જેવા એક સુંદર શીકારને આપસી મેલે જતો કરે એટલી પોચ્ચી ન હતી. તે તેની સાથે ને સાથેજ બધે ફરજયાત જતી હતી; ફરજયાત બોલાવતી, હસાવતી, અને પોતીકી સાથ તેને ફેરવતી હતી; અને તેને લલચાવવા ને ફુસલાવવા નાંજો નખરાં ને હીલ્લાં બાહનાં કરતી હતી. સોહરાબ અને આલાંના ચાલુ સાથ ફરવા હરવા તથા હસવા બોલવાનો આ એક મુખ્ય ભેદ હતો. સોહરાબ તો તેણીથી છુટું પડવા ઘણું બી ઇચ્છતો ને કરતો હતો; પણ તેને

આલાં કેમે કરી છોડતીજ નહી હતી, તેને માંથે ફૂરજ્યાત, ગોયા જુલમથીજ એક બલાગત જેવી થઇ પડી હતી, અને હંમેશનો 'ગાલાંટ' સોહરાબ તેણીને ખુલ્લી રીતે 'ઇન્સલ્ટ' કોઇ પણ પ્રકારનું કરવા નારાજ હતો.

જાગીરમાં આવી પોહોંચતાં આલાં તેઓથી છુટી પડી, બૈરાંઓ એક તરફ ગોઠવાઇ ટોલટપ્પા ચલાવતાં હતાં ત્યાં દોડી; અને સોહરાબ અદી બીજા મર્દોની માફક પોત પોતાની રાઇફલો ખભે મારી શીકારની શોધમાં નીકલ્યા.

રખડરઝડમાં ત્રણેક કલાક ગુમાવી કંઈ દમ વગરનાં નજીવાં ત્રણ ચાર પક્ષીઓ, અને એકાદ સસલાંનો ઘહાણ કાઢી પાછી રાઇફલો ખભે ચઢાવી તેઓ વાત કરતા પાછા ફર્યા.

"તું કોઇની મોહોબતની મોહીનીમાં સાબુત સપડાયલો માલમ પડેછ, અદી," સોહરાબે કહયું, "નહીં તો આજે આવા ઇઝી શૅાટસો કદી ચુકેજ નહી! વારૂ બોલ જોઉં તાહરૂ ચીત્ત ચોરનાર એ મધુરી કોણ છે? તાહરી એ દીલબરનું નામ શું છે? આલાં બામજી તો નથીજની?" તે હસ્યો, "જો તેમજ હોય તો પીતી! તાહરો કેસ હોપલેસ છે!"

"હું જાણુંછ તે!" અદીએ લગાર કડવાસથી ઉતર કર્યો; અને પછી પોતાના મનશે, અફસોસનો એક શ્વાસ ખેંચી, પોતાના કુટુંબની કમનશીબી માટે ગમ કર્યો. અરે! ફકત જો સોહરાબ દલાલ તેનીં માજાઇ ફેની સાથ શાદીના ગાંઠથી એક થાય તો તેઓની હાલત કેવી ફરી જાય? કુટુંબી કીર્તી પાછી કેવી ફેરવાય? તેઓની આશાનું ડુબતું વહાણ! નીરાશીના ખડકને ખરાબે અઠડાઇ, ગરક જવા બદલ કેવું પાછું ટટાર તરતું થાય? "હું જાણુંછ," અદી કડવાસથી પાછું બોલ્યો, "કે કાંય માહરો કેસ હોપલેસ છે. કારણ તાહરી જાળ ત્યાં બીછાયલી છે?"

સોહરાબના કપાલ ઉપર તે સમજી ગુસ્સાનો ચીલ્લો ચઢયો.

"માહરી જાળ? માઇ ડીયર ફેલો વૉટ રૉટ યુ ટૉક?" અર્ધું અજાયબી ને અર્ધું ગુસ્સાથી તે બોલ્યો "વૉટ મેકસ યુ સે સો? હું ને આલાં? તાજુબ!!"

પણ તેઓની વાત કંઈ આગલ ચાલે, મન માનતો યા ધીરજ પમાડનારો કંઈ ખુલાશો અદી સોહરાબની પાસથી મેળવી લેવા પામે તે પેહેલાં તેઓ બધાં બેઠાં હતાં ત્યાં આવી પુગા, એટલે તે વાત ત્યાંજ દબ પડી ગઈ.

એક બાજુ આલાં અને ફ્રેની બીજાઓથી લગાર છેટે વાત કરતાં એકલાં બેઠાં હતાં. તે તરફ તેઓ ગયા. આલાં સોહરાબને જોતાં એકદમ ઑલરત બની ગઈ, અને તુરત ઉઠી ઉભી થઇ તેની આગતાસ્વાગતા કરવામાં મશગુલ બની ગઈ. એક તાડીનું ગલાસ છલાછલ ભરી તેણીએ તેના હાથમાં પેહેલાં મુકયું, અને પછી બીજું અદી માટે ભરતાં હસીને ટોહેલું કર્યું, "આજે સહવારના હું જાગી ત્યારે તમે માનશો સોહરાબજી માહરા રૂમમાં એક ચોરને જોઇને હું ઘણીજ બીહીધીછ!"

"ચોરને?" સોહરાબે અચરતીથી પુછ્યું.

"હા. તે માહરી પેલી કીમતી નેકલેસજ હાંઉ કરી જવાનો વિચાર–"

"તમારી હાજરીમાંજ તમારા રૂમમાં ધોલે દિવસે ચોર ભરાય એ તો ઘણું વિચિત્ર!" સોહરાબ વચમાં બોલ્યો.

"હાસતો!" આલાંએ ગમત પામીને કહ્યું.

"પછી? પછી તમે શું કીધું?" સોહરાબે પુછ્યું.

"મેં ચોર કરીને બુમ પાડી ને તેણીએ ગભરાઇને તે નેકલેસ હાથમાંથી છોડી દીધો!"

"તેણીએ? તે ત્યારે શું કોઈ બાઈ ઉતી કે?" સોહરાબે વધતી અજાયબીથી પુછ્યું.

"હા, ને પછી માહરી આગળ દોડી આવી, ને મને કેહેજે હું તો તને ઉઠાડવા આવીછ!"

"ઓત્તતારીની! ઉઠાડવા આવી, ત્યારે નેકલેસ સાથ શું ફાંફાં મારતીની? કોણ તમારી પેલી શોભની આયા ઉતી કે?" સોહરાબે રમુજથી કહ્યું.

"અરે નહી રે, તમે બી શું જો ડોળા બારીને પોલા કરોછ. તે તો આપણી ફ્રેની ઉતી!" આલાંએ હસીને કહ્યું.

સોહરાબ આ સમજી હસ્યો ને ફ્રેની પોતાના બાઇ સાથ બેઠી હતી તે તરફ ફર્યો. તેઓ ત્યાં કોઈ ન હતાં. તેને આલાં સાથ વાતે વળગેલો જોઇ તેઓ ત્યાંથી ઉઠી ગયાં હતાં. અદી પેહેલો ચાલી ગયો હતો, અને તે પછી તુરત ફ્રેની પણ ત્યાંથી ખરી ગઇ હતી.

સોહરાબે આજુબાજુ નજર કરી ફ્રેનીની તલાસ કરી તો તેને આલાંની પીઠ પાછલ થોડેક દુરથી આવેલી એક કેળાની મોટી ઝાડીમાં દાખલ થતાં જોઇ. તુરતજ, તેથી, તે ઉઠયો, અને તેણીની પુઠે ગયો. તેના જવા પછી જરાવારમાં આલાં પણ ઉઠી ઉભી થઈ, અને સોહરાબની દુંબાલે પડી.

---

# પ્રકરણ ૭ મું.

---

## એક અણધાર્યો સંજોગ.

ફ્રેનીને કેળની વાડીમાં ધુસતાં જોઈ સોહરાબ દલાલ તુરત તેણીને પુઠે ગયો, અને તેની પાછળ આલાં પડી. તે લગભગ અર્ધી કેળની વાડી પસાર કરી ગયો છતાં, તેની અજાયબી વચ્ચે ફ્રેનીની ધનનસલ ત્યાં તેને માલમ પડી નહી. તેણીની પુઠે તે સીધોજ આવ્યો હતો, એ તો એક વગર શકની વાત હતી, અને તેની સાબેતી એ હતી કે ફ્રેની કેળના ગીચ ઝાડોની વચ્ચેથી તેના લાંબા પાંદડાંઓને કચરતી, બચરતી, અને ખુંદતી ફ્રેની જે રસ્તે ગઈ હતી, તેજ રસ્તે સોહરાબ પણ ગયો હતો. છતાં તે તેણીને પકડી પાડી શકયો ન હતો, તે માટે મનમાં અચરત થતો, પોતાના શૉર્ટ કોટના ખીસાઓમાં પોતાના હાથો ઘાલી, એક પૉપ્યુલર ટયુન સીટી ઉપર વગાડતો તે વિચારમાં આગળ વધ્યો.

તે હાલ કોણના વિચારમાં હતો?

ફ્રેની મેહેનાના! હા વાંચક મેહેરબાંન સરદાર નવરોજજી મેહેતાની ચેહેરેનમુન બેટી ફ્રેનીના ખુશ ખ્યાલોમાં હાલ તે લપટાયલો હતો. મુંબઇની મોટે ખાંચરેની અને વચલે વાંધેની સોસાયટીઓમાં તે ઘણી બી ખુબચેહેર રૂપસુંદરીઓના સમાગમમાં આવ્યો હતો, ફ્રેની થાંને ચઢયાતી માહમુઓ તેને જોઇ હતી, અનુભવી હતી; મગર જે અસર તેના જુવાંન જીગરમાં ફ્રેનીની મૉડેસ્ટ પણ ઍસ્પેરીંગ બ્યુટીએ ઉપજાવી હતી, તેવી અસર બીજી કોઈ પણ છોકરી તેના ઉપર અત્યાર તુલીકમાં ઉપજાવવા નીશફળ નીવડી હતી. કંઈ કુંડીબંધ 'બુચીમાયો' તેની પર ઉઠલાઇ પુઠલાઇ જતી હતી, અને તેને ફાંદામાં ફસાવવા હરતરેહના અવલ્યાં પોતાના નાજેનખરાં અને વિલક્ષણ આવભાવોથી મારતી હતી, મગર તે સર્વ અત્યાર વેરમાં વ્યર્થમાંજ ગયું હતુ. કોઈ પણ ખુબચેહેર રૂપસુંદરી આજ સુધીમાં તેની મોહોબત મેળવવા જેટલી ભાગ્યવાન ન નીવડી શકી હતી.

અને કંઈ દજનબંધ અધીરી માબીતરો પોતાની દાહાડેવારેની દુકતીઓના માથા તેની સાથ ઘોઈ નાખી દેવાની અભીલાષામાં એક હજારને એક રીતની અફડાતફડીઓ કરી ચુકી હતી.

આલાં બામજી પણ અમો એક વાર આગળ જણાવી ગયા છીએ, તેમ તેની સાથ ડસી જવા માટે અનીખના તારા તોડી રહી હતી; પણ

તેના જેવી એક ખરી રૂપસુંદરતાના પણ સઘળા પ્રયત્નો હરામમાં ગયા હતા. આલાં જેવી એક પેહેલીજ નજરે ચીત ચોરી લે, એવી દીલઝીત મોહીની પણ તેને ફસાવવામાં ફાવી ન હતી.

સોહરાબને એ બધાંઓના સવાર્થી આવજોમાવજો અને આપમટલબી પછાડાઓ તરફ તીરસ્કાર–મૂંગો ધીક્કાર હતો. તે બધું શાને ખાતર હતું તે પુરૂ સમજી શકવા જેટલો તે સ્યાણો હતો; અને તેને મોટી ખુશહાલી સાથજ જોયું ને અનુભવ્યું હતું, કે, એવી ડોલઘાલુ નબલાઇઓને કાબીલ તેની ફ્રેની મેહેતા નહી હતી. ફ્રેની ઘણીજ મોભા અને ટેક વાલી હતી. એક પણ અમર્યાદા ભર્યો યા સ્ત્રી લક્ષણને છાજતાંથી ઉલટો શબ્દ તેણીએ તેની આગળ પોતાના મુખમાંથી જવા ન દીધો હતો; યા એક પણ એવું કર્તવ્ય પણ તેણે તેણીનામાં આજ સુધી ન જોયું હતું કે જે તે તેણી તેને ફસાવવાના સ્વાર્થી ઇરાદાથી કરતી હોય. તેણી હમેશ પોતાના મોભા ને ટેકમાં રહેતી, અને આ તેણીના એક સૌથી સરસ ને વખાણવા લાયક સદગુણે સોહરાબને તેણીની મોહોબતમાં જાસ્તી મસ્ત કરી મેલ્યો હતો.

એ ખરૂં છે કે આલાં બામજીના જેવી તે મનહરણ ખુટી ધરાવતી ન હતી. આલાં પેહેલીજ નજરે ચીતભ્રમ કરે એવી જોરાવર આકરશણ વાલી સુંદરતા ધરાવતી હતી, જ્યારે તેથી ઉલટુંજ ફ્રેનીની મોહીનીમાં એકા નજરે ખેંચાઇ યા લલચાઇ જવા જેવું સેહેજ બી તત્વ નજરે આવી શકતું ન હતું. તેણીની વધુ સમાગમમાં આવનારાઓજ માત્ર સમજી શકે કે તેણીની નર્મ ખુટીમાં જાણવા ને જોવા જોગ હદ સુધીની ખેંચાણકારક ને લલચાવનારી શક્તિ હરી ધરાવતી હતી. સોહરાબે તે પીછાણ્યું અને અનુભવ્યું હતું. અવારનવાર તેણીને મલનાં અને તેણીના સમાગમમાં વધુ અને વધુ આવતો થતાં જતાં ફ્રેનીની નીર્દોષ ખુટીએ તેને સોહરાબ્યુંઅકની કાંની પોતા તરફ સાબુત ખેંચ્યો હતો. અને તે ખેંચાણ હવે એટલી હદે પોંહોંચી ગયું હતું કે તે હવે તેણી આગળ પોતાનો પવીત્ર પ્યાર જાહેર કરી દેવાની તક સાંધતો ફરતો હતો. અને તે વિચારથીજ તે ફ્રેનીની પુઠે હાલમાં એમ નીકળી આવ્યો હતો.

પણ ફ્રેનીનો પતો લાગ્યો નહી.

તે, તેથી, કંઇ દીલગીર બની આતુર ચશમોએ આજુબાજુ નીહાલતો આગલ વધ્યો; તેટલાં અતરાફમાંથી કોઇના વાતચીત કરવાનો ધીમો અવાજ તેને સ્પષ્ટ સમજાયો.

તે એક મરદ અને ઓરતનો અવાજ હતો, અને પાછલો તેને ફ્રેનીના તરીકે તુરત પીછાણ્યો; અને તે પીછાણતાં તેના મોંહેડાં ઉપર ખુશહાલી છવાઈ રહી. તે અવાજ જે સાઇડથી આવ્યો હતો, તે તરફ તે ચાલ્યો. મગર, એએક કદમથી વધુ તે આગલ વધ્યો નહીં તેટલાં પેલા મર્દનો સાદ પાછો સમજાયો, અને તે હવે અદીના તરીકે સોહરાબે તુરત ઓળખ્યો.

"જો આજે રાને હું એકબારગી નહી બી જીતું તો પછી કંઈ પણ કરીને પણ માહરે કાલે નાણાં તો ભરવાંજ જોઇએ."

"હા. તો પછી તે કેસમાં તું શું કરશે?" ફ્રેનીએ પુછ્યું.

"તો–તો મને નાચારીએ 'ગવરનર' આગલ બધો ખુલાસો કરવો પડશે," અદીએ અફસોસ સાથે જણાવ્યું.

પોતાની ઘણી બી ના મરજી છતાં તેઓ વચ્ચે ચાલી રહેલી ગુફતેગો તે પ્રગટ સમજી શક્યો. તે એક સુઘો ગ્રહસ્થ હતો, અને, તેથી, તેણે તેઓની વાતચીત આમ છુપાઇને સાંભળવાનું અપલક્ષણ બતાવવાનું વાજબી વિચાર્યું નહી. તે તુરત પાછો ફરવા ગયો, પણ તેજ ટાઇમે તેની પાછલ કોઇના આવવાના પગલાંનો સંચારો તેને સમજ્યો, એટલે મરજી ઉપરાંત ફરજ્યાત પોતાની જગ્યોએ તે ચોટકી ઉભો.

"ઑલ રાઇટ, અદી, હું તને મદદ કરૂશ," ફ્રેની બોલી. "કંઈ પણ કરીને તાહરે તાહરૂં કરજ તો કીર્તીવંત રીતે ફેરવવુંજ જોઇએ, તેથીજ માત્ર હું તને સહાય થવશ. જો કે તેમ કરવા જતાં મને ઘણું દુઃખ ઉપજશે, ને તેવામાં જો વલી એ વાત બાહેર આવવા પામશે તો પછી તો માહરૂં મોહોતજ થઈ જશે. બધાં મને ફુપી પીખી નાંખશે."

સોરાબ પોતાની જગોએ ખરે મને અતવત કરવા લાગો. કાંય તે લોક એટલી મોટે–તે સમજી શકતો હતો તેવા અવાજે, વાત કરતાં હતાં? તેને મનમાં પોતાના પર ઘણો કચવાટ ને ક્રોધ ઉપજ્યો; મગર તે કેમે કરી તે ચાલની વાતચીત સમજવાથી પોતાને પરહેજ રાખી શકયોજ નહીં. અદી પાછો બોલ્યો, ને સોહરાબને લાગ્યું કે તે કમબખ્ત પોતાના ઘાતાંમાં જેટલો જીવ હતો તે બધો સાંમટો જીબાતીનેજ બોલતો હતો. ગધેડાને કંઇ પણ અક્કલ નહી હતી; પોતાની હમશીર સાથ ખાનગી વાત ચીત કરતો હતો તે પણ જાણે સારી દુન્યાને જણાવવા માંગતો હોય તેમ મોટે મોટે કરતો હતો.

સોહરાબ પોતાની કઢંગી હાલતથી જંખવાણો પડી ગયો. શું કરવું તે તેને સુજ્યું નહી. ભાઇ બેહેનની ગુફતેગોમાં દખલ કરવનું પણ તેને

પ્રથમ હરોળમાં યથાર્થ માન્યું નહી, પણ પાછી આલાં તેની પાછળ લાગી હતી તેનો વિચાર થતાં તે તેની ધાસ્તીમાં પડયો. આલાંની આદત ઉપરથી, જો કોઇ બી તેની પાછળ આવ્યું હોય તો તેણીજ હોવી જોઇએ એવું તેને અનુમાન કર્યું, અને વાંચનારાં મેહેરબાંનો જાણેછ કે તે કેટલી હદ સુધીનું સાચું હતું.

ફ્રેની આગળ આજે તેણીની વર્ષગાંઠ જેવા શુભ દીવસેજ પોતાની મેહોબત આશકારા કરવા તે હીલ્લાં બાંહના કાદી આલાં આગળથી જેમ તેમ છટકી-છુટી આવ્યો હતો, એટલે પોતાની મતલબ પાર ઉતાર્યા વગર પાછું તેણીનાજ બસમાં સપડાવવાનું તેને મુતલગ થઇને ગમ્યું નહી, અને તેથી અંતે એક નીર્ણય પર આવી, સીટી વગાડતો અને પોતાથી જેટલો બની શકયો એટલો કોની વાડો બીસાડી ઘોંઘાટ કરતો તે બાઇ બેહેન, ઉભાં હતાં ત્યાં આવ્યો.

અદી, ફ્રેની, તેણે કીધેલા ખળભળાટથી ઝબકી ઉઠયાં.

"એ શું છે, સોહરાબજી," ફ્રેની બોલી, "એ તમે નાહકનો કેટલો 'નોઇઝ' કીધો?"

"ઓ આઇ બેગ યોર પારડન છઇ યુ આર ડીસ્ટર્બ" તે ગંગેતાઇ જઇ બોલ્યો, "હું તમો બાઇ બેહેનની ધીમી ગુસગુસને કોઇ જનજનાવરના ઘોરવાનો અવાજ સમજી તેને નહસાડવા થકી મેં એટલો ખડખડાત કીધો," તેણે લટરપટર જે મનમાં આવ્યું તે ઠોકી માર્યું, "ચાલની અદી, બાદશાહી દાવ રમવા ત્રણ જણા તૈયાર છે, ને કોઇ ચોથાની ખોટી છે, તે હું તને તેડવા આવ્યોછ!"

"ઓ, એમ કે?" અદી પોતાની બેહેન તરફ ને પછી સોહરાબ તરફ વારાફરતી જોઇ હસીને બોલ્યો. "ચાલ ત્યારે હું પેહેલે દોડી પુગુંછ, તું ધીરે-આસ્તે માહરી બેહેનની સાથે આવ," અને એટલું બોલી ફ્રેની સોહરાબને અજાયબીથી એકમેક ગમ ટીકતાં છોડી તે ત્યાંથી ખસ્સી ગયો.



# પ્રકરણ ૮ મું.

## માંગની—મેહેતલ.

અદી વટી ગયો. તે બન્નેને અજાયબીમાં એકમેકનું મોહું ટીકતાં છોડી તે ગુપચુપ ત્યાંથી સટકી ગયો.

"તમારો ભાઈ કંઈ ઘણોજ હુલવલ્યો છે, ફ્રેનીબાઇ," સોહરાબ અદીના દોડી જવા પછી વાત શું કરવી તે ન સમજી શકવાથી બોલ્યો.

"હા! એ એને ઘણીજ ખરાબ આદત છે. એ બધાંમાંજ શું એક નાહશરણું પડતું હોય તેમ કરેછ," ફ્રેનીએ અભીપ્રાય આપ્યો.

"ચાલોની જરા આપણે તો એકલાં ફર્યે, મીસ મેહેતા," સોહરાબે સવાલ કર્યો, "ઘણે વખતે આય આપણને આવો ચાન્સ બે ઘડી દીલખુશ ગુફ્તેગો કરવાનો મલ્યોછ. વીલ યુ એકમ્પની મી?"

"મોસ્ટ વીલીંગલી, સોહરાબજી," ફ્રેની હસીને બોલી, "પણ તમે પાના રમવા નહીં જતા કે?"

"પાના તો હું રોજ રમુંછ," સોહરાબે ચાલતાં ચાલતાં કહ્યું, "પણ તમારી માનીતી કંપની કંઈ મને રોજ મળતી નથી!"

કેળની વાડ વટાવી, તેઓ હવે ખજુરી, આંબા, અને બાવળની ગીચ ઝાડીમાં ધીમે ધીમે ચાલતાં દાખલ થયાં. જો કે ભર બપોર થઇ હતી, છતાં ઉંચા અને ફેલાયલાં ગીચોગીચ દરખતોને લીધે તડકો જમીન ઉપર નહી જેવોજ પડતો હતો. ધીમી પવનની ખુશનુમાં લેહેકી તેઓની સીરાંમાંની આ દીલખુશ વૉકને જયાદા સુખકારક બનાવતી હતી.

"પણ તમારી માનીતી કંપની તો મીસ આલાં બામજી છે, મી. દલાલ," ફ્રેનીએ મોઘમમાં તાણો માર્યો.

સોહરાબે આ સમજી પોતાના કપાલ ઉપર ઉપર બોફની કરચલીઓ ચઘાવી.

"ઓ! ડેશ ઇટ!! ફ્રેની બાઇ, તમને એમ માનવાનું કારણ શું——" પણ તે આગળ બોલે તે પેહેલાં ફ્રેનીએ એક ધીમી ચીસ પાડી.

"ઓ માયરે, માહરી સાડી!"

"શું છે?" સોહરાબે ઇન્કવાયરી કરી.

"કંઈ નહીં! કંઇ નહીં! જરા માહરી સાડી બાવળના કાંટામાં ભેરવાઈ ગઇછ. એક મીનીટ થોભશો સોહરાબજી? હું હમણાજ છુટી કરૂંછ."

"ઓ ડોન્ટ ટેક ટ્રબ્લ, પ્લીઇઝ," સોહરાબ તાબડતોબ વાંકો વળી તેણીની ભેળવાયલી સાડી છુટી કરતાં બોલ્યો.

"યુ આર વૅરી કાઇન્ડ," ફ્રેનીએ ઓશકને મારે લાલ બની જતાં કહ્યું. "ઠેંકયું."

"મેનશન નોટ! એમાં શું છે?" સોહરાબે ધ્રુજતે હાથે સાડી છુટી કરતાં કહ્યું. તેના હાથો હરખને મારે ઠરઠર કાંપતા હતા; તેનું રૂદય જોરમાં ધપકારા મારી રહ્યુ હતું; એક નહી વર્ણવી શકાય તેવી અનુપમ ખુશહાલીની સુખકારક લાગણી તેના તનબદનમાં વીજલી વેગે પસરી રહી હતી. તેના હાથો કેરઓ લેતા હોવાથી, બે વાર તો તેના હાથમાં સાડી છોડવતાં કાંટો ભોકાયો, અને તે દેખી ફ્રેની વધારે જંખવાણી પડી ગઇ.

"ઓ બલા જાણેરે! માહરે લીધે તમને કાંટો અમસ્થો ખુંચ્યો! રહેવા દેવ, કંઈ નહીં—નહી નીકરે તો! ખેંચી કાઢો, બલા ગઈ સાડી જરા ફાટીને રહેશે!" તેણી બોલી, "રોગ જાણે, તમને હાથમાં કેવું 'પેન' થતું હોશે?"

"અરે 'પેન' શાંનું થાય જો? તમે બી શું એમ કાગનો વાઘ કરોછ? લેવ, આય નીકળી, ચાલો," સોહરાબે અંતે સાડી છુટી કરી ઉભે થતાં કહ્યું.

"ઠેંકયું! માફ કરજો!" ફ્રેનીએ આભાર માન્યો, ને આગળ ચાલવા માંડયું, પણ સોહરાબ ત્યાંજ અડી ઉભો, "કેમ આગળ ચાલોછ ફ્રેની?"

"વાય? લૅટ આસ સીટ હીયર," તે બોલ્યો, "આય કાપેલાં થડ પર તમે જરા બે ઘડી બેસો, આપણે અહીંજ વાત કર્યે."

ફ્રેની તેના આગ્રહ મુજબ એક કાપી નાખેલા બાવળનાં થડ ઉપર રૂમાલ પાંકરી બેઠી, અને તેનેથી જરાજ દુર ખરી પડેલાં પાંદડાંઓના એકઠા કીધેલા ઢગ ઉપર સોહરાબ ગોઠવાયો.

તેઓ ચુપ બેઠાં.

સોહરાબ વાત કેમ શરૂ કરવી તે સમજી શકયો નહીં! તે ગભરાઇ ગુચવાઈ ગયો. શું કહેવું, કેમ કહેવું, કેવી રીતે કહેવું, એ તેને સુઝયું નહીં. તેની જબાંજ ઉપડી નહી. તે આઇન વખતે ગોયા તેની જબાંનેજ જાણે ઓચીંતો દગો કીધો. તે ઉપડતાં ઉપડી નહીં. સેહેંકડો વિચારો થોકબંધ તેના મગજમાંથી વીજલી વેગે પસાર થયા, મગર તેમાના એકને પણ તે શબ્દરૂપ આપી શકયો નહી. બોલવા તો તેણે ઘણું બી

કર્યું, પણ તેનુ મોંહડુંજ ખુલ્યું નહીં. સાવ સકમબકમ બની ફ્રેનીને ડોળા ફાડી એકી નજરે જોતો તે બેઠો. ફ્રેની પણ તેને પોતાની ગમ આમ એકી ટગરે જોતાં જોઇ રાતી ભુંદ બની ગઇ; અને તેણીના રૂખશારાઓએ પકડેલી ગુલાબીએ, સોહરાબના તેણીના પ્યારમાં ગીરફતાર દીલને વધુ આજોરદે કરી મેલ્યું.

સોહરાબ તો પોતા સાંમે બેઠેલી માઠી માહબુબને પોતાના જીગરમાં જોશથી ચાંપવા તેના ગુલાબી ગાલોને ચુમ્મીઓથી ભરી નાંખવાને ઘણો તતરવીખો પડી ગયો. મગર તે કેમ બને?

તે સમજી શકયોજ નહીં કે આજે તેની જબાંને એ શું થયું હતું? તેના તર્કોનો પ્રવાહ શબ્દરૂપી ધોધમાં ફેરવાઇજ શકતો હતો કેમ નહીં? તે એક ઘણો છતાદાર વકતા હતો. તેને અત્યાર આગમચ કોર્ટો અને જાહેર સભાઓ પોતાની વાકયચાતુરીથી અનેકવાર ધમધમાવેલી હતી; ને તેવે વખને નહી ને આય એક છોકરીની હાજરીમાં તે એટલો પાણી પાણી કાંય બની જતો હતો? ફ્રેની આગળ પોતાના અંતરનો ઉભરો ખાલી કરવાનું જોસદાર ભાશણ તેને કંઈ દાહાડાઓ થયા પોતાના મનમાં સાબુત ગોખી રાખ્યું હતું; પણ અજબ જેવું હતું, કે, તે તમામ હાલ તેની 'મેમ્રી'માંથી ગાયેબ બની ગયું હતું.

ફ્રેની પોતાની બેઠક પર અકડવકડમાં પડી. અને તેમાં અજાયબી શું છે? એકી ટગરે ડોળા ફાડી છેલ્લી પાંચ મીનીટ થઇ સોહરાબ તેણીને, શું એક નવી જાતનું જોવાનું તેણી હોય તેમ ભોપતો હતો, તેથી, તેણી દેખીતી રીતે ખસયાણી પડી ગઈ.

"મીસ્તર દલાલ!" ઘણુંજ ઘણુંજ કોહી જવાથી ને વધુ વાર ચુપકીદી નહીંજ ખમાઇ શકાઇ, ત્યારે અંતે ફ્રેનીજ બોલી.

"કેમ?" પોતાના વિચારોમાંથી ચમકી ઉઠતાં સોહરાબ બોલ્યો.

"એ તમે માહરી ગમ શું એક ચીતે જોવછ? માહરાં મોહડાં પર કંઇ હીરાબીરા જડયાછ કે?"

"અં—નહીં!" સોહરાબ ગંગેટાઇ જઇ અકરવકરમાં પડી બોલ્યો.

"ત્યારે શું માહરા ચેહેરાની પરથી માહરી 'કેરેકટર' કંઈ વાંચોછ કે?"

"ઓ નો!"

"ઘણું અજબ જેવું! ત્યારે તમે તાહરના માહરી ગમ એમ ડોળા કાઢી, દાચું વકાસીને શું જોવછ?" ફ્રેનીએ પુછયું.

"તમારી બ્યુટી" સોહરાબ તેણીની નજદીક સરી બેસી બોલ્યો.

ફ્રેની શરમને મારે લાલચોળ બની ગઇ. સોહરાબ તેણીની વધુ નજદીક સરી બેસી તેણીનો ગોરો, ઘટમારો નાજૂક 'સેપ્લી' હાથ પોતાના હાથોમાં લઈ બોલ્યો, "હા, સાચું કહુંછ, તમારી બ્યુટી!"

ફ્રેનીના રૂખશારાઓ ખુશહાલી અને હયાના માર્યા ધગધગી આવ્યા. તેણીએ પોતાનો પકડેલો હાથ સોહરાબના હાથમાંથી છોડાવવાની નરમ વેત્રણ કરી પણ તેને તે ચાંપીને ધરી રાખ્યો.

"ફ્રેની ડાર્લીંગ, હું તને ચાહુંછ," સોહરાબ ખુશહાલીથી ધડકતાં જીગરે માહા મુસ્કેલીથી બોલ્યો, "બોલ, તું માહરી તરફ ઇન્ડીફ્રન્ટ તો નથીની?"

તેને ફ્રેનીની આંખો સાથ પોતાની ચશમો મીલાવી જોયું, ફ્રેની હદ વીનાની ખુશહાલીના બાએસથી એક શબ્દ પણ બોલી શકી નહી. ભારે ખુશહાલીને મારે તેણીનુ જુવાંન જીગર તેણીના ગળામાં આવી ખુટ્કું. તે કંઈ બી બોલી શકી નહી.

"ફ્રેની. કહે, તું મને વળતા તેવાજ પ્યારથી જોયછ?" સોહરાબે પાછુ પુછ્યું.

તે ગુચવાઇ ગઇ. આવી અણધારી ઝડપી માંગણીની આશા તેણીની વકી ઉપરાંત હતી, કેમકે વાંચનાર જાણેછ તેમ તેણી પણ બીજાંઓ ભેગી એવીજ માન્તા ખાસ રાખતી થઈ હતી, કે, તે આલાંનો પરસ્તાર હતો; તેથી, તે અચબુચ થયલી ઑફરથી તે ગુંચવાઈ જાય, તેમાં નવાઇ શી છે?

"બોલની, ડાર્લીંગ, તું મને ચાહી શકવાની ઉમીદ રાખેછ કે? મને સ્વર્ગસુખી બનાવવા ઇચ્છેછ કે?" સોહરાબે પાછું મીનતજારીથી પુછયું.

"તમો ખાત્રીપુર્વક છેવ, કે તમે મને ચાહોછ." તેણીએ નીચી નજરે સવાલ કર્યો; જે ધપે તે સવાલ થર્યો તે પરથી ચતુર સોહરાબને તેણીના મનની ઇચ્છા પામી જતાં વાર લાગી નહી. તેને તેણીનો હાથ ખેંચી પોતાના પાસામાં જમીન ઉપર બેસાડી, તેણીની નાજુક કમર પાસ પોતાના જોરાવર હાથો વીટાલી પુછ્યુ, "ગાંડી છોકરી, ત્યારે શું તું એમ ધારેછ કે ત્યાં વેર તાહરા પ્યારા હાથની માંગણી હું કરું બી?"

"એક્ષકયુઝ મી!" તેણી ધીરેથી બોલી. "પણ હું તો ધારતી'તી ને માનતી'તી કે તમે આલાં—"

સોહરાબે પોતાનો હાથ તેણીના મોહડાં પર મેલી તેણીને ફરજ્યાત બોલતી બંધ કરી.

"સોહરાબ–સોહરાબ ! એ કાંહાં મરી ગીયો," અદીના સાદથી તેઓ ચમકયાં. તે વાર જોઇજોઇને તેઓની શોધમાં પાછો આવ્યો હતો, "એ કાંહાં દટાઇ ગીયોછ ?"

"તમે જાવ," ફ્રેની તેની ગોદમાંથી છુટી થતાં બોલી, "એ લોક અજબ થતાં હશે કે તમને શું થયુંછ ?"

"એ લોક બધાં, મને શુ થયુંછ તે આજે રાતે જાણશે !" સોહરાબ તેણીને વ્હાલથી એક કીસી લેતાં બોલ્યો.

"આજેજ રાતે તો નહી !" ફ્રેનીએ માંગી લીધું, "આજની રાત એ વાત છુપી રાખજો. જોઇએ તો કાલે સાંહજ પછી પપા ને બધાંને કહેજો. પણ તમે જાણોછ કે, સોહલ ડીયર, કે તમે એક મુફલીસને પરણોછ." તેણી બીજી સહવારે પોતાનો ભાઈ પોતાનું દેવું આબરૂથી ચુકવી દય, તે પછીજ પોતાના અદરાવાની વાત જાહેર થાય એવા ખ્યાલથી ઉપલું બોલી.

"આજ સુધી હું પણ પૈસાદાર ઉતોજ નહીં," સોહરાબ તે મધુરીને પાછી ને પાછી ચુમતાં બોલ્યો, "તાહરાં જેવું એક ગુલાબ માહરા હાથમાં આવ્યાથી હું આજેજ મને પોતાને ખરો પૈસાદાર સમજુંછ."

તે ઉઠયો; અને તેણીને પોતાના હાથોમાં ઉપાડી કેળની વાડી તરફ ધડકતાં જીગરે દોડયો.

"વળી પાછી તાહરી સાડી ભેરવાઈ જાય તો કાંહાં આપદા ?" તે નાજુક બોજાને પોતાની છાતી સાથ ચાંપતાં તે બોલ્યો.

તેઓ હજુ તો પુરાંપાધરાં કેળની વાડીમાં દાખલ નહી થયાં તેટલાં તેઓ બેઠાં હતાં, તેથી થોડેજ છેટે આવેલા એક પુરાણા ગંજાવર વડના દરખ્તના જબરદસ્ત થડના ઓથામાં છુપાયલો એક સ્ત્રીનો આકાર બાહાર આવ્યો.

તેણી ધીમે કદમે બાહાર આવી. તેણીનો એક હાથ તેઓ ગયાં હતા તે દીશા તરફ ધ્રુજતો લંબાયલો હતો. તેણીની ચશમોમાં ગુસ્સાનો અંગાર કંઇ ઘણીજ ઝનુની કીસમે જળી રહેલો હતો. ભારે ક્રોધને મારે તેણીની છાતી ધમણની માફક જોરમાં ઉછલી રહી હતી. તેણીનું તમામ તનબદન હદ વનાના ગુસ્સાના અવેશમાં ધ્રુજી રહયું હતું. તેણીના બોય નીકલી પડે એવા થઈ રહેલા આતશ માફક ચકચક થતા ડોળા, તેણીના દીલમાં વ્યાપી રહેલા હદ વીનાના ગુસ્સાનો કંઈ ઝાંખો ભાસ આપતા હતા.

તેણી ધીમે કદમે ચાલી આવી, પેલાજ કાપી કાઢેલા થડ ઉપર બેઠી; અને કંઇ દર્યાફ્તમાં પડી.

જરાવારમાં તે પાછી ઝબકી ઉઠી; અને એક મગજથી બેમગજ બનેલા ઇસમની મીસાલ તેઓની પુઠે જઇ તેઓને પકડી પાડવા માંગતી હોય તેમ તેઓ ગયાં હતાં, તે તરફ થોડા ખનકાવેર દોડી ગઇ, પછી પાછી અચકી ઉભી; અને પછી પાછી ફરીને પેલાંજ થડ ઉપર જઇ બેઠી; અને પોતાનું મોહડું છુપાવી અનહદ દુઃખ, નીરાશી અને નાશીપાશીના અસંખ્ય દચકાંઓ ખાવા પડી!!

## પ્રકરણ ૯ મું.

### ખબરદાર! માહરા રસ્તામાંથી દુર થા!

અદેખાઇ, ઇનસાનનો સર્વથી મોટાંમાં મોટો ને ખરાબમાં ખરાબ વેરી છે. જેના દીલમાં એ દુષ્ટ રોગનું બી ઉતપન્ન થાય છે, જેના દીલમાં કીનાનો આતશ પેહેલવેહેલો પજરવા માંડે છે, તે પોતાને સર્વાંમ ભુલી જાય છે, સુધ્ધીબુધ્ધી ગુમાવી બેસે છે; પોતાની અસલયાત એ દુષ્ટ વીકારના બુરા બસમાં ફસી ગુમાવી બેસે છે; ફરેસ્તાઇ ખસલત તજી શયતાન્યતનો લીબાશ સજે છે; માયા, મોહબત, મુરવ્વત અને હેશાનોના ઉપકારોના ખ્યાલો તેના ભેજ્નમાંથી ગાયેબ થઇ જાય છે. તે બીજાને દુઃખી કરી પોતે દુઃખી બને છે. અદેખાઇથી આંધલો બનેલો ઇસમ ઇનશાન કરતાં હયવાનમાં ખપવાને કાબીલ વધુ બની જાય છે.

મેહેતા ખાનદાનના અસંખ્ય આભારો ને હેશાંનોમાં દબાયલી આલાં બામજી હાલ તે સર્વ ભુલી જઇ—અદેખાઇના અવેશમાં અપંગ બની જઇ—એજ મેહેતા ખાનદાનની નબીરી, અને પોતાની જીવેજાનની સહી ફ્રેનીનુ નીકંદન કાઢી નાંખવા પલવારમાં તૈયાર—તલબગાર બની ગઇ.

ફાટફાટ થતે ડોળે, અને નાશીપાશી ને નીરાશીથી બોય છોડી દય એવા દારૂન દુઃખથી ખીજમીજ બનેલાં જીગરે તેણીએ પેલા દરખતની પછવાડેથી છુપાઇને ફ્રેની અને સોહરાબ વચ્ચેની સર્વે વાતચીત સમજી હતી, અને સમજતાંની સાથેજ ગોયા હૈયાસુની—ઇર્ષાથી દીવાની બની ગઇ

હતી. અદેખાઇના અંગારમાં તેણીનું તમામ તનબદન ધગધગી ગયું હતું; તેણીની છાતી ફાટી જતી હતી, જીગર ચીરાઇ જતું હતું. અગાધ દુઃખથી ચાકચાક બની ગયલા નામુરાદ જીગર સાથ તેણીએ તે વાર અદેખાઇમાં કંઇ સંચારો મેળવ્યો; અને અદેખાઇએ પોતાની સાવકી બેહેન ધીક્કારનો તેણીના જીગરમાં જન્મ આપ્યો.

ફેનીને અત્યાર આગમચ તેણી જેટલી ચાહતી હતી તેટલીજ તે હવે તેણીની વેરી બની.

આજે દાહાડાઓ બલકે મહીનાઓ થયા, તેણીએ મનશે ગાંઠ મારી મુકયો હતો કે સોહરાબ દલાલ તેણીનો; અને તેણી તેની હતી, પણ અફસોસ! તેણીનું તે ધારવું કેટલું બેવજુદ ને નાપાયદાર હતું તે તેણીએ આજે અચાનક જોયું ને જાણ્યું, અને તે જાણવાંની સાથજ તે ગુસ્સાથી બાહ-વરી-ગાંડી બની ગઇ.

ફેની તેનો શીકાર છીનવી જાય? તેણી તેનો વ્હાલો ઉચકી જાય, તેના પ્યારાને પોતીકો બનાવી જાય? એ બસ, એ બનેજ કેમ? થઇ શકેજ કેમ?? તેણીએ ગુસ્સાથી દાંતો કચકચાવી ઉપલો વિચાર કર્યો, અને જેમ જેમ તે ખ્યાલ તેણી ઉપર વધુ અને વધુ ગલબો કરતો ગયો તેમતેમ તે અદેખાઇ અને હસદની ભસમ કરનારી આગમાં વધુ અને વધુ જલવા-બલવા લાગી.

તેણીએ સોહરાબ દલાલને સાચ્ચાં દીલથી ચાહયો હતો, જીગરથી આલા માન્યો ને ગણ્યો હતો, અને તેની સાથ પરણવાની જીન્નાશામાં કચ કંઇ સારાં માગાંઓ તેણીએ 'રીફયુઝડ' કર્યાં હતાં. કચ કંઇ જુવાંનો સોસા-ઇમાં તેણી પર ને તેણીના પૈસા પર મરી ફીટતા હતા—તેણી સાથ શેહા-દીના ગાંઠથી જોડાવા એક પગે તૈયાર હતા, પણ આજ સુધીની પોતાની હૈયાતી દરમ્યાન તેણીએ સોહરાબનેજ ખરા પ્યારથી ચાહયો હતો, અને તે ચાહમાં પોતાને નીષ્ફળ ઉતરેલી જોઇ તે સુધ્ધી બુધ્ધી, ગોયા ઉપજેલી નીરાશીના ગજબ દુઃખમાં ગુમાવી—નજી બેઠી હતી,

"કેવી ધારકી મશકેરી?" તેણી ડચકાં ખાતાં ખાતાં બબડી, "એ આજ સુધી માહરી સાથ હસીહસીને વાત કરતો'તો; એ રાંડ દરાની તરફ તો ઝાંખીને જોતો-તો બી નહીં, ને આએ એકાએક શું બાંજરો થઇ ગયો?" તેણી ગદગદી પડી. આંસુઓની ધારા તેણીની ચશમોમાંથી બેઅટકાવ નીકલી પડી. તે રડી, થોડેક વાર એક બચ્ચાં પેરે ફોકેફોક રડી, અને તે રડવાંએ તેના ગમના જોશને ઘણે દરજ્જે કમી કર્યો; તેના આજે-રદે થયલાં જીગરને જરા રતી રાહત મળી.

પછી આંખમાંથી આંસુઓ ખંખેરી નાંખી તે ઉઠી, રખેને તેણી રડતી પકડાઇ આવે, એ ડરથી તેણીએ પોતાની ભીની આંખો લુંછી નાંખી, ને પાર્ટી બેઠી હતી ત્યાં પાછી ફરી, અને માંથુ સખ્ત દુઃખવાનું બાહાનું કાઢી, પોતાની આયાને લઈ તેણી માહાલમાં એકલી ચાલી ગઈ.

માહાલમાં પુગતાંની સાથ તેણી પોતાના રૂમમાં દોડી, અને કપડાં, સાડી સુધ્ધાં બીછાના ઉપર ઉંધે મસ્તક પડી, અને પાછી બેઅખત્યાર રડી. પણ રડી રડીને બી કયાં તક રડે? અંતે વિચાર, વિચાર અને વિચારે દેમાગથી તદ્દનજ થાકી જઈ તે નીદ્રાદેવીને શરણ થઈ.

ત્રણેક કલાક પછી તે જાગી.

વિચારોની ગરમીથી તપી ગયલું તેણીનું મગજ હવે જરા શાંત પડયું હતું. તેણી બીછાનામાંજ પડી રહી. પાસેના રૂમમાંથી કોઇની ધીમી ગુસગુસનો નમ્ર અવાજ તેણીના કાને આવ્યો.

પેહેલાં તો તેનો કંઇ બી ખ્યાલ કર્યા વગર થોડો વખત વેર તે બીછાનામાંજ પડી રહી, પણ પછી એકાએક કંઈ ખ્યાલ થતાં તે ડડાક દેતી કે ઉઠી ઉભી થઇ ગઇ, અને બહુજ ચોકાશી અને ધીમેથી ચાલમાંથી પોતાના રૂમમાં દાખલ થવાનું બારણું તેણીએ અંદરથી બંધ કર્યું, અને પછી ઘણીજ હળવેથી ફ્રેનીના ઓરડા સાથના કનેકશન ડૉરની નઝદીક આવી.

શુભાગ્યે કે દુરભાગ્યે તે અલગુંજ બંધ હતું. તેણીએ તેની ફાટમાંથી ચીમાઇને જોયું, તો અંદર અદી અને ફ્રેની વાત કરતાં બેઠાં હતાં.

"પણ તું રમેછજ શું કામ?" ફ્રેની જરા તડડાઇ.

"પણ ત્યારે હું કરૂં તે બી શું?" અદી બોલ્યો.

"હાર્યો જુગારી બમણું રમે, તેમ કરેછ, ને નકામો સંતાપ સારાં ઘરમાં વ્યપાવેછ," ફ્રેની ગુસ્સો કરી બોલી.

"પણ, બેહેન માહરી, એમાં કાંઈ માહરો કસુર નથી! માહરી ઘણી બી ના મરજી છતાં બસ કોઇને રમતાં જોઉંછ કે માહરૂં દીલ અંદરખાનેના ગમે એવા મકકમ ઠરાવ છતાં પણ મોમ મીસાલ નરમ બની જાયછ," અદીએ ખુલાશો કર્યો.

"પણ તાહરે તાહરા પર કાબુ રાખવો જોઇએ." ફ્રેનીએ બોધ દીધો.

"તે વાત તાહરી ખરી. પણ તેમ હું કમનશીબે કરી શકતો નથી. જુગાર એ આપણા કુટુંબમાં વંશપરમપરાથી ઉતરી આવેલો એક બુરો દુર્ગુણ છે!" અદીએ ખુલાસો કર્યો.

"અને એજ દુર્ગુણ આજની આપણી ખરાબી ને પાયામાલીનુ મુળ છે, એમ સમજી તેં તેથી હાથ ઉઠાવવો જોઇએ," ફ્રેનીએ કરક આપી, "ચાલ હવે થયું તે તો થયું, પણ ભવીસ્યમાં તું ચેતીને ચાલજે. વારૂ, આય તાહરાં હાલના કરજનું હવે શું?"

"શું વરી! હું નથી સમજી શકતો કે હું શુ કરીને ભરૂં," અદી બોલ્યો.

"પણ તાહરે ભરવું તો જોઇએજ!" ફ્રેની ભાર મેલીને બોલી.

"ઇટ ઇઝ ઇમ્પોસીબલ! ફક્ત એકજ રસ્તો તેમ કરવાનો છે, ને તે મેં બપોરે સુચવ્યો તે છે. ફ્રેની, સેહરાબે જ્યારે તાહરા હાથની માંગણી વટીક કરીછ, ને તેં કબુલીછ, ત્યારે તો કંઈ બી કરીને માહરે માહરૂં કરજ ફેરવવુંજ જોઇએ."

"પણ તેમાં હું શું કરૂં? પપા ડીયરની રજામંદી વગર એવો જોખમ હું કેમ ખેડું?" ફ્રેની બોલી.

"ત્યારે બીજો ઇલાજજ શું છે? અદીએ ગમગીન અવાજે પુછયું.

"મને એ માહરા બેહેશતન માતાજીના થોડાં ઘણાં બાકી સાકી રહેલાં પ્યારાં ઝવેરાતોથી છુટું પડતાં ઘણું લાગશે," ફ્રેનીએ રડમશ કહયું.

"પણ ત્યારે હવે કર્યે કેમ?" અદીએ પાછું સમજાવ્યું.

"બીજો કંઈ ઉપાયજ નથી, એટલે—એટલે હું નાચાર છેઉ. પણ કોઈ જાણે તેની મને ઘણી ફીકર છે!" ફ્રેનીએ ડર કર્યો.

"આપણા બે સિવાય તે કોઇ બીજું જાણશેજ નહી," અદી સબ્યારાથી બોલ્યો, "પપા તો એ કોઇ દીવસ જોવા માંગતા નથી, એટલે તેવણ તરફની ચીંતાનું તને કંઈ કારણ નથી!"

"પણ એતેફાકાન એ વાત જાહેર થાય તો?" ફ્રેની હજી ઘચુ પચુ બની.

"તેમ બનવાનો સેહેજબી સંભવ નથી," અદીએ સમજાવ્યું, "ફક્ત તું પરણે ત્યાં તુલીકજ એ બાહર રહેવા પામશે, પછી તો એ આપણે પાછાં છોડવી લઇશું?"

"ઑલ રાઇટ! હું તને આપશ!" ભારી જીગરે ફ્રેની જરાવાર રહી બોલી.

"આજે રાતે બાંધી રાખજે. સહવારના પોહોરમાં તે હું લઈ કંઈ કામને બાંહાંને મુંબઇ નીકલી જવશ, ને ત્યાં કેઠે તે ગીરવી મુકી તેપર પાનસો રૂપ્યા કઢાવી સોહરાબને માહરા કરજના પેટામાં ભરી દેવશ,"

અદીએ કહ્યું, "ફ્રેની, એમ તો હું ધારૂં તો માહરા મુંબઇમાંના કુંદીબંધ ફ્રેંડોમાંના કોઈ બી એકની પાસ ૫૦૦ થી બી ચારગણા જાસ્તી રૂપ્યા એક પલકારામાં માંગી લઉ, મગર તેમ કરવા માહરૂં જીગર ચાલતું નથી ?"

"ઓ નો! એમ તો નાજ કરતો! કોઇ બી પાસ હાથ ના ઓળનો. આપણા કુટુંબની કીર્તીવંત નામની નોકને તેમ કરી ના દુખાવતો. તેના થાંને તો આય જોખમજ બેડેલો લાખ દરજ્જે બેહેતર છે," ફ્રેની બોલી.

"ને તેથીજ, માહરી વ્હાલી હમશીર, તેથીજ, હું તાહરી પર તાહરા જવેલ્સો ગીરવી મુકવા માટે દબાંણ કરૂંછ. મેહતા ખાનદાંનનાં કીર્તીવંત નામને હું ભીખારી બની કદી દુખાવશ નહી. ચાહે હું ભુખે મરશ, પણ માહરા કુટુંબના માન પામેલા નામને કલંક લાગવા દેવશ નહી." અદી મગરૂરીથી બોલ્યો.

આલાં ઉપલી સઘલી વાતચીત ઘણીજ આતુરતાથી સમજતી હતી. એકેએક શબ્દ તેણીએ દમ ઉંચો રાખી જરા પણ છટકી જવા દીધા વગર સમજ્યો હતો; અને બારણા આગલથી એટલું સમજી ખસી જતાં તેણીએ છુટકારા ને શંતોષનો દમ ખેંચ્યો. કંઈ છુપી ખુશહાલીએ તેણીના અજોરદે બનેલાં જીગરમાં ગુપ્ત ઘર કર્યું. તેણીએ ટેબલ ઉપર પોતાના ઉઘાડાં પડેલાં જરજવેરાતો પર નજર કરી; અને તેણીની નજર પોતાની હીરાની નેકલેસ ઉપર સ્વભાવીક પેહેલાં ખેંચાઇ. તેણીએ તે નેકલસ ઉઠાવી પોતાના હાથમાં લીધો, ને તેનું જાણે વજન કરવા માંગતી હોય તેમ પોતાના હાથમાં થોડોવાર રાખી મુકી, પછી તે પોતાને ગળે ઓલસ્યો.

આલાંને સારી રવેસે માલમ હતું કે ફ્રેનીને તે નેકલેસ ઘણોજ ગમતો હતો, અને તેણીની માલેકીનો તે હતો તે માટે ફ્રેની અદેખાઇ કરતી હતી તે બી તેણીને સારી રવેસે માહેર હતું. એક વાર આ નેકલેસની આલાંને અતીશય લાલચ હતી, પણ આજે હવે તે લાલચ મરી ગઈ હતી. હવે તેણીની સર્વથી મોટામાં મોટી અભીલાષા પ્યાર હતી, તેમાં તે નીષ્ફળ નીવડી હતી તે માટે તે બેહદ દીલગીર હતી. પોતાનો ગુમાવલો પ્યાર મેળવવા માટે તે કંઇ બી કરવા–કંઇ બી હદે જવા–કોઇ પણ પ્રકારનો ભોગ આપવા હાલ તૈયાર બની ગઇ હતી.

એક બહુજ બુરા ખ્યાલે તે ભાઈ બેહેન વચ્ચેની વાતચીત સમજી તેણીના દીલમાં ઘર કર્યું હતું. આશાનું એક ઝાંખુ કીરણ તેણીના નાશીપાશ બની ગયલાં જીગરમાં પ્રગટ પડયું હતું. એક રસ્તો તેણીને સુઝયો હતો.

એક રસ્તો કે જે તીરસ્કારી-ધીક્કારી કાઢવાજોગ હતો, મગર તે થાંને કોઈ બીજા અસરકારક યા અસકારક ઇલાજ હાથમાં ન હોવાથી તેમાં સમાયલી ગમે તેટલી ખરાબી અને બુરાઈ છતાં તે પર અમલ કરવાનો તેણીએ ઠરાવ કર્યો.

તેણી જાણીતી હતી કે સોહરાબ દલાલને સઉથી પોતાની આબરૂ વધારે પ્યારી હતી; અને તેમ હતું ત્યારે તો પોતાની શૉક-હરીફ ફ્રેનીનો કાંટો કાઢી નાખવાનું-તેણીને પોતાના રસ્તામાંથી દુર કરવાનું એક અચ્છું હથ્યાર તેણીને હાથ લાગ્યું હતુ.

## પ્રકરણ ૧૦ મું.

### એક અત્તેફાક.

અદી મેહેતાની દાલ દાઝી ગઈ હતી. ખાણું કાહારનું ખલાશ થઇ ચુકુ હતું. ડીનર-રૂમમાંથી બધાં પહેરોણાઓ તરયારૂં તાહદું કરી કાહારના બાહાર પડયાં હતાં, પણ અદીના બેહદ ખીજવાટ વચ્ચે આજે કારડ રૂમમાં કોઇ ફૂટકતું નહી હતું. તે કાહારનો એકલો કારડ રૂમમાં આવીને ભરાયો હતો, અને કયારે કોઇ મુંવું જીવતું ત્યાં આવે તેની બહુ આતુરતાથી ટગર કરતો હતો; કેમકે, વાંચનારાં મેહેરબાંનો જાણેછ તેમ આજની તેની જીત તેને તેનું કરજ ફેરવવાને સમર્થ કરનાર હતી.

મિનીટો પછી મિનીટો વહી ગઇ, પણ કોઈ ત્યાં આવ્યુંજ નહી. અદીની ધીરજ છેવટે લગભગ તમામ થઇ ગઈ. ફ્ફડી અટડીને તે રૂમમાંથી બાહાર નીકલી પડવાનો વિચાર અંતે તે કરવા લાગો, પણ તે પર અમલ કરે તે અગાઉ તેની ભારે ખુશહાલી વચ્ચે સોહરાબ દલાલજ ત્યાં આવી ચઢયો.

"અલો! ઑલ્ડ ચૅપ! તુ અહીં આવી ભરાયોછ કે?" તે અદીને ત્યાં જોઇ અજબ થઇ બોલ્યો.

"હા. હું તો કાહારનો અંહી છેઉં, ને તાહરા આગમનની કાગને ડોળે વાર જોઉંછ," અદી બોલ્યો, "તું આવે તો એકાદ બે બીઝીકના દાવ રમ્યે એમ હું વિચારતો હતો!

"ઓ યસ, કમ અલોંગ! ૨૦૦૦ ની ગેમ માંડીએ કે જલ્દી પુરી બી થાય," સોહરાબ એક ન્હાની ટીપાઇ આગળ ખુરશી ખેંચી ગોઠવાતાં બોલ્યો.

"હા," અદી કારડ બૉક્સ લાવતાં બોલ્યો, "દશ દશની બૅટ હું ?"

"ઓ યસ!" સોહરાબે પાના પીસતાં કહયું, "હલ્કું પીસે," તેને બે પાના ચટ્ટાં એક અદી તરફ ને એક પોતા તરફ ફેંકી કહયું, "લે પીસ!"

અદીએ પીસ્યું, અને ગેમ શરૂ થઇ. પાએક કલાક તો ગૅમ મજાહની અદીની ફેવરમાં ચાલી, પણ પછી આલાં બામજી ત્યાં આવી, અને વચમાં ખુરશી લઇ ગોઠવાઇ. અલબત્તાં તેણીએ પોતાનું બધું ધ્યાન તો સોહરાબના હાથમાના પાના પરજ આપ્યું. અદીનું આ કવાબમાં હાડકાથી ઘણું ક્રોધી ગયું.

"સોહરાબજી, મરેરે હજી તો તમારા પચાસેક માર્કના બી વાખા છે, ને અદીના તો ૫૦૦ ઉપર થઇ બી ગયા," તેણી બેઉના બીઝીક મારકર જોઇ બોલી. પણ રમાવામાંજ એકાગ્રહ ચીતે સોહરાબ મશગુલ હોવાથી કંઇ બી જવાબ તેણે કર્યો નહી. તેના હાથમાં બીઝીક ને તે પણ વળી ડબલ બીઝીકના પાના હતાં. પણ આલાં બંદી કંઇ મુંગી ગગરે? તેણીએ તો પોતાની જાતીની બાવા આદમના વખતની બુરી ખાસીયત મુજબ ટકટક ચાલુજ રાખી, અને અવારનવાર સોહરાબને કંઇ ને કંઇ 'સજેસચ્ન' કરતી રહી.

અદીનું મન આલાંની હાજરી અને ટકટકથી ઉચટ મારી ગયું. હાથમાં આખો હોકમનો શટ રાખી માર્ક નોંધાવ્યા વગર તે બેધ્યાન બેસી રહયો, ને ભુલમાં ગોલામ ઉતરી પડી તે શટને ખોરંબે નાંખ્યો. એમજ એક બીજી વખત ચાર એક્કા હાથમાં છતાં તે ધકમાં ને ધકમાં બેસી રહયો, ને આયંદા ગેમ ગુમાવી બેઠો. બીજી ગેમ મંડાઇ, અને તેનું પરીણામ પણ સોહરાબની ફેવરમાં પાછું આવ્યું. અને ત્રીજી ગેમે સોહરાબ જોઇતા માર્કથી પેહેલાં જીતી ગયો.

અદીએ જરા જીંજર બનીને બીઝીકના પાના બાજુ ફેંકયાં, ને દામના પાટયાંને આગલ ખેંચ્યું અને હવે તે રમવા તેઓ બેઠા.

અદી તો પોતાની હારનાજ બલાપામાં મરી રહયો હતો, એટલે આલાં સાથ કંઇ બોલ્યોજ નહી; ને સોહરાબ પણ રમતના જોશમાં તેણીને તો કોરાં કરી બેઠો, એટલે તેણીને બગાચીઓ પર બગાચીઓ

આવવા લાગી એટલે તે કંટરાઇને ત્યાંથી ઉઠી ગઈ, ને તે બંનેને ગુડ નાઈટ ઇચ્છી ચાલતી થઈ.

દામની ૬ ગેમ તેઓ રમ્યા અને તે ૬ એ ૬ અદી જીત્યો. અદીની તો ઘણી બી મરજી થઈ કે થોડીક ગેમ ઓર રમી તે થોડું ઘણું વધુ કરજ ફીટાડે, પણ સોહરાબ કંટાલી ગયો.

"ગુડ નાઈટ!" તે ખુરશી પરથી એક અવાચી સમેત ઉઠતાં બોલ્યો.

"ગુડ નાઇટ! સોહરાબ, તાહરા માંગતા સાહડીચારસો હું તને કાલ પરમમાં આપશ!" અદીએ કહયું.

"ઑલ રાઈટ, ટટ;!" સોહરાબ એટલું કહી ત્યાંથી ચાલતો થયો, પણ અદી ત્યાજ એક ખુરશી ઉપર વિચારમાં બેઠો.

પાએક કલાક તે એમ બેસી રહયો, પછી ઉઠયો ને તે કારડ રૂમમાંથી બાહાર પડયો; અને પોતાના રૂમમાં,—માળ પર જવા દાદર ધીમેધીમે ચઢવા લાગો. છેક છેલ્લાં બે ત્રણ ફાંડયા વેર તો તે કંઈ બી અગવડ વગર ધ્યાનમાં ને ધ્યાનમાં ચઢી ગયો, પણ પછી તેના પગને કંઈ કશાંની થોકડ લાગી. તે વાંકો વળ્યો, ને શું તેના પગને અડકયું હતું તે જોવા હાથ તંતોસ્યો. તેને તે ચીજ ઉપાડી અને બતીના ઉજાશમાં તે શું હતી તે જોવા લાગો. તે, તે જોતાં સાથજ સખ્ત ચોંકયો.

તે આલાંનો હીરાનો નેકલેસ હતો.

હીરાઓ ચાલમાંની બતીના ઉજાશમાં જગજગી રહયા, તેજ પલે સોહરાબના રૂમમાંથી માહાલને લગતું એક માણસ બાહાર આવ્યું, અને તેની નજર દાદર ઉપર ઉભેલા અદી ઉપર પડી. તેને જોઈ તુરત અદીએ પોતાનો હાથ નીચે કરી નાંખ્યો; અને તે માણસ સલામ બરાનો ત્યાંથી ચાલી ગયો.

અદીએ તે નેકલેસ પોતાના કોટના ખીસાંમાં મુકયો; અને પોતાની બેહેનના રૂમ તરફ ગયો, અને તેણીનું બારણું હલવેથી ઠોકયું.

જરાવારમાં ફ્રેનીએ તે ખોલ્યું. તેણીનો ચેહેરો ઉદાશ હતો, તેણીની આંખો આસુંઓથી તર હતી.

"કેમ? શું છે?" ફ્રેનીએ ફીકરમંદ પ્રશ્ન કર્યો. "કંઇ વધારે હારી ગીયો કે?"

"નહીં બેહેન, આજે તો માંમા ૫૦ રૂપ્યા ફીટાડયા; પણ તું દીલગીર કાંય દીસેછ?"

"તે ત્યારે વળી ખુશી થવા જેવું તે શું બન્યુંછ, કે, હું વળી હસું!" ફ્રેની કડવાસથી બોલી, "તું જાણેછ કે માહરાં બેહેશતી માયજીના આય બાકીસાકી રહેલાં થોડાં ઝવાહીરો તને ગીરવી મુકવા આપતાં માહરી છાતી ફાટી જાયછ."

"ફ્રેની—માહરી વાહલી બેહેન, તાહરા તે ભેગની હું પુરતી કદર કરૂંછ," અદી રૂમમાં દાખલ થઇ પોતાની હમશીરનો હાથ ઘણાંજ હેતથી ચુમતાં બોલ્યો, "ખુદા, તું કોઇને બેહેન આપે તો માહરા જેવીજ માયાળુ, પ્રેમાળ, ને પરદુઃખભંજન આપજે; પણ માહરા જેવો એક મુજી ભાઇ તો તું હરગેઝ થઇને કોઇને બી આપતોજ ના!" તે દીલના ખરા જોશથી બોલ્યો, "હું મુવો—હું મુવો, માહરો અવતારજ બળ્યો."

"ઓ નહી, અદી, એમ ના બોલ; માહરા ભાઇ એમ ના બોલ!" તે વાહલી હમશીર પોતાના માજાયાનું દુઃખ જોઇ તે માટે મનમાં દયાથી તેને માટે દાઝી જતાં તેને હેતથી કોટી કરી, પનાવી બોલી, "ખુદા જેવો સાહેબ છે. તે તુંને કદી એમ ભોંયે પડયો ભોંય રાખનાર નથી; પણ વારૂં તું હમણા અંહી કાંય આયોછ?"

"આય આપવા!" અદીએ ખીસામાંથી નેકલેસ કાઢી પોતાની બેહે-નના હાથમાં મુકતાં કહયું.

"હેં! એ તું કાંહાંથી લાયો?" ફ્રેની ચોંકીને બોલી.

અદીએ ખુલાસો કર્યો.

"હું એને હમણાજ જઇને એ પાછો સપુર્દ કરૂંછ, તું જા," ફ્રેની તેનો ખુલાસો સમજી બોલી, "સહવારના આય માહરો જવેલ કેસ લઇ જજે, મેં તૈયાર કરી રાખેલો છે. ટટા!"

"ટટા. વ્હાલી ફ્રેની, હું તાહરો આભાર આ ભવે તો શું મગર પેલે ભવે પણ વીસરીશ નહી!" ઘણાંજ હેત અને જુસ્સાથી તેણીને પોતાની ગોદમાં દાબી કીસી કરી તે બોલ્યો, ને પળી ગયો.

# પ્રકરણ ૧૧ મું.

## દગાખોર દોસ્ત.

અદીના જવા પછી ફ્રેની આલાંના રૂમમાં ગઇ. આલાં હજી બીછાના ઉપર જાગતી પડી હતી.

"કેમ, ફ્રેની, શું છે?" તેણી બોલી.

"જોકે પારખ શું છે તે?" નેકલેસ વાલો હાથ પીઠ પાછળ કરી ફ્રેની બોલી, "હું શું કામ અવીછ? શું કરવા આવીછ?"

"ઓ વાય, તે હું શું જાણું? તાહરા મનની વાત મને શું ખબર?" આલાં તડડાઇ. તેણીને ફ્રેની માટે ઘણાં અભરમચી આવતા હતા.

"તને તે ખબર પડવીજ જોઇએ એવું તે છે. કંઈ તાહરે લગતુંજ છે" ફ્રેનીએ હસીને કહયું.

"મને નહીં સમજ પડતું કે તું શું કહેછ?" આલાં બખાલી.

"તાહરૂં કંઈ ગીયુંછ?" ફ્રેનીએ પુછયું.

"માહરૂં?" આલાંએ અચરતી બતાવી.

"હા તાહરૂં-તાહરૂં!"

આલાં તે સમજી વધતી હયરત થઈ. એ ફ્રેની શું કહેવા માંગતી હતી તે તેણી સમજી શકી નહીં,-શું ફ્રેની પોતાના સોહરાબ સાથ નકકી થયલાં કારજની વાત આમ આડકત્રી રીતે કહેતી.-કરતી હતી?

આલાં ખુદ સોહરાબના પ્યારમાં હતી, તેથી, ફ્રેની કદાચ માહીતગાર હોય; ને તે વાસ્તે શું ખાખસુસ ફ્રેની તેણીને પજવવાના ઇરાદાથી ત્યાં એમ આવી હોશે—તેણીને દુ:ખ પર ડહામ દેવા આવી હોશે? હા તેમજ હોવું જોઇએ, આલાંએ દુ:ખથી ચીરાઇ જતાં જીગરે વમાન્યું, અને તેણીના દીલમાં ફ્રેની વીરૂધ્ધ બરપા થયલો ધીક્કાર અને ઇન્તેકામનો જોશ ઓર બી જીયાદા તેજી બન્યો.

"માહરૂં અંગત તો કંઇ બી ગયું નથી!" તેણી પોતાનો બેસુમાર ક્રોધ જેમતેમ દબાવતાં બોલી.

"ને વારૂં તાહરૂં કંઇ ગીયું હોય તો?" ફ્રેનીએ પુછયું.

"બાપુ, તું માહરૂં માથું ના ખા. જા, મને સુવા દે! હું જાણુંછ કે તું આજે કંઇ ઘણીજ ગેલમાં આવી ગયલી છે!" આલાં તરીઆપાર પર આવી.

"જો આય શું છે?" તેણીની નજર સામે નેકલેસ ધરી ફ્રેની બોલી.

"ઓ માયરે, એ તું કાંહાંથી લાવી?" તેણી ચમકી, બીછાનામાં ખડી બેઠી પુકારી ઉઠી.

ફ્રેનીએ અદીએ કહેલો ખુલાસો કર્યો; અને તેણીને તે સંભાળી હાવી મુકવા કહી.

"લે, જરા તુંજ માહરા ટેબલ ઉપર મુકેલા જવેલકેસમાં મૂકતી જા. વરી હું કાંહાં ઉઠું?" આલાંએ એક જબરદસ્ત અવાચી ખાઈ કહયું.

ફ્રેની તેના કહેવા મુજબ કરી, 'ગુડ નાઇટ' ઇચ્છી, ગઈ.

ત્યાર પછી પા કલાક, અર્ધો કલાક, કલાક વહી ગયો, પણ આલાંને ઉંઘની ઝુંફણ વટીક આવી નહી. તમામ સજાગૃત તેણી વિચારના વમળમાં વીટલાઇ બીછાનામાં પડી રહી. અને તેણીના વિચારો—કહેવાની કંઈ બી જરૂર નથી, જરા બી ખુશકારક તો નજ હતા, એ તો તેણીના બીછાના પરની હાથ પગોની ખેંચતાણ અને તાણતોડ ઉપરથી પણ સ્પષ્ટ જોઇ લેવાતું હતું.

અલબત્તાં તેણીના મુખ્ય વિચારો સોહરાબના પોતાના હાથમાંથી છટકી જવાના, અને તેને જીતી જનાર પોતાની હરીફ શૉક ફ્રેનીનેજ લગતા હતા.

અદેખાઇના અંગારમાં તે બધી જલી જતી હતી, અને ફ્રેની પર ઇન્તેકામ લેવાના, અને સોહરાબને ગમે તે ભોગે બી પોતાનો કરવાના પોતે બપોરના કરેલા મકકમ કસદને કેમ ફત્તેહમંદીથી પરીપુર્ણ કરવો તેના ખ્યાલમાં તે હાલ હતી.

એક ઘણી સારી જેવી યોજના તે સાંહજના તે ભાઇ બેહેન વચ્ચે થયલી ખાનગી વાતચીત ભરાઈ છુપાઇને તેણીએ સમજ્યા પછી તેણીને હાથ લાગી હતી, અને તે પર અમલ કરવા તે પોતાના મનને સમજાવી પણ શકી હતી; અને તેમાં આજના છેલ્લા બનાવે કંઇ નવોજ ખ્યાલ—આશા તેણીના જીગરમાં બરપા કરી હતી. તે ખ્યાલ તેણીએ અનહદ ખુશહાલી વચ્ચે જોયું કે તેણીની મતલબને દરેક રીતે પેશ પડતોજ હતો.

પણ તેણી શું તે પર અમલ કરે? તેને વેહેવારૂ રૂપ આપે? પોતાનો સ્વાર્થ સાંધવા તે પર અમલ કરી પોતાની જીવેજાનની સહીને બેવફા બને? જેનું નીમક તે હાલ ખાતી હતી તેનેજ નીમકહરામ થાય? ફ્રેનીના અસંખ્ય ઉપકારોનો બદલો અપકારોથી વાલી આપે?

એક બાજુથી ઉપલો સારો ભલો વિચાર તેણીના ભેજામાં ભરાતો હતો, તો બીજીજ પળે બીજી બાજુથી બીજો વિચાર તેણીના મગજ ઉપર ગલબો

લાવી તેને ડામાડોળ કરી મેલતો હતો. ત્યારે શું તેણી સોહરાબને કોઇ બીજીનો થતો જોય? પોતાના દીલની સઉથી મોટેબર મુરાદનો વગર હરકતે નાશ થયલો જોય! પોતાના જીગરને કોઇ દીગરનો થવા દય? ફ્રેનીને સુખી થવા દઇ પોતે શું જન્મોજન્મ દુઃખી બને? અરે, એ બધું કેમ બને—તે કેમ ખમે? દેખતી નજરે આંખમાં ચાતરી તે કેમ ભોંકાય? અરેરે! હાથે કરી જીવ ઉપર આવો જન્મ સુધીનો આઝાબ તે કેમ ખેંચાય—કેમ સેહેવાય? પોતાના જીગરની સાચ્ચી અગાધ મોહોબતને એમ ધુળમાં રગદોલાતી કેમ જોવાય?

ઉપલા અને એવા બીજા સેંહુંકડો ખ્યાલોથી તેણીનું ભેજું ચકભમ બની ગયું. થોકાબંધ જુદાજુદા ખ્યાલો વીજળી વેગે તેણીના તપી ગયલાં મગજમાંથી પસાર થઇ તેણીને ગુચવાવી ગભરાવી મેલતા હતા. ફ્રેની તરફની એક મિત્ર તરીકેની વીફાદારી ઘડીકમાં તેણીને હૈયે ધાતી હતી, તો બીજીજ ઘડીએ જાતી સ્વાર્થ તેણીને વધુ બ્રમીત બનાવવા તેણીને હૈયે ચઢતો હતો.

વિચારો તરેહેવાર વિચારોના અંત વગરના ધસારાના રોહમાં ને રોહમાં બાર—એક ને બે વાગા. એના ટકોરા ઘડીઆળમાં ઠોકાતા સમજી તેણી ઝબકી ઉઠી. કંઇ બી કરવું તો જોઇએ—કંઇ બી લટકો ફટકો થવો તો જોઇએ. કરવું તેણીના હાથમાં હતું, પણ શું તેણી કરે?

ભલાઇ અને ભુંડાઇ વચ્ચે એક દારૂણ યુધ્ધ તેણીની ના છાતીમાં જાગ્યું હતુ; અને તેમાં કોણની જીત થશે તે બી નકકીજ હતું!

અદેખાઇ—એ દુષ્ટ વિકાર ભલાઇના ઉમદા ને નમુનેદાર ખ્યાલને જો ફાવવા દય તો પછી આ ધર્તી ઉપર બદી જેવી બુરી ચીઝ હસ્તીમાં હોયજ શાંની? આલાંનું જીગર અદેખાઇના કપટી અંગારમાં જળી જતું હતું, અને તેને ઠંડુ પાડવૂ એ સુર્યના તપતા ગોલાને ઠંડો પાડવા જવા જેવુંજ કઠણ અને મુશકીલ હતું.

અંતે કંઈ વિચાર ઉપર આવી આલાં ઉઠી; અને સપાટ વગરજ ફ્રેનીના રૂમના બારણા આગળ ઘણીજ ગંભીર ચુપકીદી જાળવતી ગઈ, અને ફાટમાંથી ચીમાઇને અંદરનો મહેમાર જોવા લાગી. અંદર અંધારૂ ભીત હતું. ખુબ હળવેથી તેણીએ બારણું ઉઘાડી અંદર ડોકયું કર્યું તો ફ્રેનીના સ્થિર ઘોરવાનો અવાજ તેણીને કાને આવી અઠડયો. તે સમજી તુરત તેણીએ પાછું ચોકાશીથી બારણું બંધ કર્યું, અને પોતાના રૂમની બળતી બતી ધીમી કરી નાખી, અને પછી ઘણીજ સાવચેતીથી બહુજ

ધીમે કદમે પાછી તે ફ્રેનીના રૂમ તરફ ગઇ, બારણું ધીમેથી ખોલી અંદર દાખલ થઇ, અને બનતી સાવચેતીથી તંતોસ્તી તંતોસ્તી ફ્રેનીની ડ્રેસીંગ ટેબલ નજદીક આવી.

ફ્રેનીએ પોતાના ભાઇને આપવા સારૂ તૈયાર કરેલો નહાનો જવેલ કેસ ટેબપર તેણીએ મેલ્યો હતો. એમ તેણીએ (આલાંએ) રાતનું ચીમાઈ છુપાઇને જોયું હતું. તે તેણીએ હલવેથી ઉઠાવ્યો, અને તે લઇ પોતાના રૂમ તરફ ફરી.

પોતાનાં રૂમમાં આવી તે કેસને પોતાની ટેબલ ઉપર ધ્રુજતે હાથે મેલી, તેણીએ તે ચાવીથી (જે કલમાંજ ફ્રેનીએ પોતાના ભાઇને સહવારના વખત લગાડવા વગર આપી દેવાના વિચારથી પોતાની કુંચી ઓના જુમખમાંથી છુટી કરી રાખી મેલી હતી.) ઉંઘાડયો; અને પછી પોતાનો તેજ ટેબલ ઉપર પડેલો જવેલ કેસ ખોલી અંદરથી પેલો કીંમતી હીરાનો નેકલેસ કાઢયો, અને તે ફ્રેનીના કેસમાં મુકયો. છેક નીચેથી તે મુકી ઉપર બીજી ફ્રેનીની જણસો મુકી તેણીએ તે કેસ પાછો આસ્તેથી બંધ કર્યો.

તેજ વખતે જે અઘોર અયોગ્ય કર્મ તેણી કરી રહી હતી તેનો તેણીને ખ્યાલ થયો, અને તે યાદનો સ્પર્શ થતાંની સાથેજ હીંમત હારી જઇ તેણી એક ખુરશી ઉપર ફસડાઇ પડી. પા કલાક એમ વહી ગયો. તેણીના અંતરમાં જે કીસમની ભીન ભીન ઉઠલપાઠલો તે પળે થઈ રહી હતી તેનું વર્ણન કરવુંજ એબ્ન છે.

તેણી લપેરો ખાઇ જરા વાર રહી ઉઠી; અને પાણીનું એક ગલાસ પી પોતાના તપી ગયલા દેમાંગને રાહત બક્ષી અને પછી થરથર કાંપતાં આખાં શરીરે તેણીએ પેલો ફ્રેનીનો કેસ પાછો ઉપાડયો; અને લપેરા પર લપેરા ખાતી જેમતેમ ખુબ સાવચેતી રાખવાની મીથ્યા કોશેશ કરતી તે ફ્રેનીના રૂમમાં ગઈ.

ગરીબ બાપડી તે બાળા! પોતા ઉપરથી વીંતતા અને હવે પછી વીંતનારા ગજબ દુઃખના વાદળાથી સરબસર બેખબર તે શાંત મીઠી ઉંઘમાં પોઢી હતી, તેણીને શું ખબર હતી કે જ્યારે તેણી કરારને જીવે આરામમાં લેતી હતી ત્યારે તેણીની જીવેજાણ સહી આલાં બામજી તેણીનો કચ્ચડઘાણ કાઢી નાખવાનું એક ક્ર્પીણ કાવતર તેણી વીશે રચતી હતી. તેનુંજ ખાઈ તેનેજ ગરદન મારતી હતી!

તંતોસ્તી તંતોસ્તી ફ્રેનીના રૂમમાં ઉચે દમે ને ધ્રુજતે કદમે તેણી આગલ વધી, અને ટેબલ ઉપર પેલો કેસ તેજ વગે ગોઠવી, ફ્રેની ઉપર એક ઉડતી નજર નાંખી, તેણી પાછી પોતાના રૂમમાં ભરાઇ, અને બીછાંના પર ઉંધે મસ્તક તુટી પડી!!!

## પ્રકરણ ૧૨ મું.

### ચોરી.

આઠ વાગી ગયા હતા. આલાંની વિશ્વવાસુ આયા મારી બધું ખોરદોર કરી, રૂમની અંદર પોતાની શેકાણી પોઢેલી હોવા છતાં ગરબડ કરતી હતી. કૂમલાયલે ચેહેરે તેણી ટ્રંકો પછી ટ્રંકો ધરોધર ઉંધાડતી, અને અંદર કંઇ ધ્રુજતા હાથે શોધતી હતી; અને પાછી અંદરથી કંઇ નહી મળવાની નીરાશામાં જોશમાં ધાંકતી હતી. તેણીએ મચાવેલી ધંધુખરથી આલાં અંતે ઝબકીને જાગી ઉઠી.

"એ શું છે મારી? શાંની એટલી અફાડઝીકમાં પડીછ," તેણી ગુસ્સો કરી બોલી.

"ઉઠોની તો બાઇ! કયારની હું તમારાંજ સજાગૃત થવાની આતુરતાથી રાહ જોઉંછ. તમારો પેલો હીરાનો મોટો નેકલેસ નથી મળતો."

"શું? શું નથી મળતો? હીરાનો નેકલેસ?"

"હા!"

"પણ તે તો મેં——" આલાંથી બેધ્યાંનપણે ખરૂં બોલાઇ દેવાનું હતું; મગર તુરત ચોંકીને તે ખામોશી અખત્યાર કરી ગઈ.

"તમે કેથે મુકયોછ શું બાઇ?" મારીએ, તે ઉપરથી સવાલ કર્યો.

"ન–ન–નહીં! અંહીજ કેથે પડયો હોશે, બરાબર જો!"

"મેં અંહી બધે જોયું, પણ મળતોજ નથી," બદીએ ફકરમંદ બનીને કહયું.

"તું ધીરજથી બધું પાછું જો. મળશે!" આલાંએ તેણીને સધ્યારો આપ્યો, ને પછી ઉઠી, બીછાના પરથી ઉતરી, કસ્તી ખખોડી, હાથ મોઢું ધોઇ, દાંતણ પાણી કરી, નાસ્તાનો વખત થવા આવેલો હોવાથી તૈયાર થઇ નીચે ઉતરી.

"બધે ધીરે સાંસતે જોઇ મને મળેછ કે નહી તે કહી જજે," તેણીએ જતાં જતાં ફરમાવ્યું.

તેણી નીચે ઉતરી. બધાં તેણી વાસ્તે નાસ્તા માટે ખોટી થતાં હતાં. તેઓને ખોટી રાખવા માટે દરગુજર ચાહી. તેણી પોતાની જગ્યાએ જઇ બેઠી, અને આજુબાજુ નજર ફેરવી જોયું તો તેની બેહદ ખુશહાલી વચ્ચે જણાયું કે અદી ત્યાં ન હતો. બેશક તે પેલો કેસ લઇ મુંબઈ ગયોજ હશે, તેણીએ અટકલ કરી.

"અદી કાંહાં છે?" તેણીએ કાળજીના દેખાવથી પ્રશ્ન નાંખ્યો.

"મુંબઈ ગીયોછ?" ફેની જે લગાર દીલગીર ફીસમે નાસ્તો ચુંટતી બેઠી હતી તે બોલી.

"મુંબઈ ગીયોછ?" સોહરાબ અચંબાને મારે પુકારી ઉઠયો.

"કાંય?"

ફેની ગંગેતાઇ ગઈ. શું વલતો જવાબ તેણી આપે? પોતાના ભવીસ્યના થનારા ભરથારને જુઠો જવાબ તે તેણી કેમ કરી દય? તેણી ઉજલી વાખ મારી ગઇ. તેણીના હાંડ ધ્રુંજી પડયાં. તેણીની આ બેચેની સોહરાબે તુરત માર્ક કીધી, અને તેજ પલે એકાએક વીજળીજ વેગે એક ખ્યાલ તેના મગજમાં ધાઇ આવ્યો. તે ખ્યાલની યાદ થતાંજ તે ચોંકી ચમકી ઉઠયો.

"શું છે, સોહરાબ?" સરદાર નવરોજજીએ એમ તેને જબકી ઉઠેલો જોઇ પુછ્યું.

"બાઈ જોવ! માહરૂં મુંબઇમાં એક ઘણુંજ અગત્યનું કામ છે. મને હમણાંજ તેની યાદ થઇ," તેણે તુરતાતુરત અડાવ્યુ.

"તો જા દોડી પુગ ને અદીનેજ સોંપ. અદી હજી તો પા કલાક થયોજ ગીયોછ, ને ગાડી તો છેક સવા નવની છે. એટલે પુરતો ટાઇમ તેને પકડી પાડવા માટે ફાજલ છે. બી કવીક!"

"ઓ યસ!" સોહરાબ તૈયાર થઈ ગયો, અને એક નફરને પોતાના રૂમમાંથી હૅટ લાવવા દોડાવ્યો.

"હું તમારી સાથ આઉં, સોહરાબજી?" આલાંએ પુછ્યું.

"ઓ નો!" સોહરાબના કપાળ પર દેખીતો ખીજવાટનો ચીલ્લો ચઢયો, "તમે કાંય નાહકનો ફેરો ખાવછ? હજી તો તમે નાસ્તો બી નથી ખાધો!"

"મને બીલકુલ ભુખ નથી, ને વૉકથી મને ફાયદો થશે," આલાં જવા ફરજ્યાત તૈયાર થઈ જઈ બોલી, અને એક નોકરને જઇ પોતાની આયાંને પૅરેસોલ લાવવા કહેવડાવ્યું

સોહરાબનું તો બહુ ઉભાઈ ગયું. અદી શું કામ મુંબઇ જતો હતો તેનો કંઇ ઝાંખો–ઘણોજ ઝાંખો ખ્યાલ તેને થયો હતો, અને તે થવાનું કારણ પેલી ગઇ કાલે બપોરે કેળાની વાડીમાં અછડતી તેને સમજેલી તે ભાઇબેહેન વચ્ચેની ખાનગી વાતચીત, અને હાલના ફ્રેનીના ગમગીન દેખાવ તથા ધુંજવા ધડકવાનું હતું. તે અદીને પકડીને તેને મુંબઈ જતો અટકાવવા ને તે જે કામસર ત્યાં જતો હતો તેથી હાથ ઉઠાવવાની તેને સલ્લાહ એકાંતમાં આપવા ઇચ્છતો હતો; અને તેથીજ, કામનું બાહાનું વચમાં લાવી તે અદીની પુઠે જવા તૈયાર થઈ ગયો હતો; અને આમ આલાંને પણ મારીકુટીને પોતાની સાથ ફરજ્યાત આવવાની બોહોંશ કરતી જોઈ તે ક્રોધે ભરાયો, પણ કરે શું?

પોતાની હૅટ આવતાંજ તે પેહેરી લઈ તેણે ચાલવા માંડયું; અને સાડીની સોડ કરતી તે બી તેની સાથ ધસડાઇ.

માહાલના દરવાજામાંથી તેઓ બાહાર નીકળવા જતાં હતાં, તેટલાં આયા મારી, તેણીની પૅરેસોલ લઇ પુઠે દોડતી આવી.

"બાઇ, તાહરી નેકલેસ તો નથીજ મળતી?" તેણીએ કહયું.

"શું નથી મળતું?" સોહરાબે તે સમજી ચોંકતાં પુછયું.

"કંઇ નહીં, સોહરાબજી, આસ્તે બોલો કંઇ નહીં," આલાં ફીકર કરી બોલી અને પછી આયાને તકાદો કરી કહયું," મારી, તું બધું બરાબર પાછું જો. કદાચ કંઇ કપડાંબપડાંનાં ચોડામાં ભેરવાઇ ભરાઇ બેઠો હશે."

"બાઇ, મેં બધે જોયું, પણ પત્તોજ નથી," મારીએ પ્રૉટેસ્ટ કર્યો.

"આસ્તે બોલ, શાંની મોટે બાંગ મારી મરેછ? કોઇ સમજશે! કોઇને હમણાં કહેતી ના. સરદાર નવરોજીના કાન પર તો એ વાત બીલકુલજ નહી જવી જોઇએ, શું? કોઇ આગલ એક હરફ એ વાસ્તે બોચરતી ના. જા, જઇને બધુ ફરી એકવાર જો, ગભરા ના," તેણીએ આયાંને સોહરાબ સમજી શકે તેવા સાદે હુકમ કર્યો ને પછી સોહરાબ ગમ ફરી કહયું, "ચાલો સોહરાબજી?" અને તેઓએ ચાલવા માંડયું.

"માઇ ગૉડ! શું તમારો પેલો હીરાનો કીંમતી નેકલેસ ગુમાઈ ગયેછ?"

"અરે ગુમાય ને ચોરાય શાંનું જો? કેકે અહીંતહીં દબાઈ બેઠો હોશે," આલાં બેપરવાહીથી બોલી.

' પેલો કાલે રાતે તમારી ગરદન પર દીપી રહેલો હતો તે ?"

"હા !"

"બાઈ જેવ ! તમે કેવાં ઠંડા માણસ છેવ ?"

"કાંય ?

"તે ત્યારે શું ? તમારો આવો કીંમતી દાગીનો જતો રહયોછ ને તમારાં પેટમાંનું તો પાણી બી નથી હીલતું !" સોહરાબે વિસમય પામી કહયું.

"એમાં માહરોજ કસુર છે," આલાંએ એકરાર કર્યો, "મને કંઈ એવો ઝાંખો ખ્યાલ છે ખરો કે ગઇ રાતે ફ્રેની બી મને કંઈ એજ મતલબનું કહેતી'તી; પણ હું અર્ધી ઉંઘમાં હોવાથી મેં કંઈ તે પર ધ્યાન આપ્યું નહી. જો એક બારગી ખરેખર પણ એ ગુમાઇજ ગયો હોય તો મને વાજબીજ શીક્ષા થઇછ, કારણ હું ઘણીજ બેદરકાર છું."

"પણ એ કંઈ આપણા મેજબાંન માટે ક્રૅડીટેબલ નથીની" સોહરાબે પોતાની પ્યારીનું નામ વચમાં સંડોવાતું જોઈ આલાં ગમ નાખુશ ચશમે જોતાં કહયું.

"ચાલો, નાઉ ડ્રૉપ ધીસ મેટર. હું ફયુચરમાં વધારે કૅરફુલ રહેતાં એપરથી શીખશ. મને પ્રોમીસ થાવ સોહરાબજી કે એ વાત માહાલમાં કોઈ બીજા આગલ તમે કરશો નહી, હું અમસ્થો ફસ નથી કરવા ચાહાતી." તેણીએ માંગી લીધું.

સોહરાબે અજાયબીથી પોતાનું માથું ખજવાલ્યું. યા ખોદાહી ! આંય ઓરત કેટલું ઠંડે કલેજે કામ લેતી હતી ? પોતાનો નાંખી દેતાં આંકથી દશ હજારનો કીંમતી દાગીનો ગુમ થઈ ગયો હતો છતાં કેટલું ધીરજથી જાણે કંઈ બન્યુંજ ન હોય એમ વરતતી ને વાત કરતી હતી ! !

"પણ તે કેટલો બ્યુટીફુલ ને પ્રૅસીયસ છે," સોહરાબે કહયું, "અને વલી ગઈ રાતે છેક મોડે વેર તો તમારી ગરદન પર મોજુદ હતો, કારડ રૂમમાં અમારી આગળ આવ્યાં હતાં ત્યારે તો તે તમે પેહરેલો હતો, ત્યાર પછી તમે સુવા ગીયાં તે વખતે રૂમમાં, ચાલમાં યા દાદર પર તો સરી પડયો નજ હોય, અગર જો તેમ હોય તો તમારી પછી હું ને અદી સુવા ગીયા તે વખતે અમારી બેમાંથી એકની પણ નજર તે પર ખેંચાવી જોઇએ. તમારા રૂમમાંજ ત્યારે કેંડે હશે ?"

"હારે મરે, જાય કાંહાં જો ! માહરાજ રૂમમાં કેંડે સંતાયલો હશે. પણ હવે એ વાતજ અખાડા કરો ને પ્લીઇઝ કોઇને કહેતા બી ના. લેવ કાઉબા કારબારીની બંગલી બી આવી લાગી." તેણીએ વાત ઉડાવી.

"ચાલો આખરે આપણે અદીને પકડયો," દુરથીજ અદીને કાઉબાની બંગલીના ડ્રૉઇંગ રૂમમાં ઉભેલો જોઈ તે બોલ્યો, ને જોરમાં તે તરફ ધસ્યો. આલાં તેની પુઠે બનતી ઝડપે દોડી.

બંગલીના બાગના દરવાજા આગલ આવી લાગી, સોહરાબે અંદર નજર કરી, અને અંદર નજર કરતાંની સાથજ કોઇએ ગોળી મારી હોય તેમ ચમકયો, તેના ડોળા ખેંચાઈ તણાઈ ગીયા. ફાટ ફાટ થતે ડોળે તેણે અંદર જોયું અને જેમતેમ અજાયબી ને ગભરાટની એક ભેગી ચીસ પાડતાં તે અટકયો–અચકયો !

તે તુરત ફર્યો. આલાં એ અરસામાં તેની પુઠે લગોલગ આવી લાગી હતી; પણ તેણની નજર અંદર પડે તે આગમચ તેણીનો હાથ બાજુમાંથી તતરાવીને પકડી સોહરાબ તેણીને પાછો માહાલ તરફ ખેંચી–જોરજુલમ ને જબરજસ્તીથી ખેંચી–ઘસડી ગયો !!

# પ્રકરણ ૧૩ મું.

## તાજુબ.

અદી સહવારના સકકાલેથી ઉઠી, ખુકબાચક નાસ્તો ખાઇ લઇ પોતાના પીતા આગળ કામનું બાહાનું કાઢી, પોતાની બેહેન પાસ તેણીએ ગઈ રાતનો તૈયાર કરી મેલેલો જવેલ કેસ લઇ માહાલમાંથી મુંબઇ જવા બાહાર પડયો.

માહાલમાંથી બાહાર પડી સીધ્ધો સ્ટેશને જવાનો તો અદીનો મુતલગ ઇરાદોજ નહીં હતો. પોતાના મનની મુર્તીને મળવા તે ઘણો આતુર હતો. તેણીના કાઉબા સાથ તેને ગઈ કાલે થયલી તીખ્ખી ટપાતપીનું વીગતવાર બ્યાન તેણી આગળ કરવા તે જબરો ખાહેશમંદ હતો, તેથી તે માહાલ માંથી નીકળેલો પરબારો કાઉબા કારભારીની બંગલી તરફજ ગયો.

શેહેરાં બાગમાં ફરતી હતી. તે અદીને જોઇ હષથી પ્રફુલીત બની તેની આગળ દોડી આવી. તે બેઉ પ્યારાંઓ ભેટયાં, અને વાત કરતાં કરતાં બંગલીમાં ગયાં.

અદીએ કાઉબા સાથ થયલી ભાંજગડનું દાસ્તાન તેણી આગળ રજુ કર્યું; અને તેવણુની આપખુદી અને બેહયાઇભરી તોચ્છડાઈ માટે તે ગાઢુ ભરીને શેહેરાં આગળ બખાળ્યો. ત્યાર પછી શેહેરાંએ તેવણુ સાથ પોતાના

જન્મ બાબદ સર થયલી અગતની વાતચીતનો સાર ખુશહાલ તરબીયતે તેને કહી સમજાવ્યો; અને અત્રે જણાવવાની કંઇ ખાસ અગત અમો વિચારતા નથી કે તેણી કોઇ સારાંજ કુટુંબની નબીરી હતી, એ જાણી અદી પણ ખુશીજ થયો.

"મને તો તાહરા બાપે સાફ સાફ નોટીસ આપીછ કે માહરે તને મળવું નંહી!" અદીએ તેણીનું કહેલું સમજ્યા પછી જણાવ્યું.

"ને તો બી તું તેવણની તે નોટીસની ઉપરવારો થઇ અંહી આયોછ, અદી, એ ઠીક નહી. તેવણ જો ત્યારે તને અંહી જોશે તો ખુબ છેડાશે. તું હવે ત્યારે અંહી નહીંજ આવે તો સારૂં. આપણે કંડે કોઈ બીજી જગ્યાએ કોઇકોઈ વખતે મળશું," શેહેરાંએ ફકરમંદ બની સુચવ્યું.

"ડેમ ઈટ! તેવણની એવી રૂડીકુડી નોટીસની મને ટચાકડી બાર પરવાહ નથી," અદી બબાલ્યો, "હું તો હવે આપણા છુપાં લગ્નનીજ તઈયારીમાં છું."

"છુપાં લગ્ન? એ શું ગાંડુઘેલું બકેછ, અદી," શેહેરાં અચરત પામી બોલી, "તાહરી પાસ તાહરાજ કેહેવા મુજબ એક ફુટી કોડી બી નથી ને તું પરણવા શા પર તૈયાર થયોછ?"

"નેવર માઇન્ડ, ડીયર શેહેરાં, તું એ વાતની આટલી ચીંતા ના કર. આજે હું તુંને એક છુપી વાત કહુંછ, માહરી બેહેન ફ્રેની પેલા સોહરાબ દલાલ, બૅરીસ્ટર સાથ ગોઠવાવાની છે, એટલે તેમ થવા પછી હું ગવરનર પાસે કંઈ સારા જેવા માસિક મુસારાની માંગણી કરશ, ને માહરી ખાત્રી છે કે તેવણ જરૂર તેમ કરી આપશે.વળી માહરો થનારો બંધેવી ઘણો તવંગર ને ભારે લાગવગ્યો છે, એટલે તેની મદદથી કંઈ સારી જેવી નોકરી યા ધંધામાં પણ ગોઠવાઈ જવાની હું આશા રાખુંછ."

"પણ તાહરા પપા તો તને કંઈ નોકરી ધંધે લાગેલો જોવા સાફ ના પાડેછ તે!"

"તેથીજ તો આજે હું આવો ઓશીયાલો ને મકકઇમુહ જેવો રહી ગયલો છેઉ," અદી ખરે મને બલાપો કરી બોલ્યો, "જો કૉલેજ છોડયા પછી કંઇ કામ ધંધે હું લાગો હતે તો આજે આવો ઓશયાલો અવતાર માહરો રહેવા નહીજ પામતે. શેહેરાં, તું તાહરા બાપને મેં આજે કહેલી વાતનો ઇશારો કરતી ના, તેને કહેવાનું કંઇજ કામ નથી, કેમકે તે તાહરો બાપ નથી. હું તને એકાએક કોઇ પણ સહવારે ઓચીંતો લેવા આવશ ને માહરી સાથ શેહાદીના ગાંઠથી જોડાવા તાહરે તાબડતોબ નીકલી આવવું પડશેજ. કેમ આવશે કેની?"

"એકાએક કાંઇ પણ સહવારે," ફ્રેની વિસ્મય પામી બોલી, "અદી, એ બધું તું શું ભેજું ગીયું હોય તેમ બકેછ. તાહરી હાલની અવસ્થાનું શું? કાલેજ તો તું મને કહેતો'તો કે તું કરજદાર છે."

"હા. તે ખરૂં છે. અને તેનો બી નીકાલ મેં કર્યો છે," અદી પોતાનો હોઠ કરડી બોલ્યો, "ખરૂં કહું તો માહરી હાતમ દીલની બેહેને કીધોછ. એ ભલી માજાહએ પોતાનાં થોડાંક બાકીસાકી ઝવેલ્સો મને સોંપ્યાછ, જે પર મુંબઇ જઇ હું નાણું કઢાવશ, ને તેમાંથી માહરૂં કરજ ફેરવશ. આય કેસમાં તે ઝવેલ્સો છે." અદી પોતાના હાથમાનો કેસ બતાવી બોલ્યો, "એ કંઇ ઘણાં કીંમતી નથી, પણ માહરા બેહેસ્તી માતાજીના છેલ્લાંજ બાકીસાકી હોવાથી તે તેણીને મનસે જનથી બી જીયાદા છે, છતાં, પણ તે માહરે ખાતર ભારે દીલગીરી સાથ એનાથી વીખુટી પડવા તૈયાર થઇછ, અલબતાં તેણીના લગ્ન પછી હું એ છોડવી લઇને પાછાં એને સ્વાધીન કરશ."

"તાહરી બેહેન ઘણીજ ભલી છે," શેહેરાં બોલી, "ખચ્ચીતજ એ ઝવેરાતો ગમે તેવી નજીવી કીંમતના ને ઑલ્ડ ફેશન હોવા છતાં એ એની મરનાર માવીતરની છેલ્લી ભેટ હોવાથી એને બેહદ પ્યારાં ને કીંમતી લાગતાં હોય તેમાં નવાઇ શું છે? જોઉં જરા મને તો બતલાવ, કેવાં એક છે?"

"લે ખોલીને જો," અદીએ પોતાના ગંજામાંની કુંચી કાઢી શેહેરાંને સોંપી.

શેહેરાંએ કેસ ખોલ્યો; અને ઉપર પાંથરેલું ટીસ્યુ પેપર ખીસાડયું.

"કેવાં મજાહનાં છે?" શેહેરાં ખુશી ખુશી થઈ જઈ બોલી, "વાહ! આય નેકલેસ કેવો સરસ છે? એ ઘણો કીંમતી હશે, અદી?"

અદીએ કાંઇ પણ જવાબ કર્યો નહી. તે તો અવાચક બની ચકીત થઈ, સુધ્ધીબુધ્ધી તમામ ગુમાવી મુકી શેહેરાંના હાથમાં પકડેલા પેલા આલાંના નેકલેસને તીકતો ગભરાટ અને ઓચબાએ સ્તબ્ધ બની ગયો હતો,

શેહેરાં નેકલેસ જોઇને એટલી ખુશીમાં આવી ગઇ હતી કે અદીમાં થયલા તે એકાએક ફેરફાર પર તેણીની નજર પણ ખેંચાઈ નહી. તે તો નેકલેસ પોતાને ગળે ઓળવી ભારે હરખને મારે ઓરડામાં નાચવા ને કુડવા પડી.

એજ વખતે બાગના દરવાજા ઉપર સોહરાબ આવી ચઢયો; અને શેહેરાંની ગરદન પરના નેકલેસ પર નજર પડતાંજ સાવ સકમબકમ બની

ગયો. તે ત્યાં કેમ આવ્યો હતો તે તે અટકળી શક્યો નહી. પણ પછી બીજીજ પળે કંઈ ભયભીત ખ્યાલ તેનાં મગજમાં બરપા થતાંજ તે આલાંને ત્યાંથી તેણીની નજર અંદર ખેંચાય તે અગાઉ જોરજુલમથી ઘસડી ગયો! અદી દરવાજા તરફ પીઠ કરી ઉભેલો હોવાને લીધે તેનું ધ્યાન તેઓની એ હીલચાલ પર ખેંચાયું નહી; અને શેહેરાં તો તે ફાંકડો નેકલેસ નીહાલતાંજ એટલી હરખમાં સરબસર ગરકાવ બની ગઈ હતી કે તેણીનું લક્ષ પણ ગયું નહી.

“અદી,” શેહેરાં અનહદ ખુશહાલી અને વખાણોથી તે નેકલેસ પોતાની ગોરી ગરદન પર કેવો દીપે છે તે આરસીના એક તખ્તમાં જોતાં બોલી, “અદી, શું તું આય નેકલેસ તાહરી બેહેનને કદી કોઈ વખત મને બાહર જવેઆવવે જરા ઘડીચપકો પહેરવા નહી અપાવશે?”

અદીની ગુમાયલી શુધ્ધ હવે જરાતરી વાપસ આવી. તેને શેહેરાંની ગરદન પરથી તે નેકલેસ ખેંચી—તાણી લીધો.

“ગુડ ગૉડ! નો,” તે લથડતા સાદે બોલ્યો, “એ માહરી મતા નથી. તે—તે—તે——”

શેહેરાં દઘાઇ ગઇ. તેણીના રૂખસારાઓ ઉપર બે પળ અગાઉ ચઢેલી લાલી ગુમ થઇ ગઇ. તે ફીકકા મારી ગયા.

“અદી, શું છે? મેં શું કીધું?” ગભરાઈ જઈ તેણીએ પુછયું.

અદી તે નેકલેસ પોતાના હાથમાં મજબુત દાબીને પકડી ઉભો હતો; અને તેને એકી ટગરે અને ફાટફાટ થતી ચશમે નીરખતો હતો, એવી આશાથી કે તેની આંખ તેને દગો દેતી હોય યા તે એક સ્વપનું જોતો હોય. શેહેરાં તેનો તે બખરાયલો અવતાર જોઇ વધતી ગભરાઇ ગઈ.

“અદી, શું છે? બોલની, મને કહેની! તાહરૂં કંઈ ગીયુંછ,” શેહેરાંએ ફીકરમંદ બની પુછયું.

“નહી—કંઇ નહી! માહરૂં કંઈ ગીયું નથી. મેં તુને કહયુંની એ માહરી મતા નથી. મને એનું કામ નથી!” તે લથડતો બોલ્યો.

તે બેબાખરો પડી ગયો હતો. તે શેહેરાંને ઉપલો જવાબ આપી બારી આગળ દોડયો અને કરટન ખીસાડી બાહાર દેકાડ્યું. એક ગુલાબની વાડી જે બંગલીથી સાહડ શેતેર વાર દુર રસ્તાની વલાણ આગળ આવી હતી, ત્યાં આગળથી બે આકારોને તેની પાછળ વળી જતાં તેણે જોયાં, ને તેઓને તેણે તુરત પીછાણ્યા. યા પરવરદીગાર! તે નાહકનો ફસ્યો હતો! રખે તે જતાંઓએ તેને જોયો હોય? એ ફીકર કરતાં તેને એક ઉંડો નીશાસો નાંખ્યો, ને પરસેવાથી ભીંજાઇ ગયલું પોતાનું કપાળ રૂમાલ વડે જોરથી લુછ્યું.

"અદી, આય મતા તાહરી નથી; ફેનીની નથી, તો ત્યારે કોણુની છે?" શેહેરાંએ તેના ખભાં પર હાથ મુકી પુછ્યું. અદી શું એક ચોરી કરતાં પકડાઇ ગીયો હોય તેમ તે સીધ્ધા સવાલથી ચમકયો.

"એ કોણુની મતા છે તે તુંને હમણુા કહેવાય એમ નથી," અદી હસ્વાના જુઠા ઢોંગ કરી બોલ્યો; "શેહેરાં, હું બી શું અમસ્થી નાહકનો ફસ કરૂંછ. કોઇએ ભુલમાં માહરી બેહેનના ઝવેલ કેસમાં એ નેકલેસ મુકયો હોશે!" અને એમ બોલતાં તેને પોતાના હાથ પરના રીસ્ટ વૉચ પર નજર કરી, "ઓ બાપરે નવ વાગા. ચાલ જતે નહી તો હું ટ્રેન ચુકશ," નેકલેસ દાબડામાં મુકી તે બંધ કરતાં અદી બોલ્યો. શેહેરાં તેને એકી ટશરે શકની નજરથી ટીકતી હતી એમ તેણે જોયું. ને તેને જેમજેમ ધ્રુજતા હાથે દાબડો બંધ કર્યો તેમતેમ તે શક જાણે તેણીના જીગરમાં વધારે જડ ઘાલતો થતો હોય એમ અદીને લાગ્યું. પણ તે શું કરે? શું ખુલાસો આપે?

કંઈ ગુપ્ત ધાસ્તીએ તેના જીગરમાં ઘર કર્યું હતું. તે ધાસ્તી શું હતી તે તે પારખી શકયો હતો નહી! શું જવાબ શેહેરાંના સવાલનો દેવો તે તે વિચારી શકયો નહી! જે ચીજ તેને મનશે એક ભેદી ઉખ્યાણા સમાન હતી, તે તે તેણીને કેમ અને કયાંથી સમજાવે? તેની સઘળી સલામતી ને હોરમત ચુપકીદી નીભાવવમાં સમાયલી હતી. કંઇ વાંકુંતીકું બોલવા જતાં નકામો કાગનો વાઘ થાય એવો તેને ડર હતો.

થરથર કાંપતાં હાથોએ કેસ બંધ કરી, ઉપર બ્રાઉન પેપરનું કવર અકરવકરે લપેટી ગુપેટી, શેહેરાંને 'ગુડબાઈ' કરતો તે જવા તૈયાર થયો. સલામનો જવાબ દેવા બદલ શેહેરાંએ તેનેજ સામો સવાલ કર્યો.

"એ નેકલેસ અંહી માહરી પાશે મુકી જા. મુંબઇથી પાછો ફરે ત્યારે માહાલમાં લેતો જજે. એ તાહરો નથી તો શું કામ કોઇના કીમતી દાગીનાને સાથે લઇ ફરતો ફરેછ. એટલો જોખમ મુંબઇમાં સાથે રાખવો ડહાપણભર્યું નથી, માટે મને રાખવા આપી જા!"

અદીએ ડોકું ધુણાવી ના પાડી.

"આય કેસમાં કેમ આવવા એ પામ્યોછ તે હું જાણતો નથી," તે બોલ્યો, "મને તેની ખબર નથી."

"એ માહરા સવાલનો જવાબજ નથી." તેણી તેના એ ગોલગોલ જવાબથી વધતી શકીલી બની બોલી, "હું તો તને એ માહરે ત્યાં સલામતીને ખાતર મુકી જવા કહુંછ!"

"હું એ માહરી સાથેજ રાખશ." અદી બોલ્યો. અને પછી શેહેરાં સાથ પોતાની આંખો મીલાવી બોલ્યો, "શેહેરાં, એ આજે તું એમ શું કરેછ? જાણે તુને માહાલમાંના કોઇ પર યા———" તે અટકી ગયો. નાહકની આદાંની સુંઠ બોલવા જતાં થઇ જતી હતી. ખુલાશો આપવા જતાં સાંમો ગોંટાલો વળી જતો હતો.

"તાહરી વર્તણુક આજે મને વિચિત્ર લાગેછે," શેહેરાં વધતી આશ્ચર્ય પામી બોલી, "એ બધું તું શું ગમે તે વગર ખ્યાલનું બકેછ? તાહરાં ભેજાંનું ઠેકાણું આજે મને પાધરૂં લાગતું નથી, તેથીજ, તાહરા પોતાના ભલાંને ખાતર-તાહરી પોતાનીજ સલામતી ખાતર એ નેકલેસ માહરી પાસ રાખી જવાની હું તને વીનંતી કરૂંછ."

"થેંકસ, ડાર્લીંગ!" અદી બોલ્યો, "ટટા!" અને એમ કહેતાં શેકહેન્ડ કરી તે તેણીથી છુટો પડયો, ને સ્ટેશન તરફ ચાલ્યો.

તેનું મગજ વિચારોથી ચવાઇ જતું હતું. દારૂન ગજબનાક ખ્યાલો તેને અર્ધો ઘેલો બનાવી મેલતા હતા; અને તે ખ્યાલોના જબરદસ્ત ધસારાને પોતાના મગજમાંથી હાંકી કાઢવા તે સ્ટેશન તરફ ચાલ્યો નહી પણ દોડયો.

"હું ગાંડો છું-દીવાનો છું! એવા ગજબ બુરા ખ્યાલો હું કરતો બી કાંમ હોવશ!" તે બબડયો, અને તે ખ્યાલો પોતાના મનમાંથી દુર કરી મુકવા બની શકતો દરેક પ્રયત્ન આદર્યો; પણ ફોકટ. વધારે જોશદાર અને તીવ્ર બની તે ખ્યાલો પાછા આવતા હતા; ગોયા તેને છોડી જવા સારૂ સાફ ના પાડતા હતા.

એક સાચા ચોરના જેટલી ધાસ્તી ખાઇને તે સ્ટેશન તરફ ચાલ્યો નહી પણ દોડયો, અને તેના ભયભીત ખ્યાલો પણ તેની પુઠે તેટલીજ ઝડપે ધાયા.

કદાચ કોઇએ મશ્કેરી કરી હશે, તેણે વિચાર્યું, યા ફ્રેનીએ પોતાની અને તેની (અદીની) ખરી હકીકતથી આલાંને વાકેફ કરી હશે અને તેથી કદાચ તેણીએ (અલાંએ) પોતાની રાજીખુશીથી તે નેકલેસ ફ્રેનીને પોતાના ભાઇને મદદ કરવા આપ્યો હશે. પણ તેની એ ધારણા છેકજ 'ઍબસર્ડ' હતી એમ તુરત તેણે જોયું, કારણ તે નેકલેસ એકલોજ પાંચથી સાત હજાર રૂપ્યા સહેલાઇથી કઢાવી શકાય એટલો મુલ્યવાન હતો, અને એકબારગી જો આલાંએ રાજીખુશીથી તે આપ્યો હોય, તો પછી ફ્રેનીને પોતાના ઝવેર્સો સાથે મુકવાનું કારણજ શું હતું?

જો એમ નહીંજ હતું તો ત્યારે—તો—ફ્રેની———!! યા પરવરદીગાર! શું એ બનવાજોગ હતું? શું એ માનવાજોગ હતું? તેનું દેમાગ એ મગજ ફેરાવન ખ્યાલથી તપી ગયું. તેને ઝવેલકેસ એ વિચાર આવતાં એટલો તો તટરાવીને પકડયો કે તે ઉપરનું બ્રાઉન પેપરનું કવર ચોળાઇને ફાટી ગયું, અને અંદરથી તે કેસના કવરીંગનું લેધર ડોકયાં કરવા લાગું.

તે સ્ટેશન પર આવ્યો ત્યારે સીગનલ પડી ચુકી હતી. તેને ઝડપમાં એક ટીકીટ કરાવી લીધી; અને પંચ કરાવી લઇ તે પલેટફોર્મ પર આવ્યો, કે તુરતજ સોહરાબ દલાલ તેના બારે ગભરાટ વચ્ચે તેની સામે ઓચીંતો ફુટી નીકળ્યો!!

---

## પ્રકરણ ૧૪ મું.

### સોહરાબ ગુચવાય છે.

સોહરાબને આમ અચમુચો ફુટી નીકળેલો નીહાળી અદી વધનો ગભરાઇ ને ફગલાઇ ગયો.

"અલો, અદી!" સોહરાબ બોલ્યો, "હું કાહારનો તાહરે માટે અંહી ખોટી થાઉંછને? મને તાહરા પપાએ કહયું કે તું મુંબઇ જાયછ તે મકુંજે ચાલ માહરૂં એક ઇમ્પોરટન્ટ કામ છે તે બી તું ત્યારે તો સાથેસાથ કરતો આવશે એમ ધારી હું તાહરી પુઠે દોડી આયો!"

"મ—મોટી ખુશી સાથે!" અદી સોહરાબના બોલવાથી ઘણી ધીરજ પામતાં છુટકારાનો એક દમ ખેંચતાં બોલ્યો, "બોલ, તાહરૂં શું કામ છે?"

"લુક હીયર, ઓલ્ડ ચૅપ," સોહરાબે અદીનો હાથ પોતાના હાથમાં બેસવી પલેટફોર્મના છેડા તરફ ચાલું મુકતાં કહયુ. "કંઇ ઇલ ના લેતો, કેમજે ટ્રેનને માત્ર બેજ મીનીટ છે એટલે એ ટુંક વખતમાં માહરે તુંને પ્રથમથીજ ખુલ્લા શબ્દોમાં કંઇ બી પીંજણ કર્યા વગર કહી દેવું જોઇશે. તું, તેથી, કંઇ ગુસ્સો ના કરતો!"

અદીની છાતીના પાટયાં આ સમજી બેસી જવા લાગાં. યા ઇલાહી! આય નવો ધડાકો વળી શાંનો હોશે?

"ઑલ રાઇટ! ડોન્ટ બી અફ્રેડ! હું ઇલ નહી લેવશ કે ગુસ્સો નહી કરશ. બોલ, બેલાશક તાહરે જે બોલવું હોય તે," અદીએ જવાને જેમતેમ ફેરઓ લેતી અટકાવી કહયું.

"વેટસ ગુડ, માઇ બૉય!" સોહરાબ બોલ્યો, "મેં સમજ્યું છે–કોણ તરફથી તેની સાથ તને કંઇ નીસબત નથી–કે તું હાલ કરજદાર છે ને હાલમાં તાહરી મુંબઇ જવાની મકસદ તે કરજ ફેરવવા માટે જોઇતાં નાણાં મેળવવાની છે. જો એ ખરૂં હોય તો તેમ કરવાનો તાહરો એ વિચાર પડતો મુક. આપણા વચ્ચેની મિત્રાચારી કંઈ આજકાલની નથી, મગર વર્ષોની છે, અને તે મિત્રાચારી ખાતર તને સહાય થવાનો મને દરેક હક છે; અને તે હક તું કબુલ ફરમાવ. તાહરૂં કરજ કેટલું છે તે મને કહે, હું હમણાજ તેટલી રકમનો ચેક ડ્રૉ કરી આપું. નહી, અદી, ના ના કહે. હું તાહરો એક ફ્રાસ્ટ ફ્રેંડ છેઉં તે ઉપરાંત તાહરાં કુટુંબ સાથ નીકટ સગાઇના ગાંઠથી હવે થોડુંકમાંજ જોડાનાર હોવાથી માહરી પાસથી મદદ મેળવવામાં તાહરે વાસ્તે કશું ખોટું કે શરમાવા જેવું રહેતું નથી."

અદી હસ્યો. સોહરાબના છેલ્લા બોલો સમજી સંભારા ને શંતોષનો એક પ્રગટ દમ તેને ખેંચ્યો; પણ તેને કરેલી ઉદાર ઑફર ઉપર જરાબી ખ્યાલ કે વિચાર કર્યા વગર તુરતજ તેને ઉપકાર સાથ તે સ્વિકારવા ના પાડી.

"તાહરી મેહેરબાંની ભરી ઑફરની હું ઘણી કદર કરૂંછ, સોહરાબ, પણ હાલની માહરી ડીફીકલ્ટીમાંથી હું માહરાં આપબળથીજ બાહાર આવવા માગુંછ. તેથી, તાહરી માયાલુ માંગણી હું બાહાલ રાખતો નથી ને તે માટે હું દીલગીર છું. વલી કંઇ પૈસા ઉભા કરવાજ હું મુંબઇ જતો નથી." અદીએ તાબડતોબ જવાબ કર્યો, "બોલો, મુંબઇમાં તમારૂં શું કામ છે. તે હું મોટી ખુશી સાથ બજા લાવશ."

"માહરૂં કંઇજ કામ નથી," સોહરાબે દીલગીર સાદે જણાવ્યું. "માહરી અરજ સ્વિકારવાની તને અરજ કરૂંછ. અને તે કરવાજ ખાસુસ હું તાહરી પછવાડે આયોછ."

"તે બનવુ અશક્ય છે." "અદીએ ઉત્તર આપ્યો.

સોહરાબે અદીનો હાથ તતરાવીને પકડયો.

"અદી, બેવકુફ ના બન! ખ્યાલ કર–વિચાર કર–તું શું કરવા માંગેછ તેનો દર્યાફ્ત કર! એમાં માહરોજ વાંક છે–માહરીજ કસુર છે કે મોટી મોટી 'સ્ટેકો' લેવા મેં તુંને લલચાવ્યો, લોભાવ્યો. ચાલ વાસ્તે ખુદાને ખાતર પાછો આવ. આપણે એ બધું ભુલી જઇશું. અદી, શયાણો બન ને માહરી ઑફર કબુલ કર. આય કેસમાં શું છે તે હું જાણુંછ."

અસાધારણ ગભરાટનો માર્યો અદી બે દગલાં પાછલ હટી ગયો. તેના માથાના બાલો વટીક દારૂણ હેબતના માર્યા સુઇયાના માફક ખડા થઇ ગયા. તે ફીકકો ફચ મારી ગયો.

"મેં ત-મ-ને કહ્યું કેની કે નાણાં મેલવવાજ કંઈ હું મુંબઈ જતો નથી," અદીએ અકરાટમાં જે સુઝયો તે ઉત્તર લથડતી જીભે કર્યો, "હું માહરી બેહેનના એક અગત્યના કામસર——"

છેલ્લા બોલો અધકચરા પણ સમજી હવે સોહરાબને ચમકવા થઈ આવ્યો. તેને અદીને ખભાંમાંથી જોરમાં પકડી ખુબ હીલવ્યો, ને બબરાવલા સાદે પુછ્યું," તાહરી બેહેનને ખાતર—કેનીને ખાતર, અદી—અદી એ તું શુ બોલેછ! ખરૂં કહેની! ખુદાને ખાતર ખુલાશો કર કે તું કહેવા શું ચાહેછ! વૉટ ધ ડૅવીલ ડુ યુ મીન!"

આ વખતે ટ્રેન પ્લેટફાર્મ ઉપર આવી થોભી; અને અદી જબરદસ્તીથી સોહરાબના હાથમાંથી છુટી એક ફર્સ્ટ કલાસ કપારટમેંટનું બારણું ખોલી અંદર ચટી બેઠો. ને પોતા પાછળ બારણું ઢાંકી દેવા ગયો; મગર સોહરાબે તેમ કરતાં તેને રોકયો. તે પોતે પાવરા પર ચટી ઉભો ને અદીના હાથમાના કેસને મજબુત પકડયો. તે કેસનો હવાલો મેલવવા હવે તે બે વચ્ચે ખેંચતાણ શરૂ થઈ.

"તું ના ગાંડો બન. અદી, ડોન્ટ બી એ ફુલ," સોહરાબ કેસ મેલવવા તજવીજ કરતાં કરગરીને બોલ્યો, "તું પાછો ચાલ; હું બધી સમાધાની કરશ. મને બધું ખબર છે. હું બધું જાણુંછ."

"જાણવાનુંજ શું છે કે તમે જાણોછ?" અદી કેસ મજબુત પકડી રાખતાં બોલ્યો, "એ તમે પોતેજ શું બકોછ!"

"નીચે ઉતર હું તને સમજાઉં," સોહરાબે વાનવ્યું, "હજી બધું ઠીક થશે!"

"હું નહી સમજી શકતો કે તમે કહેવા શું માંગોછ, સોહરાબજી," અદીએ જરા દમ કર્યો.

"તું નીચે આવ. ફોર ગૉડ સેક ઉતરી પડ. હું તને સમજાઉં જીદીના બન. હું તને પ્રૉમીસ થાંઉછ કે——"

આ પલે ગાર્ડે સીટ્ટી મારી, ઘંટ થોકાયો, અને તુરતજ લાઇન ક્લીયર-ગાર્ડે વાવટો હીલાવી આપ્યો.

"નહી! તમે કેસ છોડી દેવ. ઓય ગાડી ચાલશે. તમે ઉથલાઇ જશો," અદીએ બુમ પાડી. પણ સોહરાબે સઘલું જોર કરી અદીના હાથમાંથી અતે કેસ છીનવી લીધો, પણ તેમ કરતાં લાગેલા ધક્કાથી તે પ્લેટફાર્મ ઉપર ઉથલાઇ પડયો, અને જરૂરજ ટપકઇ પણ ગયો હતે જો એક પોર્ટરે તેજ અર વખતે તેને નહી સંભાલી લીધો હોતે તો.

તેજ પોર્ટરે ધરરરરર કરતું અદીવાલા કંર્પાટમેન્ટનું બારણું બંધ કર્યું; અને અદી સુકી ટસ ચશમોએ પોતાના હાથમાં રહી ગયલા કેસ ઉપર વીટાલેલાં બ્રાઉન પેપરના ચોલાઈ રેલાઇ ગયલા ટુકડાને ટીકતો બેફામ જેવો ગાડીમાં ઉભો!! સીટી પડી, અને ગાડીએ ગબડવા માંડયું !!

* * *

* *

ગફલતીના ગારમાં સોહરાબ તો સરબસર દટાઇજ ગયો. અદીના બેધ્યાન બોલવાએ તેના દિલમાં જન્મ પામી ચુકેલા વસવસાને બેહદ વધારી મેલ્યા. બાગમાંથી શેહેરાંની ગરદન ઉપર આલાંવાલો નેકલેસ જોઇ, તથા ગઇકાલની કેળની વાડીમાંની અછડતી સમજેલી તે બે ભાઇબેહેન વચ્ચેની ખાનગી ગુફતેગોની યાદ કરી, તે અદીની નીષ્ટા માટે પ્રથમ શકીલો બની ગયો હતો; અને તેવું કંઈ અઘોર કર્મ કરવાથી તેને ઉગાડવાના શુભ ખ્યાલથી તે આલાંને જબરાજબરીથી માહાલમાં ખેંચી લઇ ગયો હતો, અને તેણીને તેમજ બીજાંઓને ત્યાં ઉલઠાપ આપી તે પાછો દોડતો હાંફતો હુંફતો સ્ટેશન ઉપર આવ્યો; અને ત્યાં તેની અને અદી વચ્ચે શું ગોલગોલ વાતચીત થઈ તે આપણે ઉપર વાંચી આવ્યા. તે વાતચીતનુ પરીણામ વધારે ગુચવાડા અને બીગાડામાંજ આવ્યું, કેમકે બેઉ મનની વાત મનમાંજ રાખીને બોલ્યા. અદી ફાળ ખાઇ ગયો કે માહાલમાં માલમ પડી ચુકું હતું કે તે એક ચોર હતો; જ્યારે ખુદા સાહેદ હતો કે તે કોઇ પણ પ્રકારણા તેવા કલંક રહીત નીર્દોષ હતો; અને જો કે તે નહીજ માનવા જોગ તેમજ નહીજ બનવા જોગ હતું છતાં તેને માનવાની સીતમભરી ફરજ થઇ પડી હતી કે તે કામ ફેનીનું હતું. પોતાના વ્હાલા ભાઇને તેના કરજમાંથી મુકિત અપાવવા ખાતર તેણી એટલી હદ સુધીની–ચોરી કરવા જેટલી–નીચી પડી હતી. પોતાના પ્યારા માજાયાને ખાતર તેણીએ પોતાનુ સ્વમાન પણ ખોહયું હતું; અને રાતના અદીએ આલાંને આપવા આપેલો નેકલેસ આલાંને સ્વાધીન કરી દેવા બદલ પોતાના ભાઇને તે ખપ લાગશે એવા ભલા ઇરાદાથી તે તેણીએ પોતાના ઝવેલ કેસમાં ઠેસવ્યો હતો. એમ અદીએ વમાસ્યું. અને જ્યારે આવો ભોગ–પોતાના ઇમાનનો–પોતાના સ્વમાનનો તેને (અદીને) ખાતર તેની હમશીરે વગર આંચકીએ આપ્યો હતો તો હવે તેની બી ફરજ હતી કે તે તેણીને બચાવે!

આવા નેક અને ભલા, પણ ખરેખર તો વાંચનારાં સજ્જનોને રોશન છે તેમ સંદતર ખોટા અને ભુલભર્યા ખ્યાલે, અદીને મુશ્કેલ

સંજોગોમાં મેલી દીધો; અને, તેથીજ, સોહરાબ અને શેહેરાં સાથ તે બાપડાને એમ ગોલ ગોલ વાત કરવાની ફરજ પડી અને થોડીજ તે બેખબર જવાંનને તે વાર માહીતી હતી કે આમ સત્ય છુપાવી તે સામી મોહકાણુ વધારી મેલતો હતો. પોતાનું અને પોતાની પ્રીય હમશીરનું નીકંદન ખુદ પોતેજ અંજાણપણે કાઘી નાંખતો હતો.

સોહરાબ તો અદી માટે લગાર કઢંગુ મારકુટે બીજું કંઇજ સમજ ન પડવાથી વિચારી સ્ટેશન ઉપર આવ્યો હતો; અને અદીએ પાછુ ફરવા સાફ ધસીને ચોખી નાજ કહી, અને તે પોતાના નહી પણ પોતાની બેહેનના અગત્યના કામે મુંબઇ જતો હતો એમ જણાવ્યું. તે સમજી ગભરાટને મારે તે (સોહરાબ) દીગમુધજ બની ગયો.

"આલ રાઇટ, અદી, હું તને મદદ કરશ. જો કે તેમ કરવા જતાં મને ઘણું દુઃખ ઉપજશે, ને તેવામાં જો વળી એ વાત બાહેર આવવા પામશે તો પછી તો માહરૂં મોહતજ થઇ જશે, બધાં મને ટુંપી–પીખી નાખશે." ઉપલી મતલબનું કાલેજ બપોરે ફ્રેની અદી આગળ બોલી હતી, એમ હમણાં સોહરાબે દુઃખથી ચીરાઇ જતાં જીગરે યાદ કર્યું, અને પછી ગમનો એક ઉંડો શ્વાસ ખેંચ્યો.

તેણી માટે તે ભયભીત ખ્યાલ થતાંજ તે જવાંન ધ્રુજી પડયો, તેને પોતાનું પરસેવાથી ભીંજાઇ ગએલું કપાળ સ્ટેશન પરથી બાહાર નીકળતાં ઘસડીને લુછ્યું.

"કંઈ બી ભુલ હશે–કંઈ બી ઘોંટાળો હશે. ફ્રેની એવું કામ કરે? માઈ ગૉડ, શું એ બનવાજોગ છે? નહી–નહી, કદી નહી. ઈટ હીઝ ઇમ-પોસીબલ. ફ્રેની ડાર્લીંગ એવું નીચ કામ કદી કરે નહી. માહરે તલાસ કરવી જોઇએ, ઉતાવળે એમ ગમે તે સારૂં માઠું અનુમાન નહી બાંધવું જોઇએ," તે ચાલતાં ચાલતાં બબડયો. ખુદરતી તેના પગ કાઉબા કાર-બારીની બંગલી તરફ વળ્યા. તે બંગલીના દરવાજા પર આવી પોહોંચતા તેને ઝાઝો વખત લાગ્યો નહી. એક પળ બાહાર તે અંદર જોતો ઉભો, તે પછી બીજીજ પળે મકકમ વિચાર કરી સરભેર તે અંદર ધ્રુસ્યો.

શેહેરાં તેને આવતાં જોઈ ઉઠી ઉભી થઈ. કહેવાની જરૂર છે કે કાઉબા જોકે શેહેરાંને કોઈ કદાચજ ત્યાં પરોણાઓ હોય ત્યારે માહાલમા લઇ જતા હતા, મગર તે છતાં અદીની મેહેરબાંનીથી માહાલમાં આવતાં દરેક જણને તે નજરે અને નામે પીછાણુતી હતી.

"આવોજી, કોણુને પુછોછ ?" તેણીએ આવકાર આપ્યો, "બેશોજી, બાવાજી હમણા આવતા હોશે."

"હું તમનેજ પુછુંછ, શેહેરાં માય," સોહરાબ બેસ્યા વગર કરડા અવાજે બોલ્યો.

"શું પુછોછ જી ?" શેહેરાં તેના કરડા દેખાવથી દબી જઇ બોલી.

"સરદાર નવરોજજીનો અદી અંહી તમારી આગળ પા કલાકની વાત ઉપર હતો. ખરૂં કેની ?"

"હાજી. અરદેશર અંહી આયાતા," શેહેરાંએ જરા લાલ બનતાં જવાબ કર્યો.

"તેની અને તમારી વચ્ચે શું વાતચીત થઇછ તે હું જાણુવા માંગુછ," એકી ટગરે તેણી તરફ જોઇ સોહરાબ બોલ્યો. તેણી કંઇ ધારતી યા અજાયબીની નીશાનીઓ દેખડાવેછ કે નહી તેનો પક્ષ સમજીને તે જોવા સોહરાબે પોતાની નજર તેના પરજ ચીટકાવી રાખી. તેણીએ તેવું કંઇજ ન બતાવતાં માત્ર પોતાના ભવાં કંઇ પુછવા ચાહતી હોય તેમ જમાવ્યાં.

"તમારા સવાલનો હું જવાબ કરૂં તે પેહેલાં મેહેરબાની કરી જણાવશો કે તમે મને શું સબબસર એમ પુછોછ ?"

સોહરાબે અધીરાઇને માર્યો પોતાનો પગ ખુબ જોરમાં અફાળ્યો અને શેહેરાંને વધુ થથડાવી.

"એકદમ જવાબ આપો કે તમારા વચ્ચે શું વાતચીત થઇછ," તે તીખાસથી બોલ્યો, "તમે જ્યારે ખુશીમાં લીન્ન બની આય રૂમમાં અહીથી તહીં કુડતાં'તાં તે વખતે હું બંગલીની બાહાર ઉભેલો હતો, અને અંદર ચાલી રહેલો સર્વ મહેમાર જોતો હતો–ને મેં જે જોયુંછ તે પરથી શક લઇ જવાનું મને કારણ મલેછ તેથી હું તમને તમારે પોતાને ખાતર શેહેરાં માય તથા તમારા મિત્ર અદીને ખાતર કરગરીને કહુંછ કે માહરી આગળ તે બધું વીગતવારે કહી દેવ ?"

સોહરાબની મોટી અજાયબી વચ્ચે શેહેરાંનો અત્યાર સુધી જળવાઇ રહેલો ટેક અને ઠસ્સો એક સેકંડમાં નાબુદ થઇ ગયો. તેણી એક ખુરશી ઉપર ફસડાઈ પડી; અને પોતાનું મોંઢું બે હાથોમાં ઢાંકી બચ્ચા પેરે ડચકાં ખાવા પડી.

"હું કંઇજ જાણુતી નથી," તેણી રડમસ બોલી, "અદી પોતાની બેહેનના ઝવેલ્સો બતાવવા માહરી આગળ આવ્યો હતો, અને કેસ ઉઘા-

ડતાં અંદરથી એક કીંમતી નેકલેસ નીકળેલો જોઇ તે અજાયબીથી અકડી ગયો. તેને મને કહયું કે તે તેની યા તેની બેહેન ફ્રેનીની મત્તા નથી. અને તે નહી સમજી શકયો કે તે નેકલેસ ફ્રેનીના કેસમાં કેમ ને કયાંથી આવ્યો; અથવા કયારે ને કોણે મુકયો. બસ, એટલુંજ તે માહરી આગળ બોલ્યો. હું બીજું કંઇજ જાણુતી નથી. બસ એટલુંજ મને ખબર છે !!"

---

## પ્રકરણ ૧૫ મું.

---

### વગર ખાધાની ઓર્ચી.

શેહેરાં ડચકાં ખાતી મહા મુશ્કેલીથી ઉપલું બોલી; અને સોહરાબે તેણીની બોલવાંની સાદાઇ અને નીર્દોષતા ઉપરથી તુરત જોઇ ને માની લીધું કે તેણી સાચ્ચુંજ કહેતી હતી—જાણી જોઇને કંઈ સહેજ બી છુપાવતી ન હતી. શેહેરાંનો તે ખુલાસો સમજી સોહરાબ પેહેલાં જેટલો ગબરાયો હતો તેટલો હવે ગુચવાયો.

બાગના દરવાજા ઉપરથી થોડોકજ વખત અગાઉ જ્યારે તેની નજર આલાંવાળા નેકલેસ ઉપર પડી, અને તે નેકલેસને શેહેરાંની સુફેદ ગરદન ઉપર બીરાજેલો જોયો ત્યારથી અને ત્યાર પછીથી અદી સાથની તેને સ્ટેશન ઉપર થયલી ગુફ્તેગો ઉપરથી તે મારીકુટીને પોતાના જીગરને સધ્યારો લેવાને લલચાવી શકયો હતો કે તે કામ અદીનું નહીજ હશે. કરજના ચોડાથી પોતા ઉપરનો કાબુ ઘડીભરના દીવાન્યતપણા યા ઉછાછળાપણામાં ગુમાવી દઈ તે ચોરી કરવા જેટલી હદ સુધીનો નીચો તો પડયો નહીજ હશે. પણ તેની તે મારીકુટીને ઉભી કરેલી માન્યતા કેટલી ખોટી હતી ને તે શેહેરાંના ખુલાસા ઉપરથી સ્પષ્ટ જોઇ શકયો; પણ હજી બી તેનું મન માન્યું નહીં, વર્ષો થયાં તે તે બન્ને ભાઇ બેહેનોથી પુરતો વાકેફ હતો તેથી એવું અઘોર નીચ કર્મ તે બેમાંનું કોઇ બી કરે એ તેની અકકલમાંજ બેસતું થતું નહી હતું.

શેહેરાં પાસથી કંઈ પણ ખુલાસો મેળવવો ફોકટ હતો એમ વમાસી તે જવા ફર્યો. તેણીની આંખમાંથી આંસુઓની ધારા વેહેતી હતી. તે જોઇ સોહરાબને લાગી આવ્યું. તે પોતે કંઈ ગમમાં થોડો ગીરફતાર તે વખત નહી હતો છતાં પણ પોતાના ઉદાર ઉમદા ખ્વાસને અનુસરીને શેહેરાં, કે

જેના દીલમાં અદી માટે કંઇ ખટકો પેદા પડયો હતો તેને માટે દયા આવી. તે તેણીની નઝદીક ગયો, અને પોતાનો હાથ માયાથી તેણીની પીઠ ઉપર મુકી તે ગદગદીત કંઠે બોલ્યો, "તમે હવે રડીને શું કરશો, તમારાં આંસુ નુંછી નાખો, હીંમત ધરો; ને આય વાત કોઇને કહેતાં ના."

શેહેરાંએ તે સમજી પોતાની આંસુઓથી ભીંજાયલી ચશમો નુંછી નાખી સોહરાબ ગમ જોયું. "તમે શું કહેવા માંગોછ—માહરે શું કોઇને નહી કહેવું ? એવું બન્યુંછજ શું કે જે કોઈ આગળ નહી કહેવા જેવું ગંભીર છે," તેણી એમ પુછતાં ખુરસી ઉપરથી ઉઠી ઉભી થઇ. સોહરાબે કંઇ ઉત્તર કર્યો નહી. તેણી તેના મુખપરથી તેનો વિચાર કલ્પી શકી હોય તેમ તેની તરફ નીરખી બોલી, "શું તમે એમ કહેવા માંગોછ—એક ઘડી ભર બી એમ ધારોછ—કે—કે—અ—દી," તે ગુંચવઇ ગઇ, "અ—દી—એ—તે નેકલેસ ચો—ર્યોછ ?" તેણી તેના ગમ એકી ટગરે જોઈ ઉપસું લહડતા અવાજે બોલી, સોહરાબે પોતાની ચશમો તેણી પરથી ખીસારી નાંખી. તે આંખો કે જેમાં પવિત્રાઈ અને નીર્દોષતાનો પ્રકાશ ઝગમગી રહયો હતો તેમાં તે વધુ વાર જોઈ શકયો નહી, તેને હમણાંજ જાણ્યું હતું કે શેહેરાં અદીને જીગ-રથી ચાહતી હતી, અને તે જાણતા તેને પોતાને એવી તો કંગાલ સ્થિતીમાં મેલાયલો દુઃખથી ખીન્નભીન્ન બની ગયલાં જીગરે જોયો કે તેના પરની આફતથી જાણે સીમાજ હતી નહી.

તેણે અતિશય ખેદ વચ્ચે જોયું કે તે બે પ્યારાંઓના પ્યારનું જોડાણ રદ કરવાનું એક કાતીલ હથ્યાર તેના હાથમાં તેની ઘણી બી નામરજી છતાં મેળવામાં આવ્યું હતું, અને તેનો ઉપયોગ કરવા સિવાય બીજો છુટક નહી હતો.

તેને અખત્યાર કરેલી ચુપકીદીથી શેહેરાં જાસ્તી ખીજવાઇ. તેને પાછો જનુનથી સવાલ કર્યો, "શું ત્યારે અદી ચોર છે ?"

"ત્યારે બીજું શું," તેને જવાબ દેવાની દુઃખભરી ફરજ પડી.

"તમે એક સેકંડભર બી એમ માની શકોછ કે અદીએ જો તે નેકલેસ ચોર્યો હતે તો તે મને કેસ ઉઘાડવા દેતે બી ? હું ખુદાને હાજર નાજર જાણીને કહુંછ સોહરાબજી કે મેં જ્યારે તે કેસ ખોલ્યો અને અંદરથી તે નેકલેસ બાહાર કાઢયો ત્યારે તે જોઇ અદી અજાયબી અને ગભરાતનો માર્યો ફાટી ગયો. તે તમામ સકમબકમ બની ગયો," શેહેરાંએ અદીનો બચાવ કર્યો.

સોહરાબે કરાજીથી નાનું ડોકું ધુણાવ્યું. તે શેહેરાં બોલતી હતી તે વાર બારીની બહાર ખાલી હવામાં ટીકતો હતો.

"અગર જો એ એમ નહી હતે તો એ અહીંથી નીકલ્યા પછી સીધ્ધો માહાલમાં તે પાછો આપવા જવાને બદલે સ્ટેશન પર શું કામ ગયો? ફક્ત એજ મકસદથી કે મુંબઇ જઈ તે ફુંકી નાંખે. અગર જો એના દિલમાં છત હતે તો એ સિધ્ધો માહાલમાં આવને, ખરી વાતનો ખુલાસો મેળવવા માંગતે?" સોહરાબે દલીલ કરી, "વળી એ કરજદાર છે, તે–"

"એ કરજદાર છે તે મને ખબર છે," શેહેરાં તેને અટકાવી બોલી "ને તે કરજ ફીટાડવા એ ઘણો ઇન્તેજાર છે તેની બી મને માહીતી છે. તે મને જાનથી જીયાદા ચાહતો હતો, અને માહરી સાથ છુપાછુપ નાહસી જઇ પરણી જવાનો તે ઇરાદો રાખતો હતો એમ મને તેને આજેજ સહવારે કહયું તે બી હું ખુલ્લા દિલથી કંમુલ કરૂંછ; પણ તેથી એ ચોરી કરે એ હું માની શકતી નથી, તે પોતાનું કરજ પોતાની બેહેનના ઝવેરાતો કેટે ગીરવી મુકી તે પર નાણું કઢાવી ફેરવવા માંગતો હતો; અને તે સબબ સરજ ફેનીના ઝવેલ્સો લઇ તે આજે મુંબઈ ગીયોછ."

"બધું ખુલ્લું છે. દીવાની જોત જેવું ખુલ્લું છે. અદીનુંજ એ કામ છે. આય પોરી સાથ નાહશી જઈ છુપાછુપ પરણી જવાને પોતાને સામથ વાન બનાવવા ખાતર, આય નીચ કામ એને કીધેલું છે," સોહરાબે વમાસ્યું, અને પછી શેહેરાં તરફ ફરી બોલ્યો, "શેહેરાંમાય, આય વાત આપણે બે અને ત્રીજાં એક ચોકકસ જણ સિવાય કોઈ જાંણે નહીં. તમે એ વીશે કોઇ આગળ વરાલ કાઢતાં ના, ને એ માટે બલાપો પણ કરતાં ના. તમે જે જોયુંછ ને જાણ્યુંછ તે વીસરી જજો. હુ હજી બી બધી સમાધાની કરી શકશ. સ્ટેશન પરથી એના હાથમાંથી આય કેસ હું જોર જુલમથી ઝુટવી લાવેલો છઉં, એમાંનો પેલો નેકલેસ કંઇ સમજાવતથી એના ખરા માલીકને હું સ્વાધીન કરશ, એટલે એ પર વધુંચુનોચેરા થવાની ધાસ્તી રહેશે નહીં!"

તે એટલું બોલી બંગલીમાંથી બાહાર પડયો.

"હું કોઇને એ વાત કહેવશ નહી," સોહરાબને બાગના દરવાજા પર વળાવવા જતાં શેહેરાં બોલી," પણ એ વાત હું હજી માનતી નથી. માહરૂં જીગર કબુલ કરતુ નથી. અદી કદી ચોર બને નહીં."

સોહરાબે કંઇ જવાબ દીધો નહી. જવાબ બી તે શું કરે? શેહેરાંને દીલાસો બી તે શું દય? ચુપકીદી આય સંજોગમાં વધું આશીરવાદ

રૂપ માની કંઇ પણ બોલ્યા વગર તેણીને શેકહેન્ડ કરી તે ત્યાંથી ચાલતો થયો.

તે માહાલ તરફ પોતાના હાથમાનો કેસ છુપાવતો છુપાવતો ચાલ્યો. પોતાના શોર્ટકોટના ખીસામાં તે ડેસવવાની તેને તજવીજ કરી પણ કમનશીએ તે બહુ મોટો હતો.

એક રીતે હમણાં તેનું જીગર જરા શાંત બન્યું હતું અને તે ફ્રેનીની નીર્દોષતા હતી. ફ્રેની માટે તે પ્રથમ વેહેમાઇ ગયો હતો, પણ શેહેરાંના ખુલાશા પછી હવે તેના માનનો ખતરો દુર થયો હતો. ફ્રેનીએ તો સામુ ઉદાર દિલ વાપડી પોતના ઝવેલ્સો અદીને પોતાનું કરજ ફીટાડવા થકી નાણાં કઢાવવા આપ્યાં હતાં; પણ અદીએજ પોતાનું કરજ વધારે મોટુ હોવાના સબબસર યા શેહેરાં સાથ નાહશી જઇ લગ્ન કરવાના કારણુસર તે નીચ અઘોર કર્મ કર્યું હતું એમ સોહરાબે ચાલતાં ચાલતાં વિચાર્યું. ફ્રેનીના ઝવેલ્સો વેચવાની આઇની મલેલી ટકનો લાભ સાંધી, તે આ કામ કરી નાખવા ગયો હતો એમ સોહરાબે અટકલ કરી.

"મેં ફ્રેનીને અમસ્થીજ બદનામ કીધી," તે બબડયો, "તે કેવી ભલી ને માયાલુ છે કે પોતાના બાપના થપકાની યા કોઇના બી ટાણાટપલાની દરકાર કર્યા વગર પોતાના ઝવેલ્સો પોતાના પ્રિય માજાયાનુ' કરજ ફીટાડવા તેને આપ્યાં. એ તે બેહેન! પણ હું હવે એને અદીની નામોશીથી કેમ વાકેફ કરૂં ? એને કહું, કે સર્વની કાંની એનાથી બી છુપાઉ. હું ઇચ્છુંછ કે એ ભરમ શેહેરાં, આલાં ને માહરાં હોથની બાહાર કદી નહી જાય," ઉપલો વિચાર કરતો તે માહાલના દરવાજા પર આવી લાગો; અને પોતાના શોર્ટકોટના પડની હેઠલ પેલો કમબખ્ત કેશ ભરાવતો છુપાવતો અંદર દાખલ થયો.

આગલાજ ડ્રૉઇંગ રૂમમાં બધાં એકઠાં થઈ ગુસગુસ કરતાં હતાં. અલબતાં ગુસગુસ આલાં બામજીના ખોવાઇ ગયલાં નેકલેસ સંબંધીજ હતી; જે વાત આલાંની બાહારની નામરજી મગર બાતેનની બડી ખુશહાલી વચ્ચે તેણીની આયા મારીએ જાહેર કીધી હતી.

સરદાર નવરોજજી તો એ ખબરના સમાચાર જાણુતાંજ ગુસ્સાથી હાવરાબાવરા બની ગયા; અને આખા માહલને નોકર નફરો પાસે નેકલેસની શોધમાં તલે ઉપર કરાવી મેલ્યો. બાગનું ખુણેખુણ પણ શોધાવી મરાવ્યું; પણ નેકલેસનો પતો લાગ્યો નહી. તેટલાંમાં એક નોકરે આવી ખુલાસો કર્યો કે ગઈ રાતના છેક મોડેથી સોહરાબજી શેઠના રૂમમાંથી તે બાહાર પડી સુવા જતો હતો ત્યારે તે નેકલેસ તેને અરદેશર શેઠના હાથમાં દાદર

ઉપર જોયો હતો. તેના આ ખુલાસાથી બધાંનાં પેતમાં ધીરજ આવી.

"પણ તે વખતે તે નેકલેસ અદીએ રાતોરાત લાવી મને આપ્યો હતો ને મને કહયું કે તે તેને દાદરપરથી પડેલો મલ્યો હતો," ફ્રેનીએ હવે ખુલાસો કરવાની જરૂર જોઇ, "તે મેં આલાંને રાતોરાતજ તુરતાતુરત પાછો સ્વાધીન ફરી દીધો હતો; અને તેણીના કહેવાથી તેણીના ઝવેલકેસમાં મુકયો હતો."

આ ખુલાસા પછી બધાંની નજર પાછી સ્વભાવીક આલાં તરફ ખેંચાઈ. પણ તેણી ચેંગીમેંગી બની ચુપ બેસી રહી. રાતનો બનાવ જાંણે તેણીને કંઈ યાદજ ન હોવાના તેણીએ ઢોંગ ફેલાવ્યા. તેણીએ પોતાનો પાત્ર એવી તો સફાઈ ને ચાલાકીથી ભજવ્યો કે બધાંની એમજ ખાત્રી થઇ ગઈ કે ફ્રેની કંઇ ભુલાવો ખાતી હતી. તેણીના બોલવામાં વજુદ જેવું નહી હતું, અને અદીને મળેલો નેકલેસ અદી પાસેજ હતો; તેથી સર્વે કાગને ડોળે અદીના પાછાં ફરવાની રાહ જોતાં હતાં; તેટલાં સોહરાબ કેસ સંતાડતો છુપાવતો દાખલ થયો. પેહેલાં તો કોઇની નજર તેના પર ખેંચાઇ નહી, અને તે સરબોગ અર્ધો અર્ધ રૂમ પસાર કરી દાદર તરફ પોતાના રૂમમાં જવા નજર ચોરાવી વટી જવા ગયો, પણ તેટલાં તે કંપનીમાંના એક ઢોલ્યા ગ્રહસ્થ બેજનજી ઘડીઆલીની નજર તેનાપર પડી.

"અરે અંહી આવ, સોહરાબ, 'તેને બધા સમજે તેમ મોટે બુમ પાડી, "તું કાંહાં મલેરી થઈ ગયલો? અમે તો બધા એમજ માન્યેછ કે જાંહાં છે તાંહાં તુંજ નેકલેસ લઇને પોબારાં ભાપી ગીયોછ?

સોહરાબને તો આડાં ને ઉભાં આપવાં લાગાં. તે જ્યાંત્યાંથી નજર ચુકાવી સટકી જવા ચાહતો હતો, ને આય બલાગતમાં તેટલાં પોતાને સપડાતો જોઇને તે પેલા કેસ માટે ફીકરમંદ બન્યો.

"હં—હા! હું આયો—ઓય માહરા રૂમમાં જઇને જરા વારમાં આયો," તે દાદર તરફ ચાલવા માડતાં બોલ્યો.

પણ ઢોંગી બેનજીબાએ તેને રોકયો.

"અરે જરા સબર કરની તો યાર! એમ નાહસાનાહસમાં તું બી શું છેડજ પડયોછ?" તેને બાજુમાંથી ધરી ઢોલ્યા બેનજીબા બોલ્યા.

"પણ હું એક મિનીટમાં ઉપર જઇ આઉં?" તેને માંગી લીધું.

"તું ગમે તો એક મિનીટ પછી ગમે તેટલો વખત ઉપર જજે" બેજનજીબા રમુજી બન્યા.

"અરે છોડ યાર, મને સખ્ત હાઝત લાગીછ?" સોહરાબે કલવાયલા સાદે કહયું. તે સજ્જડ બીહીધો કે રખે કોઇની નજર પેલા છુપાવેલા કેસ પર પડે.

"અરે બાપુ જરા સબર કર! શું એક લંવગની લાતીએ જવાનો હોય તેમ શાંની જુદી દોડધામ કરેછ?" એજનજીબા બેખબરીમાં તેને વધુ પજવવા લાગા. તેવણુને શું ખબર હતી કે બાપડા સોહરાબનો જીવ હાલ સીકે ઓલવાયલો હતો?

"તુને ખબર કે આલાંમાય બામજીનો પેલો કીંમતી હીરાનો નેકલેસ ચોરાઈ ગીયોછ!"

"હં—હોશે!" સોહરાબ કાંસીકરાંજીને બોલ્યો. તેનો દમ તો દર પલે જતો ને આવતો હતો.

"શું? હં—હોશે શું? અરે જરા તેને દીલાશો તો આપ, છેકજ શું ઠંડે કલેજે હં—હોશે કરેછ?" એજનજી બોલ્યા, ને હવે હીનભાગ્યે, તેવણુની નજર સોહરાબના બીજા હાથ પર ખેંચાઇ, કે જે હાથે દગલા પાછળ પેલો કેસ છુપાવી રાખી તે ઉભો હતો, "ઓત્તારીની! એ આય શું ઉપસી આવ્યુંછ? એ શું સાંત્યુંછ?"

હવે સોહરાબના ગભરાનનો પાર નહી રહયો.

"કંઇ નહી! કંઇ નથી. બાપુ, તું મને જવા દે. ના હેરાન કર, તાહરે પગે લાગું," તે કરગરી બોલ્યો.

"ઉ—હું! મને દેખાડ બચ્ચા એ શું સાંતનો ઢાંકતો લઇ જાયછ?" એજનજી જીદી બન્યા, "કંઇ ઘણું સરસ ને આઉત ઑફ્ ઑરડીનરી હશે, ત્યાં વેર તું બંદો કંઇ તેની એટલી બધી તકેદારી લય નહી તો?"

સોહરાબની મુજવણ અને ગભરાતની હદ હવે આવી ગઈ.

"નાઉ લૅટ મી ગો, આઇ સે," તે જરા જીંજર બની બોલ્યો, અને ચાલવા ગયો, પણ રમુજની ધુંઇમા આવેલા એનજીબાએ તેને છોડયો નહી, ને 'બસ બતાવ' કરી તેના કેસ પકડી રાખેલા હાથ ઉપર અછાટ મારી. સોહરાબના હાથમાંથી તે ઝતાકની સાથ કેસ છટકી ગયો; અને જમીન ઉપર ઉખલાઈ ગબડી ગયો. ધપકારાથી તેનું ધાકણું ખુલી ગયું, અને અંદરથી આલાંનો નેકલેસ બાહાર ખુલ્લો થઈ પડયો.

સર્વ તે ઘડી દીગમુઘ બની ગયાં. એક શબ્દ પણ કોઈ બોલ્યું નહીં. બધા તે નેકલેસ અને સોહરાબને એકક પછી ટીકવા પડયા.

# પ્રકરણ ૧૬ મું.

---

## ભુલભુલામરી.

સર્વ અજાયબ બની તથા દંઘાઇ જઈ સોહરાબને ભોપવા પડયાં. પણ એ બધાં કરતાં કાઉબા કારભારીની અજાયબી વિશેસ હતી. કેસમાંથી નીકલી પડેલાં નેકલેસ ઉપર નજર થરતાંજ તેવણ ગોલી લાગી હોય તેમ ઉછલ્યા. તેવણની ચશમો તણાઈ ખેંચાઇ ગઇ. તેવણના મુખમાંથી અજાયબીની એક તીણી ચીસ બાહાર પડી. તેવણે વાંકા વલી તે નેકલેસ ઉપાડયો, અને ફેરવી ફેરવીને બારીકીથી તપાસ્યો, પછી તેવણ આલાં બામજી તરફ ફર્યા, અને તેણીના હાથમાં તે નેકલેસ તેવણે મુકયો. એજ વખતે તે બન્નેની–આલાં કાઉબાની–ચશમો એક થઇ, અને કાઉબાના તનબદનમાંથી એક વીજલીક ઝટકો આગલી કોઇ ઓલખનો ગુપ્ત પસાર થયો. તે નેકલેસ તેણીને સોંપી તેવણ થોડે દુર જઇ ઉભા, અને ધારી ધારીને આલાંને જોવા લાગા; અને જરાવાર એમ તેણીની બારીક 'સરવે' કર્યા પછી દાંત્યાં પીસી જનુનથી બખાલ્યા, "એજ, એજ તે !"

સોહરાબના ગભરાતનો તો પારજ નહીં હતો. એજનજીની બેવકુફાઇભરી જીદથી જે બધું ડોહરૂં ડોહવાઇ ગયું તેથી તે ગુંચવાઇ ગયો. હવે કરવું તે બી કેમ ? તેની પાસ તે નેકલેસ આવ્યો કયાંથી તેનો ખુલાસો તો અલબતાં સ્વભાવીક બધાં માંગશેજ, કે તેને તેવી મતલબનો પ્રશ્ન તો મુકવામાં બેશક આવશેજ તો શું અદીને જવાબમાં ઉંધાડો પાડવો? તેમ કરી મધુરી ફ્રેનીને પણ ગુમાવવી. કારણ તે જાણતો હતો કે પોતાના માજાયાની એવી કોઈ બદતર નામોશી જાહેર થતાંજ તેણી જરૂર તેની સાથ વરવા ચોખ્ખી નાજ પાડશે. ત્યારે કરવું શું ? તેને ગુચવાઇને પોતાનું પરસેવાથી ભરાયલું કપાલ નુંછયું. ફકટ એક ઉપાય તેના ખ્યાલમાં આવતો હતો, અને તે પોતાની આબરૂ–ઇજ્જત અને સ્વમાનનું બાલીદાન દેવાનો હતો. એક દોસ્તની ચાહતને ખાતર તે પોતાના ઇમાન વટીકનો ભોગ આપવા તૈયાર બન્યો. તેણે જોઇ લીધું કે એજ એક રસ્તો હતો કે જેથી અદી બચી શકે, બાકી બીજો કંઈ છુટક સારો નહીંજ હતો.

"હે! એજનજી તું બી કેથો માણસ પારખુ દેખું!" તે હસીને બોલ્યો, "તેં મને આબાદ સપડાવ્યો. બાનુંઓ ને ગ્રહસ્થો, હું આય નેકલેસ અંહીના એક મારવાડી પાસ તે વેચી નાખવા લઈ ગયો, પણ તે નખ્ખો-

દનો ખાધેલો શકીલો બન્યો ને પોલીસને બોલાવવાની ધરપચમાં પડયો, તેટલાં ઉલથાય આપી હું અહી આવ્યો, ને આવતી કાલે મુંબઈ જઈ તેનો નીકાલ કરી નાંખનાર હતો, તેટલાં આય બેજનજીઆએ મને આબાદ છટકામાં મુકયો."

આ ખુલાસો સમજી બધાં જાસ્તી અજાયબ થયાં.

"એ તમે બકોછ શું, સોહરાબજી?" હૉલના દરવાજાપરથી એક અવાજ આવ્યો, અને સોહરાબે તુરત તે સાદ અદીના તરીકે ઓલખ્યો. તે ચમકી દરવાજા તરફ ફર્યો, તો અદીને ઓરડામાં લઠડાતો પડડાતો આવતો દીઠો. તે હાફાને લુસ બની ગયો હતો. તેની આંખો લાલ બોટા જેવી બની રહી હતી, "એ તમે બકોછ શું?" તે ફરીથી ઘાડા ખોખરા સાદે પુકાર્યો. સોહરાબે અતીશય દયામણે ચેહેરે તેની તરફ અને ત્યાર પછી આલાં ગમ જોયું. યા ગફુર ઉલ રહીમ! કેવા કઢંગા:સીચ્યુએસનમાં હાલ તે હતો. સુડી વચ્ચે સોપારીથી બી બદતર તેનો અવતાર હતો. તે કાંઇજ બોલ્યો નહી; ભખરાઇને પોતાના પગ પાસ વીખરાઈ પડેલાં ફ્રેનીના ઝવેરાતોને તે ટીકવા પડયો.

તે દેખાવ બેશક સેહેજ બી ખુશનુમાં તો નહીંજ હતો, તે હૉલમાંના સર્વે ઉપરાસાપરી નહી સમજ પડે એવા અણધાર્યા બનતા બનાવોથી ગભરાઇને ગુચવાઇ ગયાં હતાં. શું બન્યું હતું યા શું બની રહયું હતું તેની સમજ કોઇને મુશ્કેલ પડતી નહીં હતી. બધાં સ્તબધ બની ગયાં હતાં.

"સોહરાબજી, હું તમારા ખુલાસા માટે ખોટી છેઉ," અદી પાછો પુકાર્યો, "તમે એ શું બકોછ?"

સરદાર નવરોજજી જેવણ પણ સકમબકમ બની ગયા હતા, તેવણ હવે જબ્યાં ઉપડવે વચમાં પુરાયા.

"દીકરા અદી, એ બધું શું છે? શાંની ગડબડ છે? આય સોહરાબ શું કહેછ, ને તું શું કહેવા ચાહેછ? કંઈ સમજાવશે?"

સોહરાબની હાલત દયા ખાવા જોગ હતી. તે અદીને ઘણો બી બચાવવા ચાહતો હતો, અને પોતાને સરે કંલક ખેંચવા પણ તેના બચાવ માટે તૈયાર હતો; ને તે તેમજ કરતે જો છેક અણીની ધીકને વખતે અદી ફુટી નહીં નીકળ્યો હોતે તો. હવે તો જે કીસમત કરે તે ખરૂં.

અદીને કંઇ પણ જવાબ આપતાં સરદાર સાહેબે નહી જોઈ તેવણ સોહરાબ તરફ ફર્યા, અને બોલ્યા, "સોહરાબ, તું તો કંઇ ખુલાસો કર?

એ બધો શું ગડબડગોટો છે! આલાંમાયનો નેકલેસ તને કયાંથી મલ્યો?"

સોહરાબ શું ખુલાશો આપે? તેણે દાચું ફસકાવી દયામણે ચેહેરે અદી ગમ જોયું, પછી આલાં તરફ નજર ફેરવી. પણ તે બંદી તો નીચી નજર રાખી ચુપજ ગગડી રહી.

સરદાર નવરોજજી સોહરાબને બી ન બોલતો જોઈ આલાં તરફ ફર્યા, "આલાંમાય તમે તો કંઈ ખુલાશો કરો? એ બધો ઘોટાલો શું છે?"

આલાં કંઈ જવાબ દય તે અગાઉ ફ્રેની વચ્ચે પુરાઈ.

"આ બધી વાતનો ખુલાશો મી. દલાલજ કરવાને શક્તિવાન છે." તેણી ધીમેથી બોલી, "પણ તે પેહેલાં હું જાણવા માગુંછ કે માહરો ઝવેલ કેસ એવણના હાથમાં કેમ અને કયાંથી આવ્યો?

"તાહરો ઝવેલ કેસ, ફ્રેની?" સરદાર નવરોજજી અચરત બની બોલ્યા.

"હા, માહરી બેહેનનો," અદી પુકારી ઉઠયો, "સોહરાબ માહરી પુઠે સ્ટેશન ઉપર આવ્યો, અને માહરા હાથમાંથી તે જબરદસ્તીથી ખુંચવી લીધો; ને તેથીજ, મુંબઇ જવાને બદલે બીજાંજ સ્ટેશન ઉપર હું ઉતરી પડયો, અને વલતી ટ્રેને અંહી આવ્યો. હું જાણવા માગુંછ સોહરાબ કે એમ કરવામાં તાહરી મતલબ શું હતી?"

"પણ તું તાહરી બેહેનના ઝવેલેસોને શું કરતો'તો અદી?" સરદાર સાહેબે પુછયું.

અદીએ જવાબમાં પોતાનુ માથું શરમીંદગીથી નમાવી દીધું. તે ચુપ બની ગયો. નવરોજજી તે જોઈ પોતાની બેટી તરફ ફર્યા.

"ફ્રેની દીકરી, શું તેં એને આપેલાં?" તેવણે પુછયું.

ફ્રેનીએ તુરત જવાબ દીધો નહી. સોહરાબ તેણી તરફ ટગર ટગર ટીકતો હતો. તેણી ફીકીફચ પડી ગઇ હતી.

"જવાબ આપ, ફ્રેની, મને જવાબ આપ," સરદાર નવરોજજી ચીચવાયા.

"હા," તેણી મુશકેલીથી બોલી, "મેં એને આપેલાં ઉતાં. એને પૈસાની ઘણી અગત હતી તેથી—તેથી—"

"એ જુઠું-બીલકુલ જુઠું છે," આલાં વચમાં પુકારી ઉઠી, "ફ્રેનીએ એ કારણસર આપેલાંજ નહી. પણ માહરો નેકલેસ સફાઇથી——" તેણી બોલતાં અચકી ઉભી, ને સોહરાબ તરફ જોઈ બોલી, "સોહરાબજી, તમે જોઇતો બધો ખુલાશો કરો?"

પણ સોહરાબજી શું તેવણનું કપાલ ખુલાશો કરે? તેનું ભેજું ચાલતી ઉંપલી વાતચીત સમજી વધુ ભ્રમીત મારી ગયું. તે આલાં, ફ્રેની અને અદીને ટીકવા પડયો. યા ખુદા! શું આલાંની તર્કો ખરી હશે? શું આ કામ અદીનું નહી પણ—! હા! તેમજ હોવું જોઇએ શું શેહેરાંએ અદીની નીર્દોષતા માટે તેને ખાત્રીઓ પર ખાત્રીઓ આપતાં એમ નહીં કહયું હતું કે તે (અદી) કેસમાં નેકલેસને જોઈ અજાયબી તથા ધાસ્તીને મારે ગોયાં ફ્રાટીજ ગયો હતો.

તેણે આલાં તરફ જોયું. તેઓની નજર એક થઇ. અને શકીલા બનેલા સોહરાબને આલાંની ચસમોમાંથી ફ્રેની તરફ શક બતાવનારો અર્થ-સુચક ઇશારો થતો હતો એમ લાગ્યું.

યા પાક પરવરદેગાર! ત્યારે અદી ગુનેહગાર નહી—અદી ચોર નહી પણ તેની—બેહેન—ફ્રેની—હતી!!

"સોહરાબજી, હું તમારા ખુલાશા માટે ખોટી છુ," અદીએ થોડો વખત રહી પાછો ગગડાત કર્યો. એ અરસામાં સરદાર નવરોજજી ફ્રેનીનો ઉત્તર સમજી, તથા આલાંના નેકલેસ ઉપરના ટીકકા સાંભલી એક ખુરશી ઉપર ફસડાઈ પડયા.

"ઓ નામોશી!" તેવણ એટલુંજ બબડયા; અને ભખરાયલી ચશમે અદી ફ્રેનીને ટીકવા લાગા.

"સોહરાબજી, હું તમારા ખુલાશા માટે ખોટી છુ," અદીએ જરા વાર રહી પાછો પ્રશ્ન કર્યો, "આલાંના નેકલેસ સંબંધી મને કંઈ ખબર નથી. જો કે તે ફ્રેનીના ઝવેલ કેસમાંથી નીકળ્યો એ વાત ખરી છે, એમ હું કબુલ કરૂંછ. મને શક છે સોહરાબજી કે એ બીના તમે અગાઉથી કોઇક તરકીબથી જાણતા હતા, તેથીજ, તમે માહરી પુઠે સ્ટેશન ઉપર દોડી આવ્યા; અને મને માહાલમાં પાછો ફરવા સમજાવ્યો. બોલો, એ બધાંનો ભેદ શું છે?"

સોહોરાબે અદીને બોલતો બંધ કરવાની ઘણીબી વ્યર્થ તજવીજો કરી. મગર તે ઉશકેરાઇ ગયો હતો. તેનો મીજાજ બરખેલાફ મારી ગયો હતો. તેનું આખું અંગબદન ગુસ્સાના જોશથી ધ્રુજી ગયું હતું. એક કલાક અગાઉ પોતાની બેહેન ઉપર શક લઇ જવા માટે તે હવે ખરે મને કર-મતો હતો. ટ્રેનમાં બેગલાં પડતાં તેને ધીરજથી ખ્યાલ કર્યો કે કાંય નહી કોઇના દગાનો ભોગ તેઓ થઇ પડયાં હોય; જાણીબુજીને કાંઇ પણ છુપા સબબસર તેઓ સામે કોઇએ પ્રપંચ રચ્યો હોય?

"માહરે કંઇ બી કહેવું કે ખુલાશો આપવો નથી," હજી બી વાત દાબી દેવા સોહરાબે યત્ન કર્યો. પણ તેના આવા જવાબથી અદી તામશી બની ગયો, અને ખુબ ક્રોધે ભરાઇ સોહરાબને મારવા ધસ્યો.

ફ્રેની એક ચીસ સમેત આડી પડી.

"અદી, અદી, ખુદા ખાતર ધીરો પડ," તેણી બોલી અને ઉપરાસાપરી બનેલા બનાવોથી આજેજ આવી જઈ બેસુધ્ધ બનીં અદીના હાથમાં તુટી પડી.

અદી પોતાની સુધ્ધી ગુમાવી બેઠેલી બેહેનને ઉપાડી ઉપર દોડયો. આલાં બી પુઠે ધસડાઇ. ફ્રેનીના રૂમમાં જઇ પોંહોચતાંની સાથજ તેણીને એક કાચ ઉપર સુવાડી અદીએ બારણું ધડાક દેતું કે આલાંના મોહાં પરજ અફાળીઝીંકીને અંદરથી બંધ કરી નાખ્યું; અને ફ્રેનીને સાવચેત કરવા પડયો.

ફ્રેની થોડા વખતમાં હુશીયારીમાં આવી.

"ફ્રેની, વ્હાલી બેહેન, બોલ ખુદાયને ખાતર બોલ, આપણે અંહી એકલાંજ છઇએ, માટે માહરી આગલ કંઇપણ છુપાવ્યા વગર ખરૂંજ કહે?"

"શું છુપાવ્યા વગર કહું? શું ખરૂં બોલું?" ફ્રેની ફગલાયલે સાદે બોલી.

"તાહરા કેસમાં આલાંનો નેકલેસ કયાંથી આવ્યો? કેમ આવ્યો?" મેં તુંને રાતે તેણીને આપવા આપેલો તેની તો તને યાદ હશે. પછી સહવારના તે તાહરા કેસમાંથી કેમ નીકળ્યો?" અદીએ એક સાધારણ સવાલ પોતાની બેહેનને પુછતો હોય એવા દરેક આવભાવથી પુછવાને ઘણો પ્રયત્ન કર્યો, પણ તેનો ધ્રુજતો-બીહીધેલો, કઠોર બનેલો સાદ તેના મનના ખરા ખ્યાલોને ઉઘાડા કરી દેતો હતો.

ફ્રેની ફાળ ખાઈ પોતાના ભાઇને એકી નગરે જોતી હતી; તેણીની મનહર આંખોમાં હેબત પ્રસરી રહી હતી.

"મને કહે," અદી બોલ્યો, "વાસ્તે પરવરને મને કહે, ખરૂં કહે, સાચ્ચું કહે? હું કોઇને કહેવશ નહીં. બેહેન માહરી, બધે ટોપલો ખુશીથી હું માહરે સીર લેવશ. ફકટ તું મને ચાચ્ચું કહે."

# પ્રકરણ ૧૭ મું.

## આલાં સતી થાય છે.

અદીએ ધરરર દેતું કે બારણું અફાલી ઝાંકીને તેણીના મોંઢાંપરજ ધાંકી દીધુ, તેથી બેશક આલાં ચાંઈ તો જબરી પડી ગઈ, પણ કહે કયા કાકાને? ગુપચુપ પોતાના રૂમમાં તે સટી ગઇ; અને બારી આગલ જઈ વિચારમાં ઉભી. બાગમાં પરોણાઓ અહીં તહીં ગુંચલાં વળી વાતે વલગેલાં હતાં; અને તેમની ગુસગુસના ધીમા સનસનાત પરથી તેણીએ વાજબીજ અનુમાન કર્યું કે તે વાત તેણીની નેકલેસની ચોરી સાથજ સોએ નવ્વાણું ટકા સંબંધ ધરાવતી હશે; અને હૉલમાં હમના બનેલા વિચિત્ર અને નહી સમજ પડે એવા ધડપુછડાં વગરના બનાવને લગતીજ હશે, તેણી એક-લીજ ખરી વાતથી વાકેફ હતી બીજાં સર્વે ભરમમાંજ ગોટાં ખાતાં હતા; અને એ બનાવનું પરીણામ કેવું આવશે તેથી બી એકલી માહીતગાર તેણીજ હતી.

તે તેણી એકલીજ જાણતી હતીઃ-એ ખ્યાલ થતાં-પોતે કરેલા કુક-ર્મોનો વિચાર થતાં તેણી ધ્રુજી પડી; પણ બીજીજ સેંકડે ખુશહાલીનું એક ધીમું લખલખું તેણીના તન બદનમાંથી તેણીની જીત માટે પસાર થઇ ગયું. તે સેવતના અંજામ માટે ખાત્રીપુર્વક હતી, કારણ તેણીએજ આ બધો નાટક રચ્યો હતો, જો કે કમનશીબે તેમાના પાત્રોએ પોતાનો ભાગ ભજી-બતાવવામાં તેણીના અસલ વિચારથી કાંઇ ઉલટુંજ ભજવી માર્યું હતું. તો બી તેણી ફાઇનલ ઍકટ માટે ખાત્રીપુર્વક હતી.

તેણીના ધારવા કરતાં વાતે કંઈ વધારે ગંભીર રૂપ લીધેલું જોઇ તે જરા-ડગમગી ગઈ-હીંમત હારી ગઈ. તેણી વસવસામાં પડી. તે બેઉ ભાઈ બેહનો ઓરડામાં એકલાં શું વાતચીત કરતાં હશે-શું ખુલાસાઓ આપલે કરતા હશે, વિગેરે ખ્યાલો તેણીને થયાં. તેણી ધીમે પગલે પેલા કનેકશન ડૉર નજદીક ગઈ, તે બી અદીએ અંદરથી બંધ કર્યું હતું. ઉંચે દમે બારણાની ફાટ પર પોતાનો કાન મેલી અંદર ચાલતી ગુફતેગો સમજવા લાગી; પણ તેઓ બહુજ ધીમે વાતચીત કરતાં હોવાથી તેણીનો તે પ્રયતન હરામમાં ગયો. અને તેણી વધારે ધાસ્તીમાં પડી.

તેણીનું અંતકરણ પાછું તેણીને દંખવા લાગું.

શું તેણીએ તે કર્મ નેક કર્યું હતું? પોતાના સ્વાર્થને ખાતર, પોતાની મોહોબતની પરીપૂર્ણતાને ખાતર, પોતાની જીવેજાનની સહીનું

નીંકદન કાઢી નાખવામાં તેણીએ શું ભલું કે વાજબી કર્યું હતું.? "અલબતાં નહીજ?" તેણીના અંતકરણે તુરત જવાબ કર્યો અને તરેહવાર દુઃખભર્યો ઉલટા સુલટી વિચારોથી તેણીનું અંતકરણ ચવાઇ ખવાઇ જવા લાગું મોહોબતની આગમાં આધલી બની તેણીએ તે અગાધ ગુનોહ કર્યો હતો, પણ શું તે તેણીને બેઇજ્જત કરનારો, નીમકહરામ પુકરાવનારો, અને ઇનિસાનયતના તરીકાથી તમામ ઉલટો નહી હતો?

મોહોબત દેવીની તેણી ગુલામ બની હતી. સોહરાબમાં તેણીની દુન્યા સમાયલી હતી. તેણીના દુઃખ સુખનો તે સારો આધાર હતો, તો તેને ગમે તેવા ભારી ભોગે પણ એક હાથ કરવામાં શું તે વાજબી નહી હતી? તેને તજવા કરતાં તો મરવું વધારે બેહેતર હતું!

ભલાઈ અને બુંદાઇ, નેકી અને બદી વચ્ચે પાછું તેણીની નાજુક છાતીમાં એક નાનું યુધ્ધ તે વિચારો ઉલટા સુલટી આવતાં જાગ્યું.

* * *

બસ સરદાર નવરોજજીને મનશે તો ગજબ થયો હતો, દુન્યાજ ઉલટાઈ ગઇ હતી. તેવણ કોઇનું મનાવ્યું માંનતા કે સમજાવ્યું સમજતાં નહી હતા. અદીની અને ફ્રેનીની નામોશી જોઇ તેવણ લોહીનાજ આસુઓ રડતા હતા. મેહેતા ખાનદાનનો નબીરો એવો એક નીચ અપરાધ કરે એ તેવણને મનશે પુર્વનો સુર્ય પશ્રીમથી ઉગવા જેવું હતું. એક નહી ખમી કે સાંખી શકાય એવી નામોશી હતી. એક નહી રૂજાઇ શકાય એવો કાટીલ જખમ હતો, અને વધુ કાટીલ તે એટલાં માટે હતો કે ફ્રેની પણ અદીના તે અજીમ અપરાધમાં ભાગ્યણ હતી.

તે ડોસો કોઇનું સમજાવેલું સમજતોજ નહી હતો. હૉલમાંથી બીજા બંધા પરોણાઓ દાંય બાંય થઈ જવા પછી સોહરાબે બુધ્ધા નવરોજજીની અદી નીર્દોષ હતો એવી ખાત્રી અનેક તરકીબથી કરવાની તજવીજ કરી; મગર બધું પથ્થર પર પાણી. સરદાર નવરોજજી તો બસ કહી કહીને એમજ કહેતા હતા કે કપુત અદીએ તેવણના બાપદાદાના મોટાં નામને એબ લગાડી હતી.

"મને લાગેછ કે એ કાંઈ ગંભીર ભુલ છે," સોહરાબે સત્તરસોમી વાર તે ડોસાજીને ઉપલું સમજાવ્યું.

"નહી, જરા બી નહી," તેવણ બજીદ બન્યા.

"તમે અમથાજ જીદ કરોછ નવરોજજી," સોહોરાબે પ્રોટેસ્ટ કર્યો.

"નહી હું જીદ કરતો નથી. સોહરાબ બધુ આપના મીસાલ ખુલ્લું છે. અદીજ કમબખ્ત ગુનેહગાર છે. તે જુગારમાં હાર્યો હશે, જુગારનો લખ અમારામાં વંશપરમપરા ઉતરી આવેલો છે. કરજ કીધું હશે, અને તે ફેરવવા આય નીચ કામ કરવા હાથ લંબાવ્યો હશે."

"તમે અદીને નાહકનો ગેરઇનસાફ કરોછ," સોહરાબ બોલ્યો, "અદી માત્ર કંઇ સંજોગનો ભોગ થઈ પડેલો મને લાગેછ, અદી એવું કામ કરે એ હું માનતો નથી."

"બસ, બસ, સોહરાબ માહરૂં માથું ફોકટ ના ખા. મને ખોટું સમજાવવાની મીહયા કોશીશ ના કર. હું કંઇ બચ્ચું નથી કે તાહરૂં સમજાવેલું સમજી જાઉં. અલબતાં તેમ કરવામાં તાહરી મતલબ ભલી છે, એ હું જાણુંછ ને તેની કદર પીછાનુંછ. પણ તાહરી ખેંચીતાણી ઉભી કરેલી વગર મદારની દલીલોથી તું મને સમજાવવાની આશા રાખતો હોય તો તે ફઝુલ છે."

આલાં આ વખતે પોતાના રૂમમાંથી નીકળી હૉલમાં આવી, અને તેઓ વાત કરતા બેઠા હતા ત્યાં આવી એક ખુરશી ઉપર ગોથવાઈ!

"તમારી હઠ ને મમત આગળ લાચાર છુ, નવરોજજી," સોહરાબ બોલ્યો, "તમે એટલા બધા અવિચારી કેમ બનોછ? દાનાવ ને દુર અંદેશ થઇ સુધ્ધી બુધ્ધી શાંની ગુમાવી બેસોછ? શું અદી પર તમને આજ વેર વીશવાશ નહી હતો?"

"ઘણોજ હતો?"

"ત્યારે—ત્યારે તમારો તે વીશવાશ ક્યાં ગયો?"

"જહાનમ્મા," નવરોજજી બખાલ્યા, "આવા એક નીચ કરતુકી પર વધુ વાર તે શું વીશવાશ રાખું?–મુવો એ માહરે પેટેનો અવતરતોજ. એને માહરા કુટુંબને કલંક લગાડયોછ."

"તમે એટલા બધા કઠોર કાંય બનોછ?" આલાં બોલી, "અદી ગુનેહગાર હોય એમ હું પણ માનતી નથી."

"આલાંમાય, બસ કરો, ખુદા ખાતર, બસ કરો," સરદાર નવરોજજી કરગરી બોલ્યા, "માહરી આગળ બનાવટી સમજાવતો ના ઉભી કરો."

"બનાવતી સમજાવત કંઇ હું ઉભી કરતી નથી," આલાં બોલી, "હું ખરો ખુલાસો કરવા તમારી આગળ આવીછ. ધીરજથી વિચાર કરત મને લાગેછ કે આય ગડબડ ગ્રોંટાલાની મોહોકાણ હુંજ છેઉં."

"તે કેમ," સોહરાબ ચમકીને બોલ્યો; અને આલાં તરફ જોયું. અત્રે જણાવવાની જરૂર નથી કે જે સમજાવત અદી નીર્દોષ હોવાની બુઢા નવરોજી આગળ સોહરાબ કરી રહયો હતો તે માત્ર બહારનીજ હતી. ખુદ તે પોતે તો બે ભાઈ બેહેનમાનું કોઈ બી એક ગુનેહગાર હતું એમ ખાત્રીથી માનતો હતો. પણ તે કોણ હતું—અદી કે ફ્રેની—તે તે નકકી કરી શકતો નહીં હતો.

"ગઈ રાતે ફ્રેનીએ માહરો દાદર ઉપર પડી ગયલો નેકલેસ લાવી આપ્યા પછી મેંજ ધકમાં ને ધકમાં હું અર્ધાં ઉંઘમાં હોવાને લીધે ફ્રેનીના ઝવેલ કેસમાં તે ભુલમાં મુકી દીધો હશે, ને તેથીજ આય બધી મોહકાણુ વલી ગઇછ."

"તમે ઘણાં—ઘણાંજ ભલાં છેવ, આલાંમાય," નવરોજજી બોલ્યા, "અદીના બચાવમાં આય તો તમારી લાયકી બોલેછ. તમારી એ બધી ભલાઇની હું કદર કરૂંછ. પણ તેથી કંઇ અદી માટેનો માહરો વિચાર ફરનાર નથી."

"નવરોજજી, મેં કહયુંછ તે ખરૂંજ છે," આલાં અસર કરે એવા સાદે બોલી, "એ કામની જોખમદાર હુંજ છેઉં."

"તમારી સમજાવત વ્યર્થ છે. અદી—કમબખ્ત અદીજ ગુનેહગાર છે."

"ખુદાને ખાતર નવરોજજી હું તમુંને કહુંછ તે માનો?"

"કદી નહી. સુર્ય સાંમે ધુલ ફેંકવાથી કંઇ તે ઝાંખો પડતો નથી; તેમજ સચ્ચાઈ છુપાવ્યાથી છુપી શકતી નથી."

"નવરોજજી, તમે કેવી પ્રકારના હથીલા ને બોહશીલા છેવ," સોહરાબે વચે પડી સમજાવ્યું, "અદી એવો અપરાધ કદી થઈ કરે નહીં એવી અમે તમને અંગત ખાત્રી આપ્યેછ, તો બી તમે સમજતા લાગતા નથી."

"માહરા દીલશોઝ ખયરખવાહો," નવરોજજી બોલ્યા, "મને ના સતાવો? માહરાં દુઃખી બનેલાં જીગરને જીયાદા આઝોરદે ના કરો."

"નવરોજજી વિચાર કરો, હું કહુંછ તે ખરૂં છે, બનવાજોગ છે," આલાં રગરી બોલી.

"બીલકુલ નહી."

"અજબ પ્રકારના તમે હઠીલા પારસી છેવ?" સોહરાબ બોલ્યો.

"અરે પણ મને તમો દેખતી આંખે આંધલો બનાવોછ તે કેમ બને?" નવરોજજી ચીચવાયા.

"પણ બધું આઇના પેરે સાફ છે કે અદી—"

"ચોર છે," સોહરાબને બોલતો અટકાવી નવરોજજી બોલી ઉઠયા.

"એ નહી, એમ ના બોલો, નવરોજજી," આલાં હાથ જોડી બોલી, "અદી નીર્દોષ છે."

"હું કોઇ કાલે માનનાર નથી."

"પણુ તમારા પરોણાઓને શું ખુલાશો કરશો?" સોહોરાબે પુછયું.

"હું તેઓને શું નાંકે મોઢું બી દેખડાઉં તે સમજી શકતો નથી," સરદાર નવરોજજી ગદગદી પડી બોલ્યા, "હું કંઈબી ખુલાશો કરનાર નથી."

"તો મને તે કરવાનો રજા આપો," આલાં નવરોજજીનો હાથ પકડા બોલી, "હું તેઓ બધાંને સમજાવશ."

* * *

ઘણીએક રીકજીક અને તકરાર પછી સરદાર નવરોજજી આલાંની મરજીને તાબે થયા. ઉપકારના ઉભરાથી ઉભરાતી છાતી સહીત તેવણુ ઘરૂેજ ગગલતે સાદે બોલ્યા, "જો તમારી એવીજ ઇચ્છા છે તો હું નાચાર છેઉં. સત્ય છુપાવવા હું માંગતો નથી, પણુ તમો મેહેરબાનો આટલી દીલશોઝી અને જાન-ફેશાનીથી મને બોંહોશજ કરોછ તો હું તમારી તે ભલી માંગણી ના પાડી પણુ શકતો નથી. તમારો આય આભાર નહીં ભુલાય એવો છે," ડોસાજી આંખમાં આસુંઓ સહીત બોલ્યા, "આલાંમાય, તમે જે મોટો સ્વભોગ માહરાં કુટુંબના નામને નીભાવી રાખવા ખાતર આપવા આર્જુમંદ છેવ તે માહરી ઉપર આ અચગુચા આવી પડેલા નામોશીના કચડી નાખનારા ફટકામાં મોટા દિલાસારૂપ છે. તમે એક સાચ્ચા ખયરખવાહ અને દીલશોઝ દોસ્ત અમારાં કુટુંબના નિસંદેહ પુરવાર થયાં છો. ખુદા તમને સુખી રાખે. આલાંમાય, સોહરાબ, તમે બેઉ પરોણાઓને ગમે તેમ સમજાવજો, હું તેઓને માહરૂં મોઢું બી બતલાવવા ઇચ્છતો નથી. અરે! હું બતાઉંજ કેમ? આન જઇફીમાં આવી બુરી હીણુપસતી-હુ-હુ—"

તે ડોસો રડી પડયો, આલાં અને સોહરાબને પણુ તેની દુરદશા જોઇ લાગી આવ્યું. સોહરાબની આંખમાંથી પણુ તે ભલા પોતાના પીતા સમાન મુરબ્બી મિત્રને રડતાં જોઈ આંસુ બહાર આવ્યાં. તે બચપણુથીજ સરદાર નવરોજજીના અંગત સમાગમમાં આવ્યો હતો. નવરોજજી અને તેનો બાપ ઘણુાંજ ફ્રાસ્ટ ફ્રેન્ડો હતા, અને તે (સોહરાબ) નવરોજજીના પગ આગલજ રમતો ઉધર્યો હતો, અને, તેથી, એક મુરબ્બી જેતુંજ માન તે તેવણુ તરફ રાખતો હતો.

તે તેવણુને રડતાં બીલકુલ જોઇજ શકયો નહીં. તેનો ડીંઓ પણ ભરાઇ આવ્યો. પણ પોતા ઉપર જેમ તેમ કાબુ સાચવી, આંખમાં આવેલાં આંસુઓ ખંખેરી નાંખી, તેને નવરોજજીને બની શકતો ઘણો ઘણો દીલાસો દીધો; અને પછી પતાવી સમજાવી તેવણુના રૂમમાં તેવણુને મુકી આવ્યો.

સરદાર નવરોજજીને તેવણુના રૂમમાં પોહોંચાડી તે હૉલમાંજ પાછો ફર્યો. આલાં હજી ત્યાંજ હતી. તેણીએ પોતાની અદગ મિત્રાચારીનો ઘણો ઉમદા ઉંચો છાપ સોહરાબના મન ઉપર પોતાની નમુનેદાર વર્તણુંકે બેસાડયો હતો. પોતાને માથે બદી યા ફેનીનો ગુનાહ ઘણીજ પ્રશંસા પાત્ર અને કદર કરવા જોગ રવેસે પોતાના ઉમદા ખવાસથી હોરી લેવાના તેણીના મતલબી આવભાવે સોહરાબના મન ઉપર ઘણી ઉંડી અસર કરી હતી.

શું ત્યારે આલાંના જીગરમાં થએલી નેકી અને બદીની જુંબેસમાં નેકી કામયાબ નીકળી હતી કે એવો ખુલાશો આલાંએ કર્યો હતો? ના, બીલકુલ નહીં. તે માત્ર તે લુચ્ચી સ્ત્રીનો એક બીજો દાવપેચ હતો, એક પ્રમાણીક પ્રપંચ હતો. તે થાવકી ગણત્રીબાજે ઘણીજ સફાઇથી અને ચાલાકીથી એ ગોળો ગબડાવી પોતાને વધારે સલામત સ્થિતીમાં મુકી હતી. સાથ સાથ વલી સરદાર નવરોજજીની વ્હાલી બની હતી, મેહેતા ખાનદાંનની ખરી દીલશોઝ રફીક થડી હતી. તેણીએ અગાઉથીજ ખાત્રીથી ધારી લીધું હતું, કે આવો કંઇ ખુલાશો જો તેણી કરશે તો સાંમી વધુ ભલીમાં ખપશે, અને પોતાની મુરાદમાં બી જલદી કામયાબી પામશે; તેની અસરો ઘણી રૂડી અને ફળદાયક નીવડશે. અને તે મકકાર મહીલા પોતાની ધારણામાં કેટલી ન ધારી હદ સુધી ફાવી ગઈ તે આપણે જોઈ આવ્યા.

"ગરીબ બિચારા નવરોજજી, મને તેવણુની ઘણીજ દયા આવેછ," આલાં સોહરાબ પાછો ફરતાં દયાથી તે બિચારા માટે દાઝી જવાના શીકુર ફેલાવતાં બોલી.

"પીટી!" સોહરાબે ખરે મને બલાપો કર્યો.

"માહરાથીજ આય મોહોકાણ વલીછ," આલાં ધીમેથી બોલી. પોતાના ખુલાસાની શી અસર થવા તેના પર પામી હતી તે તે જાણવા ચાહતી હતી.

"થેંકસ, ફૉર ધૅટ લાઇ," સોહરાબ બોલ્યો, "ઇટ ઇઝ મૅગ્નીફીશન્ટ ઑફ યુ?"

"ઇટ ઇઝ નો લાઈ," આલાં બોલી, "એ ખરૂ છે ને તે હવે બધા જાણુશે."

"શુ ખરેખર તમે બધા પરોણાઓ આગલ એ ખુલાસો કરવા માગોછ?" સોહરાબે તેણી તરફ વખાણની નજરે જોઇ પુછયું.

"હા"

સોહરાબ તેણીની નજદીક આવ્યો, અને તેણીનો હાથ પોતાના હાથમાં લઇ તે માનથી ચુમ્યો, "આલાંમાય, તમે ઘણાજ–ઘણાંજ ભલાં છેવ. આ રીયલ ફ્રેન્ડ."

આલાંનુ જીગર ભારે ખુશહાલીને મારે તેના ગલાંમાં આવી ખુદું. તેણીની રગેરગમાં ખુશહાલી વ્યાપી રહી.

"ઠેંક ગૉડ કે તમે જેવાં એક ખરાં સાચ્ચાં મિત્ર હાલ માહાલમાં છેવ. ખચ્ચીતજ તમારો આભાર નહી ભુલાય તેવો છે. આજેજ મેં તમને પુરાં પીછાન્યાંછ. તમારાં ખરાં રંગરૂપમાં તમને જોયાંછ. આપણે બધાં આગલ એજ ખુલાશો કરશું, પણ મુશકેલી માત્ર સરદાર નવરોજજી ને અદીને પોતાને સમજાવવાની છે. તે જો તમારાથી બને—"

"આઈ વીલ ત્રાઈ," આલાં બોલી, સોહરાબે પોતાનું હેશાન પ્રદશીત કરવા તેણીનો હાથ જોરમાં ચાંપ્યો.

"મિત્ર હોજો તો તમો જેવોજ હોજો!" તે બોલ્યો, "તમે જે ભોગ આપ્યોછ તેની કદર—"

"એ ભોગ નથી. હું કહુંછ તે સાચ્ચું છે" આલાં બબડી.

સોહરાબ હસ્યો.

"આલાંમાય, મને છેતરવાની મીઠયા તજવીજ તો કરતાંજ ના. આપણે બે મળી બીજાઓને બનાવીશું. પણ તે પેહેલાં બને તો એ બાબદની સચ્ચાઇ આપણને શોધવી જોઇએ. ખરૂં કહો આલાંમાય આય ભોગ તમે કોણને ખાતર આપવાં તૈયાર થયાંછ?"

આલાં લાલ બની ગઇ. તેણીએ ચાલી જવા કર્યું, પણ સોહરાબે તેણીને રોકી રાખી.

"કેનીને ખાતર?" તેણી ધીમેથી બોલી, અને પછી હાથ છટકાવી હૉલમાંથી નાઠી.

સોહરાબ તેણીના દોડી જતા આકારને ટીકતો ઉભો.

આલાં બામજી તેની પર મરી ફીટટી હતી એ વિચાર ફરી એકવાર તેનાં દીલમાં સજીવન થયો, અને તે બી કંઇ જુદાંજ નવા રૂપમાં.

તેણી તેને ચાહતી હતી છતાં તે બીજીનો થયો હતો, બીજી કે જેને તેને માટે એક ટચાકડી ભાર બી પરવાહ હોય એમ લાગતું નહી હતું. બીજી કે જેના હાથની તેને જે દાહાડે માંગણી કરી હતી તેજ દાહાડે-તેજ રાતે પોતાનું સ્વમાન વેચી ચુકી હતી, પોતાની ઇજ્જત ગુમાવી બેઠી હતી!!

## પ્રકરણ ૧૮ મું.

### સોહરાબને ખાતર.

આલાં સાચુંજ બોલી હતી, મગર તેણીએ આશા રાખી હતી અને અનુમાન ખેંચ્યું હતું તેમ તે સર્વેએ જુઠુંજ માન્યું; અને વળી ઉપરથી તેણી ભલાઇના ભંડાર ને દીલશોઝ ખ્યરખવાહમાં ખપી.

સોહરાબે દરેક પરોણા આગળ તેણીની મરજી અનુસાર ખુલાસો કર્યો કે તેણીની એક કમનસીબ ગફ્લતીભરી ભુલનું તે બધું એક પરીણામ હતું. ફ્રેનીએ રાતના મોડેથી તેણીને નેકલેસ હવાલે કર્યો હતો, જે અર્ધી ઉંઘના બેધ્યાનપણામાં ફ્રેનીનાજ ઝવેલ કેસમાં તેણીએ (આલાંએ) ભુલમાં મુકયો હતો, અને, તેથી, તે બધો ગોટાલો ઉભો થવા પામ્યો હતો.

અલબતાંએ દેખીતો ઠીગડાં મારેલો ખુલાસો પરોણાઓને ગલે તો ઉતર્યોજ નહી. તરેહવાર આડાતીડા સવાલો તે સંબંધી તેઓએ સોહરાબને કર્યા, અને તે બાપડાએ પોતાની બનતી કાબેલ્યત વાપડી તેના ઘટટા જવાબો કર્યા.

આલાં સોહરાબથી છુટી પડયા પછી પોતાના રૂમમાં દોડી. તેણીની છાતી ભારે હરખને મારે ઉડતી હતી. તેણીનો જીવ સોહરાબના છેલ્લા શબ્દોથી બાગબાગ થઇ ગયો હતો. પોતાની આશા અંતે પુરી થશે, તેણીની ધારણા અંતે સફલ થશે, તેણીએ ખેંચેલી બેશયાર રંજનો બદલો તેણીને મલશે એ વિચારથી આલાં આનંદમાં પ્રફુલ્લીત બની ગઇ.

અફસોસ! તેણીના દીલમાંની તમામ ભલી લાગણીઓ નાબુદ થઇ ગઇ હતી. ફ્રેની માટેની તેણીની પ્રીતી, સરદાર નવરોજજી માટેનું માન, તેવણનું અપાર હેશાંન એ તમામ તે વિસારી બેઠી હતી. પોતાની મતલબમાં ફાવવા સારૂ, પોતાની મુરાદ બર લાવવા સારૂ એ સઘલું તેણીએ વા પર વખાતું છોડી દીધું હતું.

પોતાના હરખનો ઉભરો સમી જતાં તે ઉઠી—એક મુશકેલમાં મુશકેલ ભાગ ભજવવા તેણી પુરતી ગંભીર બની ઉઠી, અને ફ્રેનીના બારણાં પર ટકોરા માર્યા. અદીએ તે ખોલ્યું, અને તે અંદર દાખલ થઈ.

ફ્રેની બીછાના ઉપર રડમસ ચેહેરે અરડાઈ પડી હતી; આંસુઓની ધારા તેણીના ગોરા ઘટમારા ગાલો પરથી ટપકતી હતી. તેણીના કેશ છુટી જઇ વેરવીખેર તેણીની ગરદન આસપાસ પડયા હતા.

આલાં તેણી આગલ જઇ તેણી પાસ બીછાના ઉપર ગોથવાઇ. અદી અદબવાલી બારીને અઘેલી તે બેઉને ગમખાર ચશમોએ જોતો ઉદાશ ઉભો.

"ફ્રેની—અદી," આલાં ધીરેથી બોલી, "તમે કાય નાહકનો કાગનો વાઘ કરોછ? ખાલી શું કામ એટલો ફ્સ કરોછ? મુઈ દમ વગરની નીરજીવ વાતને શા સબબ સર એટલું ગંભીર રૂપ આપોછ?"

"આલાં બેહેન, આય કંઇ ન્હાની સુની વાત નથી. મેહેતા ખાનદાનની ઈજ્જતનો એ એક ગંભીર સવાલ છે," ફ્રેનીએ ગંભીરાઇથી કહયું.

"પણ બન્યુંછજ શું જે તમો એમ ઇજ્જત ને ઇમાનની લાંબી લાંબી વાત કરોછ?" આલાએ પ્રશ્ન પુછયો.

ફ્રેની અને અદી એકમેકનું કોહું જોવા પડયાં. તેઓ જવાબ શું કરે? તેઓ બેઉ ખાત્રીથી માનતાં હતાં જો કે અલબતાં તે તમામ ગલત હતું છતાં કે તે બેમાનું કોઈ એક ગુનેહગાર હતું. અદી ફ્રેનીને અને ફ્રેની અદીને શકની નજરથી જોતી હતી. ઉલટા સુલટી બેરહેમ સંજોગના સપાટામાં તેઓ એવાં તો સાબુત સપડાયાં હતાં કે તેઓ કંઇ તેવું ધારે તેમાં નવાઇ શું છે? અદી ફ્રેની માટે કેમ શક ખાઇ ગયો તે તો વાંચનારાં સજ્જનોને રોશન છે, મગર ફ્રેની પોતાના ભાઇ માટે કેમ શકાન્ની બની તે હવે આપણે જોઇએ.

અદી કદાચ આગલી રાતે જુગારમાં વધુ હાર્યો હશે, અને કદાચ ફ્રેની ગુસ્સો કરે કરી તે વાત તેણીથી છુપાવી હશે; અને વધી ગયલું કરજ ભરવા થકી આલાંનો નેકલેસ અદીએ તફડાવ્યો હશે એવું ફ્રેનીએ અનુમાન કર્યું. અને કરમસંજોગે બનાવ એવો બન્યો કે આલાંનો નેકલેસ પડી ગયો, અને તે અદીનેજ મલ્યો, અને તેણે તે પોતાની બેહેનને આલાંને સ્વાધીન કરવા સોંપ્યો. અલબતાં આ બનાવે અદીને પોતાની પાપી ધારણામાં વધારે લલચાવ્યો હશે, એમ ફ્રેનીએ વિચાર્યું, અને તે તેણીનું વિચારવું કઇ છેકજ અસંભવીત યા મદાર વિનાનું તો નહીંજ હતું. એકવાર આલાંનો ગુમાયલો નેકલેસ અદીને મલ્યો હતો, અને

તુરતજ તેણે તે પોતાની બેહેન મારફતે તેણીને સપુદ કરાવ્યો હતો તો તેજ પાછો તે તફડાવે એમ માનવું બેહુદું અને અકલથી દુર ધારી તે ટકનો લાભ લઇ કાંય નહી અદીએજ તે અઘોર કર્મ કર્યું હોય? એવી ફ્રેનીની દલીલ હતી, અને બેશક તે કંઇ દમ વગરની આજુબાજુના 'સરકમસ્ટનસીસો' જોતાં તો નજ હતી.

"નેકલેસ ચોરાયોછજ કાંહાં જે તમે અમથાં એટલી બધી ગડબડ કરોછ," આલાં તેઓને લા જવાબ જોઇ બોલી.

"ચોરાયોછજ કાંહાં એટલે?" અદી આચંબો પામી બોલ્યો.

"માહરા ઝવેલ કેસમાંથી તે નીકલ્યો એટલે–એટલે?" ફ્રેની બોલી, અને બહુજ દયાજનક ચેહેરે અદી તરફ નીગાહ કરી. તેણી વધુ બોલતાં અચકી ગઈ.

"પણ–પણ કેસમાંથી નીકલ્યો તેથી શું થયું?" આલાંએ તકરાર ઉઠાવી "મેંજ તે તાંહાં મુકેલો ઉતો?"

"વૉટ? શુંઉં?" જાણે છેલ્લો કેટલોક વખત થયો તેવોજ કાંઈ આઇડીયા તેના મગજમાં રમી રહયો હોય, પણ તેને તે શબ્દરૂપ આપી શકયો નહી હોય તેવી ફીસમે અદી પુકારી ઉઠયો.

"મેં તે તાંહાં મુકેલો હતો," આલાં ધીમેથી સ્પષ્ટ અવાજે પાછું બોલી.

"હાઉ કેન ધૅટ બી?" ફ્રેની બોલી, "ઇટિ ઇઝ ઇમ્પોશીબલ"

"નો! નૉટ ઍટ ઑલ," આલાં બોલી, "ફ્રેની, અદી હું કહુંછ તે ખરૂં છે. એમાં નહી બનવાજોગ સેહેજ બી નથી. ધીરેથી વિચાર કરતાં મને સ્ટ્રાઇક થાયછ કે રાતના ફ્રેનીએ મને નેકલેસ લાવી આપ્યા પછી મેં તે બેધ્યાનપનામાં ફ્રેનીના કેસમાં મુકેલો."

"પણ તમે અર્ધા કલાકની વાતપર તો સાફ નામુકર ગયા કે ફ્રેનીએ રાતના નેકલેસ તમને આપેલોજ નથી" અદીએ શકમંદ બની પુછયું.

"તે માહરી ભુલ હતી. ધીરજથી દરયાફત કરતાં ખરી વાતનું ભાન હવે મને થાયછ," આલાંએ પોતાના હોઠો પીસી જવાબ કર્યો.

"પણ મેં તો તે તમારા ઝવેલકેસમાં માહરે હાથે મુકયો હતો," ફ્રેનીએ આલાંની વાતનું ખોટારૂં ખુલ્લું કર્યું. તેણીની આ તકરારનો જવાબ કરવા આલાં અશકત હતી.

"તું–તું–કંઈ ભુલ કરેછ," જરા વાર રહી તેણી બબડી.

"નહીં મને બરાબર ધ્યાન છે;" ફ્રેની મક્કમતાથી બોલી.

આલાંએ ખભાં ચઢાવ્યાં.

"તું કંઇ ભુલ કરેછ, ફ્રેની. બધો એમાં વાંક માહરો છે." આલાં બોલી, "માહરીજ એ કઢંગી ભુલથી એ બધો ગડબડ ઘોંટાલો થઈ ગયોછ."

"થેંકસ! આલાંમાય, તમે ઘણાં ભલાં છેવ. વૅરી કાઇન્ડ ઑફ યુ. ખરી વાત શું છે તે મને ખબર છે," અદી બોલ્યો અને ફ્રેની તરફ સુકી તસ ગમખાર ચશમોએ જોયું. આલાંનું બોલવું તેના ધ્યાનમાં બીલકુલ ઉતર્યુંજ નહીં; તે તો ફ્રેનીનેજ અપરાધી ધારતો હતો. તેને રાતે ફ્રેનીને આલાંને આપવા આપેલો નેકલેસ તેણીએ (ફ્રેનીએ) આલાંને આપ્યોજ નહી હશે, અને પોતાના કેસમાં ઠેસવી દીધો હશે, એવુંજ તે કંઇ વધતી ઓછી ખાત્રી સમેત માનતો હતો.

"તમારી ઘણીજ મેહેરબાની છે. તમે ઘણાંજ માયાલુ અદી કહેછ તેમ છેવ," ફ્રેની બોલી, અને પછી અદી તરફ ઉદાશીથી પુર એક ગમગીન નજર નાંખી તેણે આગલ ચલાવ્યું, "ખરી વાતથી હું વાકેફ છેઉં !"

"મેં જે કહ્યું તે ખરૂં છે," આલાં જવા ઉઠતાં બોલી, "એ વાત મેં નવરોજજી તથા સોહરાબજીને પણ કહીચ, ને તેઓ પણ એ માનેછ. અત્યાર આગમચનાં બધાં પરોણાઓ પણ એ વાતથી વાકેફ થઇ ચુકયાંછ, ને તે લોક પણ બીલીવ કરેછ. હું તમને પણ તે માનવાની ભલામન કરૂંછ. હવે એ વાત ખાઈ જાઓ, કંઇ બન્યુંજ નહી હોય તેમ વર્તો."

આલાં એટલું બોલી ગઇ.

---

## પ્રકરણ ૧૯ મું.

---

### ભાઈની ભલાઈ.

તે બેઉ ભાઈ બેહેન વચ્ચે કશો બી મનમાનતો ખુલાશો હજી થયો નહીં હતો. અદી કાહારનો જુદી જુદી કીસમે ફ્રેનીને દીલાસોજ દયા કરતો હતો. આલાંના રૂમ છોડી ગયા પછી પણ પાછો તે તેણી આગલ જઈ બેઠો, અને એક ગંભીર તેમજ લાંબી ચુપકીદી તેઓ વચ્ચે ફેલાઈ. અદી સમજીજ શકયો નહીં કે એ ફ્રેનીને થયું શું હતું? કાંય તેણી એમ લેહજ સકમબકમ બની ગઇ હતી? પોતાના દીલનો ભરમ ખોલી દમ

અદીના વસવસાને કાંય નહી દુર કરી નાંખતી હતી? તે ઉલટાવી ઉલટાવીને ફ્રેનીને સાચું કબુલી દેવા, ખરૂ બોલી દેવા છેલ્લા દોઢ કલાક થયા પોતાનામાં વીશવાસ મેલવાની ખાત્રીઓ પર ખાત્રીઓ આપી કરગરીને કહેતો હતો, પણ ફ્રેની લા જવાબ ચુપ બેસી રહી હતી; અને બેફામ જેવી ડાલા ફાડી અદીને ટીકતી હતી. જાણે તેણીની સમજ શકિત, સુધ્ધી બુધ્ધી ગુમ થઇ ગઇ હોયની!

"પણ એ જે બન્યું હોય તે બોલી કાંય નહીં દેતી કે હું કંઇ ઉપાય આદરૂં? શું એ બોલતાં અચકાયછ—લજવાયછ. ત્યારે શું આવું નીરલજ કામ કરતાં એને આંચકી કે લાજ નહી આવી?" તે મનશે વિંચારતો, "વખતે એ માહરી પાસ બોલાવા માંગતી હોશે કે એક કર્મ મેં કીધુંછ, અને પોતે નીષકલંક રહેવા ઇચ્છિતી હશે," પછી એમ ધારી તેને મોટેથી ઉમેર્યું, "ફ્રેની, એ કામ મેં કીધુંછ!"

ફ્રેની ચુપ બેસીજ રહી.

"ફ્રેની, સમજેછ કે, એ કામ મેં કીધુંછ," તે જરા વાર રહી પાછું બોલ્યો.

ફ્રેનીએ હજી પણ કંઇ જવાબ કર્યો નહીં. પોતાનો ઘટમારો ગોરો હાથ ધીરેથી તેણીએ પોતાનાં કપાલ ઉપર ફેરવ્યો, જાણે કંઈ નાપસંદ ખ્યાલોને પોતાના મગજમાથી તેમ કરી હાંકી કાઢવા માંગતી હોયની તેમ.

"કહે કે એ એક ભુલ હતી," અદી તેણીને ચુપ જોઇ ખોખરા સાદે બોલ્યો, "ફ્રેની બોલ કે એ એક ચુક હતી. ઘડી ભરના બેધ્યાનપણાની ઘેલ્છામાં તેં એ મીસ્ટેક કરી, અથવા તો રાતે મેં તેને નેકલેસ આપ્યા પછી તું આલાંને આપવા ગઈ પણ તેણીને નીંદમાં જોઇ સહવારે સોંપશે એવા ખ્યાલથી તેં તાહરા કેસમાં તેટલાં મુકયો, ને પછી સહવારના તું તે કાધી લેવાનું ભુલી ગઇ."

અદીએ રૂમાલ કાઢી પોતાનું પરસેવાથી ભીંજાઇ ગયલું કપાળ જોરમાં લુછયું.

"તું બોલતી કાંય નહી?" અદી ઘણાં દયાજનક સાદે દુ:ખથી હાથ મસલતાં બોલ્યો, "કંઈ ખુલાશો કરતી કાંય નહી? ફ્રેની, બોલ, વાસ્તે ખુદા કંઈ કહે? ખુલાશો કર?"

"અદી કહેવાનું કાંઇજ નથી," નસોસ ફીસમે પોતાનું સુંદર સર ધુંણાવી ફ્રેની અંતે બોલી, "હું નહી સમજી શકતી કે તું શું કહેવા

માંગેછ. તેં શું મને ગઇ રાતે નેકલેસ આપેલો ? અગર જો આપ્યો બી હોય તો—તો—"

"તો શું ? ફ્રેની, તો શું ?" અદી તેને વળી ચુપ થઈ ગયલી જોઇ ખુબ કરગરીને બોલ્યો.

"પણ હવે એ વાત જવા દે. આલાં હમનાંજ કહી ગઇ કે તે તેણીએ ભુલમાં માહરા કેસમાં મુકયો હતો ને તે વાત બધાં માનેછ, તો પછી-પછી-જાસ્તી શું જોઇએછ ?" ફ્રેની બોલી, અને અત્યાર સુધી તેણીએ જાલવી રાખેલી ચુપકીદી છુટી ગઈ.

"અદી-અદી, તેં શું કામ એ કીધું ? કાંય કીધું ? અરેરે ! તે આપણા પર કેટલી ખુવ્હારી ને નામોશી લાવી મુકીછ ?" એટલું બોલી ફ્રેનીએ પોતાનો ચેહેરો બંને હાથોમાં છુપાવી દીધો, અને રડી પડી. અદી અજાયબ બની તેણીને ટીકવા લાગો.

"યા પરવરદીગાર ! એ શું માજરો છે ?" તે મનશે પટપટયો, "શું ફ્રેનીનું મસ્તક ઠેકાણે નથી ?"

તેને ભાંગાટુટા શબ્દોમાં તેણી આગળથી તે ઝવેલ કેસ લઇ સહવારના માહાલમાથી નીકલ્યો, ને ત્યાર પછી શું બન્યું તેનો ખુલાશો ફ્રેની આગળ કર્યો.

"હું પાછો આયો એટલાં માટેજ કે હું નહી સમજી શકયો કે એ કેમ બન્યું ?" તે છેવટે બોલ્યો, "ને-ને-તને બચાવવા માટે. પણ મને ઘણું મોડું થયું ?"

"મને બચાવવા ?" ફ્રેની 'હીસ્ટરીકલી' બોલી, અને તેઓ વચ્ચે પાછી ચુપકીદી ફેલાઈ. એક નહી સમજ પડે એવું ભેદી ઉખ્યાણું તે બેઉ ભાઇ બેહેન આગલ ડોળા ઘુરકતું પડયું હતું કે જે ઉકલાવવા તેઓ બેઉ અશકત હતાં.

"બાવા શું ધારતા હશે ?" અદીએ જરા વાર રહી પ્રશ્ન કર્યો.

"આપણુને બેઉને ગુનેહગાર !"

"હું બી એમજ માનુંછ," અદી બોલ્યો, "પરોણાઓ આલાંએ કરેલી વાત ખરી માને તો બસ છે."

"હા ! એટલુંજ હું બી ઇચ્છુંછ," ફ્રેનીએ પોતાની મુરાદનો પડઘો કર્યો, "આલાં ઘણીજ ભલી છે."

"બેશકીતજ, એની આ ભલાઇ ન વિસરાય તેવી છે," અદીએ પોતાની બેહેનના બોલવાને અનુમોદન આપ્યું.

તે કમનશીબ બેખબરોને કયાં ખબર હતી કે તેઓ પરની એ બધી વિપદીઓનું મુળ ખુદ એ તેઓની ભલી આલાં પોતેજ હતી. તેણીની બધી દેખીતી ભલાઇ તેઓ કાજે બાતેનની બુરાઇ હતી.

“અદી, અદી હવે તું શું કરશે?” ફ્રેનીએ જરા વાર રહી સોકાતુર સાદે પુછ્યું.

“માહરૂં તો હવે સમજીયા, પણ તાહરૂં શું થશે? સોહરાબ કંઈ—”

“સોહરાબને હું આ હીણપ્સતી સાથ પરણી શકશ નહી,” ફ્રેની પોતાના ભાઇને બોલતો અટકાવી બોલી, તેણીની સુંદર ચશમોમાં પાણી ભરાઇ આંવ્યાં. અદીનું જીગર પોતાની વ્હાલી બેહેનનું તે જાલેમ દુઃખ જોઇ ચીરાઈ ગયું.

“તેં એ માહરે ખાતર કીધું મને મદદ કરવા કીધું, ફ્રેની, ને હવે માહરી પવીત્ર ફરજ છે કે માહરે તને બનતી મદદ કરવી. ડીયર ગર્લ માહરે માથે કાળી ટીલી ચોંટે તો કંઇ હરકટ નહી, તું સુખી થાય એટલે બસ? તાહરી સામે કોઈ શકની આંગળી કરીજ ન શકે તે માટે હું ઘર છોડી જવશ, એટલે બધા મનેજ ‘ગીલ્ટી’ ધારશે,” અદી પોતાની બેહેનના પગ પાસ બેસી જઈ ઘણુાંજ જુસ્સાથી બોલ્યો.

“નહી એવું કંઇ કરતો ના, અદી. જો બની શકતું હોય તો એ ડાહમ માહરા કપાલે નોંધાવવા હું તૈયાર છું! તને જીંદગી લેવાની છે, દુન્યામાં પેટ વાસ્તે લડવાનું છે; ને જો એમ જણાય, તો–તો–!” તે હેતાળું બેહેન વધું બોલી શકી નહીં. પોતાના ભાઇની છાતીપર માથું નાંખી તે રડી પડી.

તે બંને ભાઇ બેહેન એકમેકની ગોદમાં ચંપાઇ સાથે રડયાં; અને બેઉએ ખરાં જીગરથી ઇચ્છીયું કે તેઓ એકમેકનું દુઃખ કમી કરી શકે?

બેરહેમ સંજોગ તેઓની કેવી ઘાટકી મશ્કેરી કરતું હતું? નહી ગુનેહગારોને એકમેકની નજરમાં ગુનેહગાર ઠેડવી તેઓની હાંસી કરતું હતું?

સંજોગના બેરહેમ સપાટાના સંકજામાં સપડાયલા કમનસીબોનો સંકટો એવાંજ દારૂન છે, એવાંજ ગજબ ક્રુર ને સંગદીલ છે. અફસોસ! જીવતી જીંદગીમાં પણ કેટલાં નીર્દોષો અત્યાર તુલીકમાં, એ કારમખાં બદબખ્ત સંજોગના બુરા બસના ભોગ થઇ પડયાં હશે, અને પોતાના ઘેરબાર, દેશ, ખેશ અને જીંદગીથી પણ ઉખડી ગયાં હશે? નાહકના હેરાન થઇ મરવા લાગ્યાં હશે??

# પ્રકરણ ૨૦ મું.

---

## ઘર બાહાર.

અદી બીછાના ઉપર મનમગજની અસ્થિર હાલતમાં તવલતો પડયો હતો. હૈની ખાતર તે ઘરબાર તજી દેવા તલબગાર થયો, તે જાણી હૈની ગભરાઈ ગઇ; અને તેને તેમ નહી કરવાની કાકલુદી ભરી સલ્લાહ આપી. પોતાનો વ્હાલો ભાઇ ઘરબાર તજી રવડતો રઝલતો થાય તે કરતાં તે પોતે તે ચોરી માટે તકસીરવાર થરે એવું જોવા તે ભલી હેતાલુ ને મમતાલુ હમશીર રાજી હતી. તેણીએ અદીને આંખમાં આંસુઓ સહીત ઘણો પતાવ્યો, મનાવ્યો અને સમજાવ્યો હતો; ને એવો કંઈ અતીમ માર્ગ ન લેવા મનાવ્યો હતો; અને જ્યાં સુધી અદી બોલ્યો ને પ્રોમીસ થયો નહી કે તેનો તેમ કરવાનો ઇરાદો નથીજ ત્યાં સુધી તેને તેણીએ છોડયો નહીં.

પણ અદીએ તો ઘર છોડી જવાનો પકકો નીશ્ચય કર્યો હતો, અને માત્ર પોતાની વ્હાલી બેહેનનું મન મનાવાજ એવો દીલાસો તેણીને દઇ આવ્યો હતો.

તે હૈની આગલથી નીકળી સીધ્ધો પોતાના રૂમમાં ગયો, ને બીછાના પર ઉંધે મસ્તક નંખાવી દઇ જારબેજાર રડયો.

તેને કશું સમજ નહીં પડતું હતું કે એ શું બન્યું હતું ને શું બનતું હતું ? તે સરયામ ભખરાઇજ ગયો હતો. તેના મનની શાંતીને સરબસર કચદી નાંખનારો એક સાબુટ જાલેમ ફટકો પડયો હતો.

“યા પરવરદીગાર! આય માહરી પર શું ગજબ ? એ શું જબુન સીતમ ! અફસોસ ! સહવારના હું કેવો ખુશહાલીથી ઉછલતાં જીગરે ઘરમાંથી નીકલ્યો હતો, ને હમના આય માહરી કેવી કંગાલ હાલત ? હું શુ કરૂં ? કેમ કરૂં ? શેહેરાંને માહરૂં મોઢું બી કેમ બતાઉં ? અરેરે તે વ્હાલી મીઠી છોકરીને હું કેમ ભુલી જાઉ–કેમ મુકી જાઉં ?”

અદી શેહેરાંને જીગરો જાનથી ચાહતો હતો; અને ચોરીનો કલંક પોતાને માંથે ચઢાવી માહાલ અને તે ગામ છોડી જતાં, પોતાની મીઠી માશુકથી પણ વિયોગ લેવો પડતો હતો તે ખ્યાલે તેનું જીગર અસહય દુ:ખથી ફાટી જતું હતું. તે મનમોહન મોહેનાને છોડી જવાના ખ્યાલથી ચીરાઈ જતું હતું.

"પણ બીજો છુટકજ શું છે?" તેણે દુઃખી દેમાગે વિચાર્યું. "માહરે માહરી ફરજ બજાવવી જોઇએ. માહરે ખાતર જે ભારી ભોગ માહરી વ્હાલી હમશીરે આપ્યોછ તેનો બદલો માહરે વાલવોજ જોઇએ શેહેરાં, મધુરી ગર્લ, તને છોડી જવા માહરૂં મન માનતું નથી, માહરૂં જીગર ચાલતું નથી, પણ અફસોસ સદ હજાર કે હું નાચાર છેઉં. માહરે ગમે તે ભોગે બી માહરી ફરજ બજા લાવવીજ જોઇએ," તે રદમસ પુકાર્યો. "અને તે બજાવતાં હું હથશ નહી. એક સાચ્ચા જરથોસ્તી તરીકે કદી ફરશ નહીં.

ઓ મોહોબતના મધુર ખ્યાલો! તમે મને છોડી જાવ, તજી જાવ, માહરો પીછો છોડો, મને તમારૂં કામ નથી. તમારી માહરા મગજ માહેલી હાજરી મને કમકમાવનારી, માહરી ફરજનું કરજ ફેડવાથી મને અટકાવનારી છે. વાસ્તે બહેરે ખુદા જાવ, ગાયેબ થાવ. તમારી સીહા સુરત મને ના બતાવો.

ઓ દીલ? જરા તું સંગ દીલ બન! જરા વધારે કથન ને ક્રુર બન માયા મોહોબતના ખ્યાલોથી નરમ ના બન. મને માહરી ફરજ બજાવવી છે!

ફ્રેની! માહરી વ્હાલી બેહેન, સુખી રહેજે, ને તાહરા અભાગ્યા ભાઇને યાદ કરતી રહેજે કે જે ભાઇએ તાહરાં સુખને ખાતર પોતાના સુખનો—પોતાની જીંદગીનો ભોગ આપ્યો છે!"

રડતી ચશમોએ તે બીછાંના ઉપરથી ઉઠયો; અને એક સમકલા બૅગમાં પોતાનાં જરૂર જોગાં કપડાં તેને સીંચ્યાં, અને ત્યાર પછી એક ટુંકુ કાગળ સોહરાબ ઉપર લખ્યું. પછી પોતાની હૅટ પેહેડી લઈ, બૅગ ઉપાડી, એક છેવટની નજર પોતાના રૂમમાં ગમીથી પુર નાંખી તે ભારી ને દર્દમંદ જીગરે બહાર નીકળ્યો, ધીરેથી અને ધીમેથી સોહરાબના રૂમ આગલ જઈ, પેલું લખેલું કાગળ બારણાની ફાટમાંથી અંદર ઠેસ્વી દીધું, અને પછી દાદર ઉતરી તે નીચે આવ્યો.

ધ્રમઘોર શાંતી આખા માહાલમાં વ્યાપી રહી હતી. જો કે હજી અગ્યા વાગ્યાર હતા છતાં તે દીને બનેલા ગમખાર બનાવને લીધે સવ પરોણાઓ જલદી વગેસગે થઈ ગયાં હતાં.

અદી માહાલમાંથી બાહાર પડયો; અને છેવટની એક નજરતે પોતાના બાપીકાં બાદશાહી મકાન ઉપર ફેંકીને સ્ટેશન તરફ ઝપાટામાં ચાલ્યો.

"અદી—અરદેશર!"

તે સજ્જડ ચોંકયો. લગભગ અર્ધો રસ્તો તેને વિચારોના વમલમાં દર્દમંદ હઇડે કાપ્યો હતો, અને તેટલાં કોઇને પાછલથી પોતાને ઓચીંતો બોલાવતાં સમજી તે મજબુત ચમકયો! પાછળ ફરી જોયું તો કાઉબા કારભારી આવતા હતા.

કાઉબાએ નજદીક આવી ઘણાંજ જોશથી અદીને શેકહેન્ડ કરી.

"તમે જાવછ," તેને પુછ્યું.

"હા!" તેને ત્યાં જોઇ અદી એટલો અચરત બન્યો, કે જવાબ દેતાં એક મિનીટ ઉપર વહી ગઇ.

"આઇ એમ સોરી!" ઘણાંજ માયાલુ અવાજે કાઉબા બોલ્યા, અને અદી પણ પોતાની બાતેનની સઘલી ગમી છતાં એ જોઇ હયરત રહયો કે ગઇ સહવારના તેની સાથ કથોરતા, કરડાઈ, અને તીરસકારથી વાત કરનાર ધણી આયજ કે?

"શું બન્યુંછ તે હું સમજુંછ! આઇ મીન તમે કાંય જાવછ તે હુ અટકલી શકુંછ. પણ હું ખાત્રીથી માનુંછ કે તમે નીર્દોષ છેવ. તમે ગમે તેવા હોવ મગર એક ચોર તો નથીજ!" કાઉબા માયાલુ અવાજે બોલ્યા.

અદીએ જવાબમાં ખભાં ચઢાવ્યાં; પછી જરા વાર રહી બોલ્યો, "કાઉબા, તમે જેમાં તેમાં ઘણું જાણવાના હંમેશ ઢોંગ કરોછ. એ તમારી રીત મને મુતલગ પસંદ નથી."

કાઉબા અદીનો ટાણો સમજી હસ્યા.

"તમે જાવછ તેથી હુ ખુશી છુ, મગર જે સબબસર જાવછ તે માટે દીલગીર છું," તેવણ બોલ્યા.

અદીનો પીતો આ સમજી ઉછલી આવ્યો.

"ખુશી તમે એટલા માટે છેવ કે શેહેરાંથી હું દુર થાઉંછ" અદી બખાલ્યો.

"હા? શેહેરાંથી તમે દુર થાવછ તેમ શેહેરાં બી વખત જાયછ તેમ તમારાથી દુર થશે."

"એટલે?"

"આવતા માસની શરૂઆતમા હું ને શેહેરાં અંહીથી ઉઠાંગરી કયેછ." કાઉબાએ ખુલાસો કર્યો.

"કાંહાં."

"તે હું કહેવા શક્તિવાન હાલમાં નથી. હમનાજ હુ સ્ટેશન ઉપર ટેલીગ્રામ કરવા ગયો હતો, ને ત્યાંથી પાછો ફરતો તો તેટલાં મેં તમને જતાં જોયા, ને થોભાડયા. એ ટેલીગ્રામનો જવાબ માહરે કયાં જવું તેનો ખુલાશો લાવશે."

"શેહેરાંને માહરી સલામ કહેજો તે તેણીને માહરી તરફથી ખાત્રી આપજો કે તેણી તરફની માહરી મોહબત અગાધ છે."

"બ—સ!" કાઉબાના કપાલ ઉપર પાછો ખીજવાટનો ચીલ્લો ચઢ્યો.

"તેણી જો મને ચોર માનતી હોય તો તેણીને સમજાવજો કે——" તે બોલતાં અચકી ગયો. તે શું કામ ઘર છોડી જતો હતો તેની તેને યાદ થઈ. ફ્રેનીને બચાવવા ખાતર, તેણીને નીર્દોષ પુકરાવવા ખાતર તે ખાખસુસ ચોરમાં ખપી ઘર બાહાર જતો હતો તેનો તેને વિચાર આવ્યો, ને તુરત તે વધુ બોલતાં ચુપ થઈ ગયો.

"ગુડ બાઈ, કાઉબા!"

"ગુડ બાઇ! એન્ડ ગુડ ફૉરચ્યુન!!" કાઉબા પાછા નરમ બની જઈ બોલ્યા, "અરદેશર, એઅદ બી માફ છે મગર તમને કંઈ પૈસાની અગત——"

"ઓ ઠેંકસ! આ થાઉસન્ડ ઠેંકસ! માહરી પાસ હાલ પુરતા છે," અદી તેવણુને અટકાવતાં બોલ્યો.

"ત્યારે ટટા! આપણે પાછા મળશું. કેથે બી પાછા તો મળશું. મગર જ્યારે બી ને જ્યાં બી પાછા મળશું ત્યારે દુશમન તરીકે નહી પણ દોસ્ત તરીકે ભેટશું. હું જાણુંછ કે શેહેરાંના કારણે તમે માહરી પર ખફા છેવ, અને કદાચ અદાવટ પણ રાખતા હશે. મગર ચોકકસ સબબોને સર હું એમાં કંઈ કરી શકતા નથી. હું એનો બાપ નથી, કે વાલી નથી. અને એ એક એવા નામી ખાનદાનની બેટી છે કે તેણીને તમારી સાથની મિત્રાચારીમાં હું ઉતેજન તેથી આપી શકતો નથી. તમારા દીલમાં જો કપટ હોય તો તે દુર કરજો, ને ખાત્રી રાખજો કે તમારો હું એક મોટો ખયરખ્વાહ છેઉં." એટલું બોલી કાઉબાએ પોતાનો હાથ લંબાવ્યો, અને અદીએ તે તુરતજ પોતાના હાથમાં લઈ જુસ્સાથી હીલાવ્યો.

"માહરી મુરાદ હવે બર આવી શકનાર નથી. માહરી જીંદગી હવે કામની નથી, તો પછી તમારી સાથ ખાલી વેરભાવ રાખવો શું ખપનો?" તે ગદગદી પડતાં બોલ્યો.

"હીંમત હારો ના ! તે માહાનામી સાહેબમાં વીશવાસ રાખો ! દુન્યાની આવ આફતો આપણી કસોટી ખાતર છે, અને તેમાંથી પાર ઉતરવાની આપણી દરેકની ફરજ છે. તેવીજ કંઇ દુઃખભરી કસોટીની કરડી પરીક્ષામાંથી તમે પસાર થતા હશો એમ ધારી ધીરજ ધરો. ચાલો ગુડ બાઇ !"

"ગુડ બાઈ !" અદી બોલ્યો, અને તેઓ છુટા પડયા.

## પ્રકરણ ૨૧ મું.

### ઓ ! ખુશહાલી !!

અદીના એકાએક ચાલી જવાથી બીજી સહવારે માહાલમાં ભારે ગડબડ મચી રહી. પરોણાઓ વચ્ચે ગઈ કાલે બનેલા બનાવ ઉપર પાછી જોશભેર ચકચાર શહરૂ થઇ.

સરદાર નવરોજજી જેવણની તબ્યત ગઈ કાલે આવી પડેલા ઓચીંતા શૉકથી લડડી ગઇ હતી, તેવણ વધુ બીમાર બની ગયા, અને આ નવી આફતથી છેકજ હીંમત હારી જઇ દુસકે દુસકે રોયા. ફ્રેની પણ તે હેબતાવનારા સમાચાર સુની બેહોશ બની ગઇ.

દીલગીરી આખા માહાલમાં વ્યાપી રહી.

સોહરાબની નજર સહવારના ઉઠતાંને વાર પેલી અદીએ બારણામાંથી અંદર હડસેલી દીધેલી ચીઠી ઉપર પડી. જે તેણે ઉખેડી વાંચી, અને તે પણ બે ઘડી સ્તબધ થઇ ગયો. જાણે વાત ધ્યાનમાં નહી ઉતરી શકતી હોય, યા તો કંઈ સ્વપનામાંજ તે બધું વાંચતો હોય એવી ગુચવાયલી અદાઓએ તે ચીઠી તેણે ફરી અને ફરીથી વાંચી.

તે ચીઠીમાં અદીએ ટુંકમાં જણાવ્યું હતું કે આલાંના નેકલેસની ચોરી માટે તે પોતે જવાબદાર હતો, અને રાજીખુશીથી ઘર છોડી જતો હતો. વધુમાં તેને સોહરાબને અંદર આગ્રહ લખ્યો હતો કે તેણે તેની શોધ કરવાની મોઠયા તજવીજ કરવી નહી, કેમકે તે મુંબઇ પુગતાંની સાથ ત્યાંથી બી કોઇ નહી જણાયલે મથકે ઉપડી જવાનો ઇરાદો ધરાવતો હતો.

તે ચીઠી વાંચતાં સોહરાબનું મગજ પાછું ચકભમ મારી ગયું. ખરી બાબદ શું હતી તે નહી સમજ પડતી હોવાથી તે ગુચવાયો. ગુનેહગાર કોણ હતું તે માટે તે ડામાડોલ બન્યો. ગઇ કાલે જુદા જુદા બનાવો

ઉપરથી તે અદી અને ફ્રેની એ બેઉ પર વારા ફરતી સુબેહ ખાઇ ગયો હતો. ફ્રેની તરફ તેનો શક વધારે મુસ્તકીમ હતો, પણ અદીની આ ચીઠી વાંચતાં તે પાછો વિચારના વમલમાં ઝીપલાયો. બનાવોજ બધા એવા તો ગોળગોળ અને હેરફેર ધડ પુછડાં વિનાના ને તે બી વલી અધુરા ઉપરા-સાપરી બની રહ્યા કે તે કંઇ પણ નક્કી નીર્ણય પર આવીજ નહીં શકે તેમાં શી નવાઈ છે?

તૈયાર થઈ આ વાતની ખબર પેહેલાં આલાંબામજીને કરવાનો તેણે નીશ્ચય કર્યો, પણ તે અમલમાં મુકાય તે અગાઉ આલાંજ તેને શોધતી તેના રૂમમાં આવી. સોહરાબે પોતાના રૂમનું ડૉર તેણીએ ઠોકવાથી ઉઘાડયું.

"સોહરાબજી, અદી ગુમ થઈ ગયોછ," તેણી અંદર આવી બોલી.

"હા તે મેં જાણ્યું," સોહરાબે દીલગીર ચેહેરે જવાબ કર્યો.

આલાંએ અજાયબીથી ડાચું વકાસી ડોળા ફાડી સોહરાબ ગમ જોયું.

"તમે જાણ્યું?"

"હા!"

"કેમ? કયાંથી? તમે તો હજી રૂમમાંથી બહાર બી નીકળ્યા નથી," આલાં હયરત બની બોલી.

"ઓ તેથી શું થયું? તે મને જતી વખત ચીઠી લખી રાતના માહરા રૂમમાં નાંખતો ગયલો હતો," સોહરાબે આલાંની અજાયબી ભાંગી, અને અદીની ચીઠી તેણીના હાથમાં મુકી.

આલાંએ તે લઇ વાંચી. તે વાંચતાં તેણીનાં પેટમાં ગીલગીલ્યાં છુટયાં, પણ તેથી કંઇ લાગણીઓ પોતાના ચેહેરા પર પ્રગટ થવા તે ખાંગડ ઓરતે દીધી નહીં. તેણીએ ચીઠી વાંચી લઇ પાછી સોહરાબને આપી.

"અદીએ આ એક ઘણુંજ હુલ્લડ પગલું ભર્યુંછ," આલાં બોલી.

"બેશક! તેને એમ ચેતાવ્યા વગર ઘર છોડી જવામાં ઘણી મુરખાઈ વાપડીછ. એક ગંભીરમાં ગંભીર ભુલ કીધીછ. સરદાર નવરોજજી તો એ વાત સમજી ફાટીજ જશે!"

"તેવણ બિચારાના હાલની તો વાતજ બોલતા ના." આલાં બોલી, "આ જાણુતાંની સાથજ તેવણ છેકજ લેવઇ લુટઇ ગીયાછ, છેકજ હોંશ ફરાંમોસ બની ગયાછ."

"તેમાં કંઈ અજાયબી નથી! આલાંમાય, આંય કંઈ જેવી તેવી ખેજાલન નથી," સોહરાબ બોલ્યો, "પણ બીજા પરોણાઓ શું એ

વિશે બોલેછ? તેઓ ગઇ કાલની તમારી મેહેરબાની ભરી ઉપજાવી કાઢેલી વાત તો ખરી તરીકે માનતાં'તાં તો નહીજ હતાં, પણ હવે તો અદી પર સામો શક મુસ્તકીમ બન્યોછ. હવે તો બધાં એને ચોર ધારશે."

"તમે શું ધારોછ?" આલાંએ પુછ્યું.

"બીટવીન યુ એન્ડ મી, મીસ બામજી," સોહરાબ બોલ્યો, "હુ શું ધારૂંછ, બલકે ખરૂં કહું તો હું શું ધારૂં તે હું સમજીજ શકતો નથી. અદી ગુનેહગાર હોય એ વીશે મને શક છે. કદાચ ફ્રેનીને બચાવવા એ કલંક તેને પોતાને કપાલે ચોંટાડયો હોય તે બી બનવા જોગ છે. પછી તો કદાચ અદી ખુદ પોતે બી એ કામનો જવાબદાર હોય. આઇ એમ નૉટ સરટન, પરહૅપસ એ બેઉએ સાથે મલીને પણ એ કામ કીધું હોય. મીસ બામજી, તમે મેહેતા ખાનદાનના એક ખરા દિલશોઝ રફીક છેવ તેથી, તમારેથી કંઈ બી છુંપાવવા હું ચાહતો નથી. ગઇ પરમ દાહાડેજ બપોરે મેં ફ્રેનીના હાથની ઑફ્રર તેણી આગળ કરી હતી, જે તેણીએ કબુલ રાખી હતી, પણ એ વાત જાહેરમાં મુકવા મને એક બે દાહાડા સબર કરી જવાનું તેણીએ આજીજીથી તે વાર માંગી લીધું હતું, જે પરથી મને ગુમાન જાયછ કે ભવીશમાં કંઇ એવો બનાવ બનશે એવી તેણીને ખબર હતી. પછી માહરાં એ અનુમાનમાં હું ખોટો બી કદાચ હોઉં. ટુ ટૅલ યુ ધ ટ્રુથ, માહરૂ મન માનતું નથી કે ફ્રેની યા અદી ખતાવાર હોય, અને ખાસ કરીને ફ્રેની—" તે બોલતાં અચકી ગયો. તેની જબાં લહડી પડી.

આલાંના પેટમાં તો આ બધું સમજી ખુશહાલીના કુરકુરયાં દોડતાં હતાં. તેણીનો હરખ માયો સમાયો જતો નહીં હતો.

"અદી ચાલી ગીયોછ એટલે બધો ટોપલો એનેજ માથે આવશે," તેણી બોલી, "ફ્રેની તરફ કોઇ શકની આંગલી બતાવનાર નથી. તેણીની આબરૂ તો સલામત છે. તો પછી શું?" આલાંએ બોલવું પુરૂ કરી, સોહરાબનું મન વાંચવા માગતી હોય તેમ ધ્યાનથી તેના ગમ જોયું.

"હા તમારી એ વાત ખરી છે. પણ ફ્રેનીને હજી તમે બરાબર ઓલખતાં નથી. એ મને કદી કબુલ કરવાની નથી. પોતાના ભાઈની ઇજ્જતને એ પોતીકી જેટલીજ વ્હાલી ગણશે. એ ઘણી ટેકવાલી છોકરી છે!"

"પણ તમે પાછી ઑફ્રર તો કરશો?" આલાંએ પુછ્યું.

"હા! એક ગ્રહસ્થ તરીકે માહરે કરવીજ જોઇએ," સોહરાબ બોલ્યો, "હું કાલ પરમ કરશ."

"જરૂર કરજો. તેટલાં પરોણાઓ બી હું માનુંછ તેમ કંઇ ને કંઈ બાંહાંણે જરૂર હંઇથી ખલ્લી જશે," આલાં જવા ઉઠતાં બોલી, "સોહરાબજી, આઇ વીસ યુ સકસેસ,"

"ઠેંકસ," સોહરાબ આલાંનો લંબાવેલો હાથ પોતાના હાથમાં લઈ બોલ્યો.

## પ્રકરણ ૨૨ મું.

### "હું તમારે લાયકની નથી."

બે દહાડામાં તો માહાલ ખાલી થઈ ગયો. પરોણાઓ કંઇ ને કંઈ બાંહાંણે એકક પછી વંજે માપી ગયાં. કોઇનું ઓચીંતું અગતનું કામજ નીકળી આવ્યું, કોઇનું સગુંવ્હાલું યા મિત્ર સખ્ત બિમાર થઈ ગયું, કોઈ તો વલી પોતેજ સીક પડી ગયાં, ને એકાદ બેને તો ઘણાંજ તાકીદના કામ માટે તાર મારફ્તે ટેડું બી આવ્યું. ટુંકમાં તરેહેવાર હીલ્લાં બાંહાં-ણાંઓ કરી સર્વે પરોણાઓ ખલ્લી ગયાં; અને આલાં ને સોહરાબજ માત્ર પરોણમાં પરોણા તરીકે રહયાં.

સોહરાબને તો પરોણા તરીકે મેહેતા માહાલમાં કોઈ ઓળખતુંજ નહીં હતું. તે બચપણથીજ ત્યાં ચાલુ આવતો જતો ને પલોટાયલો હોવાથી સર્વજન નોકર નફરો વટીક તેને ઘરનોજ માણુસ જાનતાં ને માનતાં હતાં. અને આલાં બામજી બી તેણીએ બતાવેલી નમુનેદાર ભલાઇની (?) મેહેર-બાનીઓના અવેજમાં ઘરના જેવીજ લેખાતી અને રાયતપાયત થઇ ગઈ હતી. બધાં પરોણાઓને વિદાય કરવાની ધંધુખર પણ તેણીએજ કરી હતી. કારણ ફ્રેની તો તાવે સસરી જતા પોતાના ઘરડા બાપની મદારતમાં આખો દિવસ તેવણના રૂમમાંજ ભરાઈ રહેતી હતી.

ફ્રેનીને તો બસ દુન્યાજ અકારી થઇ પડી હતી. પોતાના બુજોર્ગ બાવાજીની માવજત સારો દિવસ તે રંજ ઉઠાવી કરતી હતી, અને રાતના પોતાના રૂમમાં ત્યાંથી છુટેલી સીધ્ધી જઈ સુઇ જતી હતી. બહુ જુજ વાતચીત તેણી કોઈ સાથ બી કરતી હતી; અને તેમાં સોહરાબને તો બનંતી હરેક યુક્તિથી દુરનોદુરજ રાખતી હતી. તે તેણીને એકલી એકાંતમાં મળવાની કાગને ડોળે રાહ જોતો હતો, પણ ફ્રેની તેવી ટક તેને આપતીજ નહી હતી.

એ દાહાડા એમ ધીકેપાપે સોહરાબે ગબડાવ્યા; પણ ત્રીજે દિવસે તો તેની ધીરજની હદ આવી રહી, તે ખુદ પોતે તેણીના રૂમનું બારણું ઠોકતો રાતના જમીને તેણી અંદર ભરાયા પછી ગયો.

"કોણ છેવ?" ફ્રેનીએ બારણું ખોલ્યા વગરજ અંદરથી પુછ્યું.

"એ તો હું છેઉ, સોહરાબ."

"શું માંગોછ?"

"હું તને મળવા માંગુ'છ, ફ્રેની," સોહરાબ બોલ્યો.

"એક્ષકયુઝ મી, માહરૂ માથુ દુ:ખેછ," ફ્રેનીએ બાંહાંણા કાઢયાં.

"નેવર માઇન્ડ! મને એ મિનીટ–ફકટ એજ મિનીટ તાહરી સાથ વાત કરવાની આપ," સોહરાબ બજીદ બની બોલ્યો.

"બીજી વખત આપજો. હંમના તો—"

"ફ્રેની, બારણું ઉંઘાડ! મને અંદર લે! તાહરી સાથ હું અગતની વાત કરવા માંગુછ. મને ના ઉડાવ." સોહરાબ કરગરી બોલ્યો.

"સહવારના આવજો. હંમના તો—"

"ઓ નો! ફ્રેની, બારણું ખોલ, હું અરજ કરૂંછ–કાલાવાલા કરી માંગી લઉચ. મને ના બેહેકાવ, ના સતાવ! આજે તુંને મલ્યા વગર અહીંથી ખીસનાર નથી, બારણા આગળથી હથનાર નથી," તે મકકમ સાદે બોલ્યો, "ફ્રેની, તુંને માહરા કસમ છે, ઑપન ધ ડૉર!"

ફ્રેનીએ તેનો મકકમ ઠરાવ જોઇ ઘણી નામરજી છતાં નારાજીથી બારણું ખોલ્યું. તે અંદર ગયો.

"સોહરાબજી, તમે એટલા કેમ બજીદ બનોછ? વાત કયાં નાહસી જવાની હતી જે તેની વાત!" તેણી ચીડડાઈ.

"ફ્રેની, તું મને હાથે કરી ઉડાવેછ!" તે બોલ્યો.

"નોનસન્સ! તમને એ ખોટો ધખારો છે."

"નહીં. હું નજરો નજર જોઉછ કે આજે ત્રણ ત્રણ દાહાડા થયા તું માહારાથી નાહસતી ને નાહસતી ફરેછ. ફ્રેની, તેનું કંઇ કારણ?"

જવાબમાં તેણી રડી પડી. સોહરાબનું દીલ પોતાની માહબુબને રડતી જોઇ દયાથી દાઝી ગયું. તે તેણીની નજદીક ગયો, અને માયાથી તેણીને પોતાની ગોદમાં લેવા કીધી, પણ તેણી દુર થઈ ગઈ, હઠી ગઇ.

"સોહરાબજી." તેણી દચકાંઓ વચ્ચે બોલી, "તેનું કારણ મને શુ પુછોછ? તમે તે જાંણોછ. શું માહરી એ નામોશી થોડી છે?"

"માઈ પુઅર ગર્લ, તેની સાથ, તને સંબંધ શું છે? તું કાંય એટલી મુઝાયછ? ફ્રેની માહરી સાથ, તેથી, તું કાંય એટલી જુદાઇ કરેછ?"

"સોહરાબજી, માહરી સાથ હવે તમને કંઇ સંબંધ રહેશે નહીં. હું તમને તમારાં વચનમાંથી મુકત કરૂંછ. હું તમારી સાથ પરણી શકશ નહી."

"કારણ?"

"હું તમારે લાયક નથી."

"કેવી રીતે?"

"એક ચોર ભાઇની બેહેન તમારા જેવા એક આબરૂદાર ગ્રહસ્થની મોહોરદાર બનીજ કેમ શકે?"

"ચોર ભાઇની બેહેન! ફ્રેની, ફ્રેની તાહરૂં ભેજું ઠેકાણે નથી. શું તું અદીને ચોર ધારેછ?"

"તમે શું ધારોછ?" તેણીએ વલતો સવાલ કર્યો.

"હું અદીને ચોર માનતો નથી."

"ત્યારે કોણને માનોછ?"

સોહરાબ ગુંચવાઈ ગયો, તે લાજવાબ બની ઉભો.

"મને!" જરા વાર રહી ફ્રેનીએ પુછ્યું.

"ઓ નો! ખરેખર તો ચોર કોઈ છેજ નહીં," સોહરાબે વાત ટાલવાની તજવીજ કરી, "આલાંના કહેવા મુજબ—"

"શ–શ! તમે એવી બેહુંદી વાત ખુદા ખાતર માંડીવાલો. સોહરાબજી, તમે ખરી વાત છુપાવોછ. જો અદીને તમો બીગુનાહ ધારોછ તો પછી બનાવાર——" તેણી અચકી જઈ રડી પડી. જરા વાર રહી તેણી બોલી, "સોહરાબજી."

"પ્લીઇઝ! મને સોહરાબનાજ મીઠાં નામે બોલાવ," સોહરાબે માંગી લીધું.

"નહીં. તે નામે તમને બોલાવવાનો હવે વધુવાર મને હક નથી." ફ્રેની બોલી, "મી. દલાલ, તમો જેવા એક સુધ્ધા ગ્રહસ્થની મોહોરદાર બનવા હું નાલાયક છું."

"ફ્રેની, વિચાર કર એ તું શું બોલેછ?"

"મેં પુરતો વિચાર કીધોછ."

"ઓ નહી, ફ્રેની, એમ ના કહે!"

"મને કહેવાની દુઃખભરી ફરજ પડેછ!"

"ફરીથી ખ્યાલ કર!"

"મેં પુરતો કીધોછ," મકકમ જવાબ મલ્યો.

"ત્યારે–ત્યારે શું એમ કે તું મને ચાહતીજ નથી?"

"ઓ નહી! ખુદા ખાતર એમ ના ધારો! હું તમને સાચ્ચાં દીલથી ચાહતી હતી. હું ને માહરો પરવરદીગારજ જાણેછ કે માહરી તમારી તરફની મોહોબત કેટલી અગાધ હતી" તેણી કગલી પડી.

"ત્યારે તાહરી તે મોહોબત કયાં ગઈ?"

"માહરા ભાઇની ભુલે તે માહરા પ્યારનો નાશ કીધોછ."

"શું ખરેખરજ નાશ થયોછ?"

ફ્રેનીએ કંઇ પણ જવાબ દીધો નહી. પોતાના હાથમાંની બાંગડી સાથ રમત કરતી તે બેસી રહી.

"ફ્રેની માહરાં અંતઃકરણનો તુંને કંઈ ખ્યાલ નહી આવતો? તાહરી નાથી માહરૂં જીગર કેમ તુટશે તેનો વિચાર તુંને નથી થતો?" સોહરાબે અપીલ કરી.

ફ્રેનીની આંખમાં પાછાં આંસુઓ ધાઈ આવ્યાં.

"ફરીથી ખ્યાલ કર–દર્યાફ્ત કર!"

"મેં પુરતો ખ્યાલ કરીજ મકકમ થરાવ કર્યોછ," પોતાના હોથો પીસી ફ્રેની બોલી.

"ત્યારે તાહરો આય છેલ્લોજ જવાબ છે."

"હા!"

"બીલકુલ છેલ્લોજ!"

"હા!" ફ્રેની ભાર નાંખી બોલી.

"કંઈ ફેરવાશે નહી?"

"નહીજ!"

"આજે નહી, મગર વખતના વહેવા સાથ?"

"જે ઠરાવ માહરો આજે છે તે રોજે કયામત તક રહેશે!"

"હું દલગીર છું. ફ્રેની. તેં આજે ના પાડી એક ઘણો કાટીલ જખમ માહરા જીગરમાં પાડયોછ," સોહરાબ ગદગદીત કંઠે બોલ્યો.

"મને માફ કરોઃ હું બી છેકજ દીલગીર ને નાચાર છેઉ! મને વીસરી જજો. દુન્યામાં માહરાથી સરસ ઘણી બી પડેલી છે, તેમાંથી કોઇને પસંદ કરજો. સુખી રહેજો. સુખી થજો." આંખમાં આંસુઓ સહીત દુ:ખથી ગુંગલાતી છાતી સાથ તેણી જેમતેમ બોલી.

તેણીના ભીત્તરમાં વ્યાપી રહેલા અસહય દુઃખના તોફાનનું વર્ણન કરવું બીલકુલ એજા છે. ઉપલા સખુનો દીલ પત્થર કરી જ્યારે તેણી બોલી ત્યારે—તે વખતે તેણીના નાજુક જીગરમાં લાગી રહેલી વેદનાઓની આગ—તેણીના હુદયમાં ઉછાલા મારી રહેલા અસહય દુઃખના મોજાઓના માપનો પુરો ખ્યાલ કયા શબ્દોમાં રજુ કરી શકાશે? તે તો માત્ર તેણી-એકલી તેણીજ અને તેણીનો પરવરદીગાર જાણતો હતો!!

* * *

"મને એને ના પાડીછ," સોહરાબ આલાં આગલ બીજી સહવારે બોલ્યો. આલાંનુ જીગર તે જવાબ સમજી ભારે હરખને મારે તેના ગલાંમાં આવી ખુદું.

"સરપરાઇઝીંગ?"

"જરા બી નહી."

"જરા બી નહી! એટલે? તો શું સોહરાબજી તમે એમ કહેવછ કે એમાં અજાયબ થવા જેવુ કંઇજ નથી."

"હા!"

"નહીં, તમે ભુલ કરોછ. માહરા વિચાર પ્રમાણે એ ઘણું અજાયબ જેવુંજ છે. કોઇ બી છોકરી, ગમે એવા 'કનડીશન'માં તમો જેવા એકના હાથની ઑફરનો અસ્વિકાર કરે એ હું માનુંજ નહીં!"

"ત્યારે તમે ફ્રેનીને પીછાનતાંજ નથી. તે બીજી છોકરીઓ જેવી નથી. તે કંઇ ઓર ઓરત છે!"

"આઈ ઍમ સૉરી ફોર યું," આલાં કાંગલી કુંગલી થઇ બોલી. સોહરાબે હવે તેણી તરફ કંઇ તદનજ જુદી ચશમે જોયું.

"હું કાલે માહાલ છોડી જવશ," તે બોલ્યો, "તમે તો અંહીજ છેવની?"

"હા! ફ્રેની નવરોજજી આગલ અંહી કોઇજ નથી, તે હું એકાદ મહીનો અત્રેજ તોડી પાડશ." તેણી બોલી.

"યુ આર વૅરી કાઇન્ડ!" સોહરાબ બોલ્યો, "તમે મુંબઇ આવો તેવાં જરૂર મને મળવા આવજો. માહરી ઑફીસે યા બંગલે કોઇ બી

ઠેકાણે, ને જો તમે શરમાતાં હોવ તો મને લખજો, હું તમારે ત્યાં આવીશ આવશોની ?"

"હા, આવશ," આલાં બોલી, "જરૂર આવશ ?"

તેણીની છાતી હરખથી ફાટી જતી હતી; અંતે ફત્તેહ તેણીની થઈ હતી. તેણીની શૅાક હારી હતી–જીતેલી હારી હતી. સોહરાબ હવે તેણીનો–વગર શકે તેણીનોજ હતો !!

## પ્રકરણ ૨૩ મું.

### "હું વીરજી વેસુના છેઉં !"

સોહરાબ દલાલને મેહેતા માહાલ છોડી ગયાને અઠવાડીયું વહી ગયું, અને એ અરસામાં કંઇ બી નોંધવા યા જાણવાજોગ નહી બન્યું હતું, સિવાય એક કાગળ સોહરાબનું આલાં ઉપર આવ્યું હતું, જેમાં સરદાર નવરોજજીની તંદરોસ્તીના સમાચાર તેણે પુછાવ્યા હતા, અને આલાં જ્યારે મુંબઈ આવે ત્યારે તેને જરૂર મળવાનું ઇજન તેમાં ચાંપીને કર્યું હતું.

સરદાર નવરોજજીની તબ્યત એ છેલ્લા આંઠ દીવસના અરસામાં વધુ બીગડી હતી. કાઉબા કારભારીએ વળી અધુરામાં પુરૂં તે તેવણુની નોકરી એકાદ બે દીવસમાં છોડી જશે એવી નોટીસ આપી હતી, અને અજાયબી તો એ હતી કે તે નોટીસ સરદાર સાહેબે તાબડતોબ કંઈ પણ વરવાંધો ઉઠાવ્યા વગર સ્વિકારી હતી. ના તે સાંમે કંઈ પોતાની ખફગી જાહેર કીધી હતી કે ના તેની પાસ કાયદા મુજબની એક માસની નોટીસ 'ડીમાન્ડ' કરી હતી. આલાં બામજીની એ કાજેની અજાયબી વીશેષ હતી. કાઉબા જરા થઇને એ ઓરતને ગમતાજ નહી હતા. તેવણુની હાજરી તેણીને ધ્રુજાવનારી અને કમકમાવનારી હતી. તેણીના અંતરમાં હંમેશ તીરસ્કાર અને આનગમાનીજ લાગણીઓ તેને જોતાં સાથ પ્રસરી રહેતી હતી. આવો કટોકટ વખતે સરદાર નવરોજજીને તે રખડાવી જતો હતો, અને તે છતાં તેને માંગેલી રજા કંઈ બી કાંસકુસ કર્યા વગર ચટ ને પટ તેવણે બક્ષી હતી તે કાજે તે થોડી ઘણી ફેની આગળ ફફડી પણ હતી.

"મુવાની આંખમાં જરા શરમ કે હયા નથી !"

"કાંય ?"

"તે જોની મુવાને જરા બી લાજ કે વિચાર છે. નવરોજજી આવા ભયભીત બીમાર છે, તેવણુની આગલ આગતા સ્વાગતા સારૂ તાહરા સિવાય બીજું કોઈ નથી, તે એ જોયછ, જાણેછ ને તે છતાં બી બેધડક એ નીમકહરામે નોટીસ આપીછ."

"એને કંઈ અગતનું કામ હોશે," ફ્રેની બોલી.

"હારે! વળી મુવો માણુસ બી તેવોજ માહાન પડયો કેની તે એનુ અગતનું કામ નીકલી આયું" આલાં ચીચવાઇ.

"પણ આલાં એ કંઈ સાધારણ પંકતીનો નોકર નથી એ તો ઘણો ઉંચી પકતીનો માણુસ છે. પણ ખુદા માલુમ શું સબબ સર એ અત્રેના એકાંતમાં પડી રહયોછ?"

"ધુર ને ધુમાશે!" આલાં ફૂફડી અને એ વાત ત્યાંજ અટકી.

આલાં અને ફ્રેનીને થયલી ઉપલી વાતચીતને બીજા બે દિવસ વહી ગયા છે. સાંજને છેડે માહાલની આજુબાજુના વીશાળ બગીચામાં એક ખુણામાં આલાં રાબેતા મુજબ એક તુરતનીજ પબ્લીશ થયલી નવી નૉવેલ વાંચતી એક ન્હાના બૅન્ચ ઉપર બેઠી છે, તેટલાં કાઉબા કારભારી ત્યાં આવી પુગા.

"સાહેબજી, મીસ બામજી." તેવણ બોલ્યા.

"સાહેબજી," આલાંએ ચોપડીમાંથી ડોકું કાધી એક સેકંડ તેવણ તરફ જોયું, પછી બીજીજ પળે પાછું અંદર મુદું ખોસ્યું.

"તમે વાંચવામાં ઘણુંજ મશગુલ છેવ," કાઉબા પાતલુનના ખીસાંમાં હાથ નાંખી અનકો કરી તેણી સામે ઉભા રહી બોલ્યા.

"હા! આ વારતા ઘણીજ ઇન્ટરેસ્ટીંગ છે." તેણીએ ટુંકમાં ડામી પાછુ ચોપડીમાં ડોકું ખોસ્યું.

"હોશે? જરા એક બે મિનીટ એ વારતા વાંચવાથી પરહેજ રહેશો?" કાઉબા લગાર તોરમાંજ બોલ્યા.

"કે–મ?" આલાંએ કાઉબા ગમ જોઇ પુછયું.

"માહરે તમારી સાથ એકાદ બે વાત કરવીછ."

"વાતમાં વખત ગુમાવવા હું માંગતી નથી," આલાંએ ઠસ્સામાંજ રોકડુ પરખાવ્યું.

"અરે વાહરે તાહરો ઠસ્સો!" કાઉબા મનમાં પટપટયા, ને પછી મોટે ઉમેર્યું, "વખત ગુમાવવા જેવી નજીવી માહરી વાત નથી. અગતની છે."

"વૉટ ૉટ! તમે કહેવા શું માંગોછ?" તેણી છંછની પડી.

"બાઈ સાહેબ! એ તમારૂં વૅટ ને ફૉટ માંડી વાલો, ને જે વાત હું તમારી સાથ કરવા માંગુંછ તે પર લક્ષ આપો!" કાઉબા કરડા અવાજે બોલ્યા, 'આલાંમાય બામજી, તમારો પેલો હીરાનો નેકલેસ એકદમ માહરે હવાલે કરી દેવ!"

"શુંઉઉઉ?" આલાંમાય અજાયબીને મારે એ ઘડી ફાટીજ જઇ બોલ્યાં.

"તમે સમજ્યાં તો હોશેજ કે હું શું બોલ્યો," કાઉબા હુકમ કરતી ધપે બોલ્યા, "તમારો પેલો હીરાનો નેકલેસ ગુપચુપ મને આપી દેવ!"

"એ તમે બકોછ શું? તમારૂં મગજ ઠેકાણે છે કે? તમે શું ગાંડી જેવી વાત કરોછ?"

"ગાંડી જેવી વાત? છટ-છટ, જરા બી નહીં," કાઉબા ઠંડે કલેજે બોલ્યા, "તમો જાંણોછ તો ખરાં કે એ તમને કેમ મળેલો?"

આલાં મોહત જેવી ફીકકી તે સમજી મારી ગઇ. તેણીનું તનબદન ધ્રુંજી ગયું. તે પોતાના હોથ જોરથી કરડી હીંમત રાખી બોલી, "તેની સાથ તમને નીસબત શું છે?"

"ઘણી છે! એ હારનો માલેક હું છેઉં," કાઉબા છાતી થોકી બોલ્યા.

"તમે ગાંડા છેવ. મેંડ છેવ. એ શું લવારો કરોછ? હું જરૂર તમારી આ વર્તણુક માટે સરદાર નવરોજજી આગલ સખ્ત કંમ્પલેન કરશ." આલાંએ દમ કસ્યો.

કાઉબા હસ્યા.

"બાનું, તમે કોઈ ભોટને ડરાવો. ગુપચુપ નેકલેસ મને સોંપો! બેઇજ્જતીથી બચો," કાઉબા બોલ્યા, "હું જાણુંછ કે તમે એ હારની બરકતથી આજ વેરમાં શું શું ક્રતુંકો કર્યાંચ? એ હારની મદદથી તમે તમારા જાની મિત્રોને દગલબાઝ નીવડયાંછ, બેવફા થયાંછ, તેમ એ હારની સહાયતાથી તમારા પ્યારાને બી-તમે ધારોછ ને આશા રાખોછ તેમ-મેળવી ચુકાંછ."

એક તોપનો ગોળો પગ પાસ આવી પડી ઓચીંતો ફાટતો હોય તેમ તેણી ચોંકી ઉછલી. ઓ અજાયબી! કાઉબાએ કેમ જાણ્યું.?

કાઉબા મુછમાં હસ્યા, અને શંતોષનો એક ઉંડો દમ તેવણે ખેંચ્યો. તેવણુની ધારણા ત્યારે ખરી હતી કે તે નેકલેસની ચોરીમાં આલાંનોજ અંદર છુપો હાથ હતો. તેવણ એવાં અનુમાન ઉપર કેદાહાડના આવ્યા હતા, અને

બીહીબીહીને આજે તેવણે પાસો ખરૂંખોટું જાણવા અજમાવી જોયો, અને તીર રામબાણ નીવડયો. આલાં અનધારી સપડાઇ ગઇ.

પણ તેવણના એ અનુમાનનું કારણ શું હતું ?

આલાં સોહરાબ ઉપર મરી ફીટટી હતી એ તો તેવણે પોતાની જમાંને ખાધેલ ચશમે કેદાહાડનું જોઇ ને જાણી લીધું હતું. સોહરાબના હાથમાંથી ફ્રેનીનો ઝવેલકેસ તે દીવસે બેજનજી ઘડીઆલીની ઝટાકથી છટકી પડી અંદરનું બાહાર નીકળી પડતાં આલાંનો નેકલેસ જોઇ તેવણ ગોળી લાગી હોય તેમ એકાએક ઉછલ્યા હતા તે બનાવતો અમારાં સુજ્ઞ વાંચનારાઓને યાદ હશે. એ ઉછલવા-ચોંકવાનો સબબ શું હતો તે તો આ વારતાનાં પાછલાં ભાગમાં આગલ ચાલતાં જણાશે, પણ તે અગાઉ આલાંનુંજ તે કારસ્તાન હતું એવાં અનુમાન ઉપર કાઉબા કેમ આવ્યા તે આપણે જોઇએ.

માહાલના હૉલમાં બનેલા પેલા ગોળગોળ અને નહી સમજ પડે એવા ચિત્રવિચીત્ર બનાવની વાત તેવણે ઘરે જઈ પોતાની બેટી શેહેરાં આગળ સ્વભાવીક કરી; ને તે છોકરીએ તે સમજી રડી પડી પોતાના પીતા આગળ ખુલાસો કર્યો કે અદી સહવારે તેને મળવા આવ્યો હતો. અને ત્યાર પછી તેના અને તેણીના વચ્ચે શું વાતચીત થઇ હતી તે બધુ સ્વિસ્તાર તે બાળાએ કાઉબા આગળ ખરેખરૂં કહી દીધું. વળી સોહરાબજી દલાલ ત્યાર પછી તેણીને તે સંબંધી સવાલો પુછતો આવ્યો હતો તે પણ તે વિગતવારે કહી દેવાને ચુકી નહી.

કાઉબાએ શેહેરાંના ખુલાશા ઉપર ધીરજથી દર્યાફ્ત કર્યો.

ફ્રેની અને સોહરાબ વચ્ચે નકકી થયલું કારજ કોઇપણ તરફીબથી આલાં જાણવા પામી હશે; અને તેણી જે ખુદ પોતે સોહરાબ ઉપર કુરબાંન હતી, તેથી તે દેખી શકી નહી હશે, ને તેથી ફ્રેનીનું નીકંદન કાધી નાખવાનો તેણીએ ટાગરો રચી પોતાનો નેકલેસ ફ્રેનીના ઝવેલ કેસમાં ઠેસવ્યો હશે, એમ તેવણે અટકલ કરી; અને તેમ કરવા માટે તેવણ પાસ ખાસ સબબો પણ હતા.

આલાંનો નેકલેસ જોતાંની સાથ આલાંને તેવણે પીછાની હતી. અને તે પીછાનની યાદે તેવણને એવું ખાત્રીપુર્વક માનવાને સબબો આપ્યા હતા કે તેણીના જેવી આપમતલબી-પોતાનું હીત હઇડે ધરનારી બાઈ પોતાના જાંની મિત્રોને ભોગે પણ પોતાનો સ્વાર્થ સાધ્યા વગર રહેજ નહીં. પણ એક વાતનો તેવણના મનમાં હજી ખતરો રહયો. તે બાઈ બેહેનીન

ઝવેલ્સો ગીરવી મુકી કરજ ભરવાની છુપી મકસદથી તેણી માહીતગાર કેમ થઈ? કોઇજ તે વાત જાણતું નહી હતું ત્યારે તે વાત તેણીએ કેમ જાણી?

આ ખતરાએ તેવણુની માન્યતાને જરારતી નબલી બનાવી હતી. અને તેથી આજે આલાંને ટાણુ કરતાં જોઇ, પોતાના શકને ખરાપણાંમાં ફેરવી નાખવાની તે એક સરસ ટક હાથ આવેલી ધારી તેવણે તે ગોળો ગબડાવ્યો, અને તે કેટલો અસરકારક નિવડયો તે વાંચનારાં સજ્જનો ઉપર વાંચી આવ્યાં છે.

આલાં ઉજલી વાખ મારી ગઇ; અને પાંદડાં પેરે ધ્રુજી પડી.

"ત–ત–તમે કે–કેમ એવું બોલવાની હીંમત કરોછ? એવું બેહુદું, એવું જુઠુ?" તેણી થોડીઘણી હીંમત એકથી કરી જેમ તેમ બોલી.

"જુઠું? બાઇ સાહેબ, તમારાં અંતકરણને પુછી જોવ કે હું કહેવું છ તે કેટલું સાચ્ચું છે?" કાઉબાએ કરડા અવાજે કહયું.

"જુઠું–સરબસર જુઠુ! સાત પાણીએ ધોયલું જુઠું? તમે મને એમ દબરાવી કંઈ તમારૂં કામ કાધી લેવાનો ફાંકો ધરાવતા હોવ તો તે ફોકટ છે એમ ખાત્રીથી માનજો. ચાલો ગૅટ અસાઇડ, મને જવા દેવ?" તેણી નેણ ફેરવી બોલી.

"ધીરે, બાઇ સાહેબ, ધીરે. આય એકલી વાતને માટે કંઇ હું તમારી પાસ નેકલેસ માંગતો નથી. મને એવો શક પડયો કે એ કામમાં તમારો હાથ છે, તે માહરા શકની ખાત્રી કરી જોવા મેં પાસો અજમાવ્યો; ને તમેજ ગુનેહગાર હોવાનો માહરો શક ખરો પડયોછ!"

"વૉટ રૅાટ યું ટૉક, માહરોજ નેકલેસ હું ચોરૂં? કાઉબા, એ તમે બકોછજ શું? તમારૂં ભેજુંજ મને તો ઠેકાણે નથી લાગતું" આલાંએ દમ કરયો.

"તમેજ–હાજી તમેજ તમારાં નેકલેસના ચોર છેવ–સીનાજોર છેવ. તમારીજ એક લોભી મકસદને ખાતર તમેજ એ નેકલેસ——!"

"યુ આર વૅરી ઇન્સોલટ, કાઉબા! તમને એ માટે ખમવું પડશે," આલાં તોરમાંજ તેને બોલતો અટકાવી બોલી. તેણીની છાતી ગભરાતને માટે ધમણ પેરે ઉછલી રહી હતી, છતાં તેણે બાહારથી બહુંજ ક્રોધે ભરાવનો દેખાવ કરી કહયું, "તમે જાણોછ કે સોસાયટીમાં માહરો શું દરજ્જો છે, ને આય તમે બકી રહયાંછ તે ભયંકર જુઠાણું કોઈ ઘડીભર બી માનશે એમ તમે કંઇ ખાંડ ખાવોછ શું?"

"સોસાયટીમાં તમે કયે દાહાડથી આવ્યાંછ?" કાઉબ્બા ટકોરમાં બોલ્યા.

"એટલે? તમે મને હડહડતું ઇનસ્લ્ટ કરોછ!" આલાં ગુસ્સાથી પગ અફાલી બોલી, "નાઉ લૅટ મી ગો."

"સ્ટોપ પ્લીઇઝ," કાઉબ્બાએ આડા હાથ કરી ગગડાત કર્યો.

"હેં? તમે મને એમ અટકાવનાર કોણ છેવ?"

"વીરજી વેસુના!" કાઉબ્બાએ જવાબ તતડાવ્યો.

## પ્રકરણ ૨૪ મું.

### વેચાયો.

આલાં ઉપલું નામ સમજતાં ફાટીજ ગઈ. ડોળા ફાડી તેણીએ કાઉબ્બા ગમ જોયું. અગાધ ગભરાત તેણીની આખમાં સ્પષ્ટ પ્રગટી રહયો. તેણી ધમ્મ કરતી પાછી બેંચ ઉપર ઢસડાઈ પડી.

"કેમ નામ યાદ આવેછ કે?"

"વી–વી–વી–ર–જી વે–વે–સુ–સુ–ના! શું તેજ તમે?" આલાં માહાં મુશકેલીથી ઉપલું બોલી. ખોય નીકલી પડે એવી સુકી ટશ ચશમોએ તેણી કાઉબ્બાને ટીકતી હતી. લોહીનું ટીપેટીપું તેણીના ચેહેરા પરથી ઉડી ગયું હતું. તેણી ચાદર જેવી સુફેદ મારી ગઈ હતી.

"તે હું!" કાઉબ્બાએ ગગડાત કર્યો, "આલાંમાય સુરતી તે હું. હવે માહરી યાદ તમને થઇ હશે. અને તે સાથ તમારા બાપના સુરશીદાબાદમાના હૉટલની, અને તે હૉટલમાં બનેલા પેલા ચોકકસ ચોરીના બનાવની યાદ પણ બેશક તમારાં મનમાં તાજી થઈ હશે. આલાંમાય સુરતી યાદ છે કે તે રાત કે જે રાતે માહરી સાથ ચાર વરસની એક ન્હાની છોકરીને લઇ હું તમારાં બાપના હૉટલમાં આવી ઉતરયો હતો, અને હું જરા હાઝતે દુર થયો તેટલાં તે છોકરીના ગલાંમાંનો કીંમતી હીરાનો નેકલેસ તમે–આલાંમાય સુરતી તમે કાધી લીધો હતો. તે વાર તે છોકરીએ તે નીર્દોન નાદાન બચ્ચાંએ પણ પોતાની ચાઈ ચાઈ કાધી લેનાર તરીકે તમને ઓલખાવ્યાં હતાં, બતાવ્યાં હતાં, પણ તમે સાફ નામુકર ગયાં; અને હીરાના નેકલેસ જેવું તે છોકરીના ગલાંમાં કંઇ હતુંજ નહી એમ તમે જણાવ્યું હતું. અને ઉપરથી હડધુત અને પશેમાન કરી મનેજ તમોએ

હાંકી કાઢ્યો હતો, અને સીપાઇના હાથમાં આપવાની ચોરીપર સરજોરી ભરી ધમકી આપી હતી.

હા! તે વખતે એક ચોક્કસ સબબસર તમો સાંમે હું વધુ પગલાં લઇ શક્યો નહીં. માહરી કમજ ને કઢંગી હાલતને લીધે તમે ચોર મા, બાપ, દીકરીઓને ફાવી જવા દેવાની મને સીતમભરી ફરજ પડી; પણ ખુદાનો ઇન્સાફ રાસ્ત છે. આલાંમાય સુરતી, વરસો પછી પણ તમે માહરાં સપાટામાં આયાંછ, હું હોકમ કરૂંછ કે માહરો નેકલેસ મને એકદમ સ્વાધીન કરી દેવ, નહી તો અબ ઘડી તમારૂં પાંખડું હું પોલીસના હાથમાં સોંપુછ," કાઉબા થથડાવી નાખનારા સાદે બોલ્યા, "તમને બેઇજ્જત ને રૂશવા કરૂંછ."

"ઓ નહી એમ ના કરતા. દયાને ખાતર, ખુદાને ખાતર એમ ના કરતા," આલાં કાઉબાના પગ આગળ ફસડાઈ પડી, આંખમાં આંસુઓ સહીત દયા ઉપજાવે એવા અવાજે બોલી. "માહરી પર રહેમ કરો. તમારી મતા તમને પાછી આપવા હું તૈયાર છું. પણ મને બેહોરમત જાહેરમાં ના કરશો? હું તમને અરજ કરૂંછ, કાલાવાલા કરૂંછ, તમારી પાસ કરગરીને માગી લઉંછ કે મને દરગુજર કરો. હા. મેંજ તે હાર કાઢી લીધો હતો. એ હારે હું મોહીત બની ગઇ, અને તે લેવાની બુરી લાલચ થોભાવી શકી નહી. માહરા માય બાપ એ બીના જાણતાં નહીં હતાં. મેં એ વાત તેઓથી તેઓ મરણ પામ્યાં ત્યાં તુલીક છુપાવેલી હતી," તેણી અચકી, એક ખ્યાલ તે વખતે વીજલીક ઝડપે તેણીના મગજમાં ધાઇ આવ્યો, અને તે પર તેણીએ તુરત અમલ કર્યો, "હું તમારો નેકલેસ અબઘડી તમને લાવી આપુંછ, પણ ફક્ટ એકજ શર્તે."

"શું?"

આલાંના વિલાપ અને મીનતગુજારીથી કાઉબાના મન પર ભારે અસર થઈ હતી. પોતાના પગ પાસ ફસડાઇ પડી પ્રશ્ચાતાપના ધોધમાર આંસુઓ વરસાવતી તે કમબખ્ત સુંદરીની દયાજનક હાલત ઉપર તેવણના માયાલુ જીગરમાં ઘણી મેહેર આવી, તેવણ મોમ મીસાલ નરમ બની ગયા. તેવણની સઘલી ખફગી અને તપ્તાઇ બરફ મીસાલે પીગલી ગઇ.

"તે તમે માન્ય કરશો?" આલાંએ ઘણીજ ઓજારખાહીથી માંગી લીધું.

"બાપના બોલથી," કાઉબાએ તેના હાથ પર તરસ ખાઇ ખાત્રી અપી.

"તે શરત એ છે કે માહરી કોઈ પણ પ્રકારની નામોશી તમારે બીલકુલ જાહેર કરવી નહીં." તે ગગલતાં સાદે બોલી.

"હું માહરા મુવા બાપના સોગંદ ખાઇ-કહુંછ કે, તમારી કોઇ પણ પ્રકારની નામોશી હું હોથ બહાર કાધીશ નહીં."

"તમારા વચન ઉપર ઇતબાર રાખુંછ," આલાં ઉઠી ઉભી થઈ બોલી, "અહીંજ થોભો હું બે મિનીટમાં તમારો નેકલેસ લઇ પાછી આઉંછ." તેણી પોતાની ચશમો નુછી બોલી, "હું તમારા ગ્રહસ્થ તરીકેના વચન ઉપર ઇતબાર રાખુંછ કે માહરી કોઇ પણ પ્રકારની નામોશી તમારે જાહેર કરવી નહી," તેણી ભાર નાંખી ફરીને બોલી; અને ત્યાંથી નેકલેસ લાવવા દોડી.

ઓરત ! ઓરત !! તાહરા મકકર–તાહરા ચરીત્રને કોણ પુગી શકશે ?

આલાંએ આવે આઇન વખતે વટીક કાઉબા જેવા પહવરદા ને જમાને ખાધેલને પણ બનાવી કાધ્યા. એક ગંભીર વચન–નહી તોડી શકાય એવું એક ગંભીર વચન–કાઉબા પાસ પોતાની ફરેબી લુચ્ચાઇના દાવપેચથી મેળવી તેણીએ પોતાને તમામ સલામત બનાવી મેલી હતી. 'કોઈ પણ પ્રકારની નામોશી' તેણી ભાર નાંખીને સ્પષ્ટ બોલી હતી, અને તેણીના અંદર દોડી જવાની સાથ ખરી વાતની ભ્રાંતી ભાનભુલા કાઉબાને વીજલી વેગે થઈ. ઘડીભરની ગફલતીમાં જે જાલેમ ભુલ તેવણથી અણધારી થઈ ગઈ હતી તે માટે તેવણ હાથ ને પગ અફાળવા લાગા.

થોડા વખતમાં તેણી પાછી ફરી. તેણીના હાથમાં પેલો હીરાનો નેકલેસ હતો, તે તેણીએ કાઉબાને આપ્યો.

"લેવ આય તમારો નેકલેસ! યાદ રાખજો તમારા મરનાર પીતાને નામના ગંભીર સોગંદ કે માહરી કોઈ પણ પ્રકારની નામોશી હોથ બહાર કાધવી નહીં," તેણી હસી ભાર મેલીને બોલી.

કાઉબાએ ગુસ્સાના ઝનુનથી ડોળા કકડાવી તેણી તરફ જોયું, અને તેણીના હાથમાંથી નેકલેસ ઝુટવી લીધો અને પીથ ફેરવી ત્યાંથી ચાલવા માંડયું.

---

## પ્રકરણ ૨૫ મું.

---

### કાઉબા ફ્રેનીના કાન ખોલે છે.

આલાંની ઐયારી અને મકકારી આગલ કાઉબા જેવા દેશ ખાઈ દરવાજા ખાંધે બાંધી ચુકેલા પૃવીણ પણ આજેજ આવી ગયા. તેણીએ ઠાગાથી ફેલાવેલી ફરેબી જાલમાં ફસી ગયા.

પોતે ખુબ તરેહથી આલાંને તતડાવી ને થથડાવી નાંખી હતી તેથી ડરી જઇ આલાં આમ એકાએક સીધ્ધા રાહ ઉપર આવી ગઈ હતી એમ તેવણે ભોલાઇમાં વિચાર્યું; અને આંખમાં આંસુઓના દર્યાવ સહીત તેવણુના પગ પાસ મીનતગુજારીથી ફસડાઇ પડી ગદગદીત કંઠે આલાંએ જ્યારે પોતાની કોઇ પણ પ્રકારની નામોશી નહી જાહેર કરવાનું દીસ્તું નીર્દોષ વચન તેવણ પાસથી કગલીને માગ્યું, ત્યારે તેવણ તેણી માટે દયાથી એટલા તો દાઝી ગયા હતા, તેણીની દીલ પીગલાવનારી આજીજીથી એટલા તો નરમ બની ગયા હતા કે સર બ સર ભાનભુલા બની જઇ, વધારે ઉંડો કે આગલોપાછલો ખ્યાલ કરવાનું પણ પોતાની હંમેશની મજબુત રૂઢીની વિરૂધ જઈ તેવણે આલાંના માંગ્યા મુજબનું વચન આપ્યું, અને સાબુત વેચાયા.

આલાં પોતાની અસલ્યાતની વાત તાજી થતાં અસાધારણ ગભરાતથી બધી ધમધમી ગઈ. અને તેમાં વળી કાઉબાએ—ખુદાખબર કેવી રીતે?—ફ્રેનીના ઝવેલ કેસમાં તેણીએ મુકેલા નેકલેસની વાત બી સાથ સાથ જાણી હતી એમ જાણતાં તેણીના ગાંત્રો ગાત્રાં ધીલાં મારી ગયાં. તેણીએ જોયું કે ફતેહની ટાંચ કે જે ઉપર હાલ તેની ચઢી હતી તે ઉપરથી એક સેકન્ડમાં ખુહારીના ગારમાં તેણીને ગબડાવી દેવા જેટલા સમર્થ કાઉબા હતા. તેવણનો એક તુંકારો તેણીએ ખેંચેલી સર્વે રંજ ને જેહેમતને પાણીમાં મેળવવાની તાકાત ધરાવતો હતો. પણ આવા આઇન વખતે પણ તેણીએ પોતાની સુધ્ધી બુધ્ધી છેકજ ગુમાવી નહી. વીજલી વેગે એક ખ્યાલ તેણીને થયો, અને તુરતજ પોતાંના સ્ત્રી ચરીત્રને પુર જોશથી તે ઉપર અમલમાં મેલી તેણીએ નશીબના જોરે કાઉબાને ચુપ કરી નાખ્યા.

કાઉબા એમ બુબખ બનવા કાજે હવે મનમાં બહુ ખલભલતા હતા. આલાં જ્યારે તેવણે ગબડાવેલા ગોળાથી અજાયબીમાં સપડાઈ ગઈ ત્યારે તેવણે નકકી કસદ મનશે કર્યો હતો કે તુરત ખરી વાતનો ખુલાસો સરદાર નવરોજજી આગલ કરી દેવો, પણ ભોગ તેવણુના, અને ફ્રેની અદીના કર્મના કે તેવણુ તેમ કરે તે અગાઉ તે મકકાર મહીલાના હાથ ઉપર છેત્રાઇ ગયા.

તેવણુ એક સુધ્ધા ગ્રહસ્થ હતા. એક પુરા ઇમાનદાર ને આપ્યો બોલ પાલનારા પ્રતીષ્ઠીત પુરૂષ હતા. એટલે તેવણુને પોતાની હદ વગરની નામરજી છતાં આલાંની દગલબાઝી નહીજ જાહેર કરવાની દુઃખભરી બુરી ફરજ પડી.

મેહેતા ખાનદાંનના ભલાં માટે તેવણ ઘણાંજ કાલજીમંદ હતા, ઘણાંજ ઉલટમંદ ને આતુર હતા; છતાં આ બાબમાં તેવણ નાચાર બની ગયા.

પોતાનો કોલ તેવણ કેમ તોડે ?

પણ તો બી તેવણ છેકજ નાશીપાશ બની ગયા નહી. મલાડ છોડી જતી વખતે મરવા પડેલા સરદાર નવરોજજીને આસે મસે ઘણી ખાત્રી આપતા ગયા કે અદી તદન નીર્દોષ હતો એમ તેવણ ખાત્રીપુર્વક માનતા હતા, અને તેની નીર્દોષતાના પુરાવામાં જાનજાતના માર્મીક ઇશારાઓ કર્યા વીના તેઓ રહયા નહીં !

ફ્રેનીને પણ તેવણે એવુંજ અસેમસે સમજાવ્યું.

"અદી દોષીત નથી, એમ હું માનુંછ," તેવણ ફ્રેની સાથ એકલા પડતાં બોલ્યા.

"તેમ માનવાના સબબો ?" ફ્રેનીએ પુછયું.

"અદીને હું કંઇ આજકાલનો ઓળખતો નથી, પણ બચપણથી પીછાનુંછ, ને તે પરથી હું કહી શકુંછ કે એવું અગાધ અઘોર કર્મ કરવા જેવું અદીનું ખમીરજ નથી."

"ત્યારે કોણે કીધું ?"

કાઉબાએ જવાબમાં ખભાં ચઢાવ્યાં. અને તેવણે કેવું ખરાં જીગરથી તે પલે ઇચ્છીયું કે ખરી વાતથી ફ્રેનીને વાકેફ કરી દય ?

"મોડે યા વહેલ્લે સત્ય અજવાલાંમાં આવશેજ." તેવણ જરા વાર રહી બોલ્યા.

"પણ હાલ તુંરત તો અમે કેવાં ભયંકર નામોશીમાં આવી પડયાંછ ?" ફ્રેની ડીંબો તાણી બોલી.

"એ નામોશી તમારી કસોટી છે," કાઉબાએ નરમ અવાજે નશીયત કીધી, "ફ્રેની બાઈ, દુન્યામાં કોઈ બી પુરૂં સુખી નથી. દુઃખ સર્વેને કાજે નિર્માણ છે. દરેકજણ રંક કે રાય, શાહ કે ફકીર તે અનુભવે છે. તેના અનુભવ વગર સુખની કદર પીછાનાયજ નહીં. દુઃખ કોઈ પણ પ્રકારણ, શારીરીક કે મનમગજનું, માણસની જીવતી જીંદગીમાં એક બીકટ પરીક્ષા સમાન છે. જેમાંથી પુરતાં ધૈય સાથે સફલ પસાર થવાની તેની પવીત્ર ફરજ છે. આફતોથી અકલાઈ જવાનું કંઇ બી કારણ નથી. ખુલ્લા સ્વચ્છ આકાશમાં એકાએક ચઢી આવતાં વાદલાંઓ મીસાલ આફતો છે. જેમ થોડા વખતમાં પવનના વેગમાં ધસડાઈ જઇ તે વાદલાંઓ અનદીઠ થાય છે તેજ પ્રમાણે આફતો છે. વાદલાંઓ જેમ થરીથામ રહેતાં નથી, તેમજ

આફતો પણ સદાકાલ નીભતી નથી. ધીરજ ધરો, હીંમત પકડો, ને તે સર્વ શકિત સમાન માહાનામી માહેરબમાં વીશવાશ રાખો. તે કદી કોઇને અન્યાય થવા દેતો નથી?"

"અમારા આવા વખતમાં તમે પણ ચાલી જાવછ એ અમારી એક કમનશીબી છે," ફ્રેનીએ બલાપો કર્યો.

"હું ઘણોજ દીલગીર છું કે તેમ કરવાની મને જુલમાતભરી ફરજ પડેછ," તેવણ બોલ્યા, "ફ્રેનીબાઇ જો કે હું અહીંથી જવશ છતાં પણ હરહંમેશ તમો મેહેરબાંનોની ખબર અંતર હું રાખતો રહેવશ; ને ખુદાનું ચાહવું છે તો માહરૂં કામ ફતેહમંદીથી આટોપી હું અહીંજ પાછો એકાદ માસમાંજ રહેવા આવશ. તમારા બાવાજીના ઉપકારો માહરી પર અગણીત છે. એવણની બધી ભલાઇઓ હું કોઇ કાળે ભુલી શકશ નહીં. ફ્રેનીબાઇ, ખાત્રીથી માનજો તમારા માતવંત કુટુંબનો હું એક સર્વથી મોટો સુભેચ્છક છેઉં. કંઈ પણ અડીઓપતી વખતે, કંઇ પણ મુશકીલ અઇયામને ટાઇમે તમે તમારી ડીફીકલટીઓથી માહરા સોલીસીટરો મેસર્સ મીસ્ત્રી એન્ડ મીસ્ત્રી કે જેઓ તમારા પપા ડીયરના પણ ધારાના હીમાયતીઓ છે તેઓને વાકેફ કરજો. તેઓ મને તુરત તેથી ચેતાવશે, અને હું તેવી ઘડીએ જોઇતી હરેક મદદ તમને દુન્યાને બીજે છેડે જો હું હોવશ તો ત્યાંથી બી કરશ."

"કાઉબા, તમારી મેહેરબાંની અમારી પર ઘણી છે," ફ્રેની બોલી, "તમે જાવછ તે મને ઘણું ફીલ થાયછ, અફસોસ! તમારા ગયા પછી અમારૂં કોઇજ રહયું નથી, સિવાય કે આય બિચારી આલાં."

"ફ્રેની બાઇ, મને માફ કરજો, મગર હું તમને એક સવખતની સલ્લાહ આપુંછ. આંય આલાંમાયથી તમે ઘણાં સાવધાન રહેજો!"

"એ, એ તમે શુ બોલોછ, કાઉબા? શું આલાંમાય અમારાં એક ખરાં ફ્રેન્ડ નથી?"

"બાહારના દેખાવ ઉપર ભુલવું નહી, એવી માહરી તમને નમ્ર સલ્લાહ છે. પાલેલો કુત્રોજ કોઇ વખત કરડે છે. સ્વાર્થ," કાઉબા સ્વાર્થ બોલ ઉપર ખુબ ભાર મેલી બોલ્યા, "સ્વાર્થ જીવેજાનના મિત્રોને પણ પળમાં દુશમન બનાવે છે. તે કોઇને અપ્રિયજ નથી. મતલબની મટટીનું માણુસ બનેલું છે. ઇનશાન એક મતલબનો તંબુરો છે કે જેને શયતાન વગાડે છે."

કાઉબા એટલું બોલી ફ્રેનીને શેકહેન્ડ કરી ત્યાંથી ચાલતા થયા. ફ્રેની વિચારમાં લીન બની કલાક ઉપર જ્યાં બેઠી હતી ત્યાંજ ત્યાર પછી બેસી રહી!!

# પ્રકરણ ૨૬ મું.

## ચકમક.

દાહાડાઓ વહી ગયા. કાઉબાના જતી વખતે ઓચરેલા ગંભીર સખુનો હજી ફ્રેનીના મનમાં પુર જોશથી ગનગનયા કરતા હતા. અને જેમ જેમ દિવશો પછી દિવશો ગડબડતા ગયા તેમ તેમ તે સખુનો તેણીને વખત દર વખત પાછા ને પાછા યાદ આવતા રહયા; અને તરેહવાર ભીન્ન ભીન્ન વિચારોથી તેણીનું મગજ છવાઇ રહયું.

ભયંકર તોફાનને સમયે જેમ આકાશ સીહા વાંદલાંઓના જબરદસ્ત ઢગલાઓથી ધંકાઈ જાય છે, તેમજ આફતને સમયે ઇનશાનનું મગજ વિચારોના જંગી ઘસારાની ગરમીથી ઢગઢગી જાય છે. તોફાન સમી જતાં, વાંદળાંઓની બરકતથી ફેલાવલો સીહા અંધકાર ટળી જતાં જેમ તે તોફાનથી થયલી ખાનાખરાબીઓનો પુરો ખ્યાલ આવી શકે છે; તેમ વિચારોના પ્રવાહ આફતને સમયે ઇનસાનના દેમાગને ભ્રમીત બનાવી મેલી તેને તજી જાય છે તે પછીજ ધીરજ અને શાંતી તેના અંતરમાં રાજ કરતી થાય છે, અને ત્યારેજ તે આફતમાં સપડાયલો કમનશીબ બની ગયલા બનાવો ઉપર અવકાશથી જોય છે; ખરાં ને ખોટાંનું તોલ કરી શકે છે.

એજ પ્રમાણે, તેજ પ્રમાણે ફ્રેનીના મગજમાં કાઉબાના બોલોએ ઉપજાવેલો તરેહવાર ચિત્રવિચીત્ર વિચારોનો જબરદસ્ત પ્રવાહ સમી જતાં એક દાહાડે ફુરસદે નીરાંતથી ખ્યાલ થતાં, એક આઇડીયા ઓચીંતો તેણીના મગજમાં સજીવન થયો, અને તેણી પોતાની ખુરશી ઉપરથી અજાયબીમાં ઉછલી ઉભી થઈ.

બાઈ જોવ! એ શું બનવા જોગ હતું?

આ વાર તેણી પોતાના બીમાર બાપના બીછાના આગલ બેઠી હતી. આલાં પણ તે વખતે તેની સાંમેજ એક કૅાચ ઉપર ગોથવાયલી હતી; સરદાર નવરોજજી પણ તાવે સસરી જતા અને તાસવીસ કરતા સજાગૃત બીછાનામાં પડયા હતા. તેવણ પણ ફ્રેનીને એકાચેક એટલી બધી ઓચીંતી ચમકી જતાં જોઇ ગાભરા પડયા. આલાં પણ વીસ્મય પાંમી.

"શું છે, ફ્રેની?" તેણીએ પુછયું.

"કંઈ નહી," ફ્રેની આલાંને ધારી ધારી વિચિત્ર ચશમોએ જોઇ બોલી.

"ફ્રેની દીકરી શું છે?" સરદાર નવરોજજીએ માયાથી પુછયુ.

"કંઈ નથી, બાવાજી," ફ્રેની તેવણના કપાલ ઉપર બકી લઈ બોલી, "હું બિચારા આપણા અદીનો ખ્યાલ કરતી'તી."

"હવે એ વાત હમના જવા દે, ફ્રેની! કેમ એવી વાત તું હમના એવણ આગલ કાઢેછ?" આલાંએ ફ્રેનીને ગાંગડી.

"તું અદી માટે શું વિચાર કરતી'તી, દીકરી," નવરોજજીએ પુછ્યું.

"મને લાગેછ કે અદી નીર્દોષ છે," ફ્રેની આલાં ગમ જોઈ બોલી.

"મને પણ એમજ લાગેછ દીકરી ફ્રેની," સરદાર નવરોજજી ગગલતા સાદે બોલ્યા, "પેલા કાડબાના કહી ગયા પછી એ માહરી માન્યતામાં વધારો થયોછ. ખુદા કરેને તે નીર્દોષ હોય?"

"છટ! એ વાતજ તમે ના કરો, નવરોજજી, નહી તો તમારી તબ્યત ઘણી બીગડશે," આલાં બોલી.

"નહી. તમે ભુલ કરોછ આલાંમાય; અદી નીર્દોષ છે એમ જાણતાં માહરૂં પોણું દુઃખ દફે થશે," નવરોજજી બોલ્યા.

"જે બન્યું તે તો બન્યું. હવે તમે ગઇ ગુજરી ભુલી જાવ," આલાં બોલી, "જો એ નીર્દોષજ હતે તો નાહસીજ શું કામ જતે?"

"હા તે નીર્દોષ હતો, બીલકુલ નીર્દોષ હતો. આલાંમાય, અદી જરા બી 'ખતાવાર નહી' હતો. પણ તે એક સંજોગનો ભોગ થઈ પડયો તો, અને તે સંજોગને તમે પોતે આભારી છેવ," ફ્રેનીએ ઉશકેરાઈ જઈ પોતાના મનમાં એ પલ અગાઉ આવેલા તરતના ખ્યાલને શબદરૂપ આપી દીધું.

"વૉટ ડુ યુ મીન?" આલાં તે અચાનક હુમલાથી બેશક પેહેલે તો જરા ગંગેતાઇ ગઇ, પણ પછી હીંમત એકઠી કરી બોલી.

"આલાં, તાહરીજ મોહોકાણથી અમો બંને ભાઇ બેહેનો એકમેક પર શક લઇ ગયાં! ફ્રેનો રહી રહીને બધું રંધાઇ ચુકું હતું ત્યારે ખરૂ ખ્યાલ કરી શકી હતી તે બોલી.

"એ તું બકેચ શું?" આલાં ચીચવાઈ, જો કે તેણીના જીવ તો ઓય આખર થઇ જાય એટલી હદ સુધીનો હેબત ધસકે ધડકી ગયો હતો.

"એ બધું શું ગોલ ગોલ તમે લોક બોલોછ? ફ્રેની, આલાંમાય શું અદી નીર્દોષ છે? શું અદી ચોર નથી. એ કોઇ મને કહો, જો તેમ હોય તો જલદી કહો. મને ના તવલાવો, ના તરસાવો," સરદાર નવરોજજી ઘણીજ આજીજીથી બોલ્યા.

---

"હા, અદી નીર્દોષ છે." આલાં એકાએક બોલી. તેણી કૉચ ઉપ-રથી ઉઠી ઉભી થઈ, અને ફ્રેની તરફ પોતાનો હાથ લંબાવી આંગલી કરી બોલી, "અદી નીર્દોષ છે, ખરી ચોર આય ફ્રેની છે. ખરી વાત હું એની કદર ખાઈ છુપાવતી હતી—ધાંકતી હતી, મગર એ નગુણીએ આજે એ આળ માહરીજ ટોકે બોલવવાની શરકશી કરીછ. નવરોજજી, માહરા નેકલેસની ખરી ચોર આય તમારી બેટી ફ્રેની છે. અદીએ તે દાદર પરથી જડતાં એને મને સ્વાધીન કરી દેવા આપ્યો હતો, પણ એને મને તે સોંપ્યો નહીં, અને પોતેજ દબાવી રાખ્યો. મેં એ વાત એને ખાતર દયા લાવી છુપાવી હતી, પણ દયાનીજ આ દુન્યા નથી, ધર્મ કરતાં કર્મ નડે તેમ આજે એ બેબદામની છોકરી આંખમાંથી શર્મ છોડી મનેજ એ તોહમત માટે તકસીરવાર થરાવવા નીકલીછ" આલાં એટલું બોલી બારણું અફાલી ઝીંકીને બંધ કરી રૂમમાંથી ચાલી ગઈ.

ફ્રેની આલાંના આ અચાનક હુમલાથી ગાફેલ બની જઇ બેફામ જેવી તેણીને ટીકતી બેઠી.

પ્રપંચી આલાંએ હજી પોતાની દગાબાઝી તજી નહી. બબ્બે મરતબા પોતાની ચપલાઇભરી મકકરબાઝીથી તેણી ફાવી ગઈ. બબ્બે મરતબા આક્ષેપો તેની સામે ઓચીંતા લાવવામાં આવ્યા મગર તે સાંમે પોતાના ફરેબ અને ચરતથી બાથ ભીડી ઉસ્તવાર ખડી રહી. કાઉબાને તો તેણીએ એક ગંભીર વચનથી બાંધી લઈ સદાના ચુપજ કરી નાખ્યા; અને તેવીજ કંઈ અસર પોતાના ડ્રૉમેટીક બોલવાની તેણી બીચાર સરદાર નવરોજજી પર ઉપજાવવા ચાહતી હતી, મગર તેણીની તે ધારણા નીશફળ ગઈ; કેમકે સરદાર નવરોજજી અદી નીર્દોષ હતો એવો આલાંનો ખુલાશો સમજતાંજ ભારે હરખના માર્યા બેશુધ બની ગયા હતા!

## પ્રકરણ ૨૭ મું.

### અંતે આશા પાર:

મી૦ સોહરાબ દલાલ. એમ. એ., એલ. એલ. બી, બારીસ્ટર-એટ-લૉ, હૉર્નબી રો ઉપર આવેલી પોતાની ચેમ્બરના પ્રાઇવેટ રૂમમાં જાનેવારી માસની આખેરી ઉપરના એક દિવસે કંઈ ગંભીર વિચારમાં મશગુલ બેઠો હતો. ક્રીસમસની રજા કેદાહાડની આખર થઇ હતી, અને ક્લીફ્સોના

દગલાઓ જુદા જુદા જાણીના સોલીસીટરો તરફથી તેની ટેબલ ઉપર આવી પડયા હતા, પણ હજી તેને એક પણ કેસ હાથમાં લીધો નહી હતો. દરેકને ચોખ્ખી ના પાડતો હતા. ધંધા પર તેનું મન લાગતું નહી હતું. તેનો જીવ બધો ઉચત મારી ગયો હતો. વિચારોની ગરમીમાં તેનો રાત અને દિવસ પસાર થતો હતો, અને વિચારો બધા મલાડમાના મેહેતા માહાલ અને ત્યાંના રહેવાશીઓને લગતાજ હતા.

ફ્રેનીને સાચ્ચા પ્યારથી તે ચાહાતો હતો; પણ તે ચાહામાં નહી ધારી ખલલ પડવાથી તે ઘણો નાશીપાશ ને રંજીદા બની ગયો. અદી માટે પણ તેને બેહદ બલાપો થતો હતો; અને માહાલ છોડી જવાની તેને બતાવેલી નાદાન્યતભરી હુલ્લડાઇ માટે તે ઘણો અફસોસ કરતો હતો. તેમ આલાંનો ખ્યાલ થતાં એક વખાણ અને પ્રસંશાનીજ આહા તેના મુખમાંથી હવે નીકલતી થઈ હતી. તેણી કેટલી ભલી, કેટલી પરદુઃખ ભજણ, કેટલી માયાલુ ને સ્વભોગ આપનારી હતી? ફ્રેનીના પ્યારમાં પોતાને નીશફળ નીવડેલો જોઈ તેણે હવે આલાં ગમ નજર દોડાવી. પોતાના જીગરની અંદર આલાં કાજે પ્યાર જેવી કંઈ નરમ લાગણીઓ હસ્તી ધરાવતી હતી કે નહી તે તેણે તપાસ્યું. અને તે તપાસનું પરીણામ શું આવ્યું?

આલાં માટે તેના જીગરમાં પ્યાર જેવું હાલ કશું ન હતું; પણ વગર શકે એક ખરેખરી નમુનેદાર ઓરત તરીકે તે તેના હૈડામાં કોતરાઈ હતી. તેણીના ઉદાર સ્વભોગ ને માયાલુ ખ્યાસના ઉંડા પડછાયા તેના જીગરમાં પડયા હતા, અને વધુમાં આલાં ખુબસુરત ઘણી હતી. મેહેતા ખાંનદાંનની તે ભલી દીલશોઝ મદદગાર તરફ સોહરાબનુ દીલ આભારી તો બન્યુંજ હતું, વળી તેને આજ સુધીમાં જોયું બી હતું કે આલાં તેની પરથી મરી ફીટતી હતી. તેને વરવા આતુર ને તલબગાર હતી, તેથી તેણી તેને સુખીજ કરે એ તો નીશક હતું. પણ શું તે તેણીને સુખી કરી શકશે? સોહરાબને ખ્યાલ થયો. કાંય નહી? તે તેણીના ઉદાર ખ્યાલ ને ઉંચી વર્તણુંકનો એક સાચ્ચો વખાણનાર તો અત્યારથી હતોજ, તો કાંય નહી વખતના વહેવા સાથ તે તેણીના પ્યારનો પણ પુજારી બને, તેનું દિલ તેણી તરફ ખેંચાય? એમાં નહી બનવાજોગ શું હતું?

ઉપલો ખ્યાલ કરતો સોહરાબ પોતાની ટેબલ આગળ કલાક ઉપર થયો સ્થિર બેઠો હતો, તેટલાં તેનો એક કલાર્ક રૂમમાં આવ્યો.

"કેમ?" સોહરાબે તેની તરફ જોઇ અંગ્રેજીમા પુછયું.

"એક લેડી તમને મળવા માંગેછ સાહેબ," તે પારસી કલાર્કે ઇંગલીશમાંજ ઉત્તર કર્યો,

"કોણ લેડી છે, મડમ છે?"

"નહીજી, પારસણ છે!"

"શું કામ છે?"

"તે કંઈ તેવણ કહેતાં નથી, સાહેબ."

"બૉશ? હું હાલ કોઇને મળવા માંગતો નથી" સોહરાબ બોલ્યો. "વારૂ તેને કંઇ નામ આપ્યું કે?

"નો સર!"

"તેવણ જાણેછ કે હું અંદર છેઉં?"

"હાજી. તેવણના પુછવાથી મેં હકારમાં જવાબ દીધોછ."

સોહરાબે એ સમજી તે બીચારા પારસી કલાર્ક ઉપર ગુસ્સાથી ડોળા કકડાવ્યા.

"જાવ! ત્યારે દાખલ કરો!" તે કચવાત બતાવી બોલ્યો. તે કલાર્ક નમીને ગયો; અને પછી જરા વારમાં તે રૂમનું સપ્રીંગ ડૉર ખોલી આલાંબામજી અંદર હસ્તી દાખલ થઇ.

સોહરાબ ઓચબાને માર્યો ઉછલી ઉભો થયો.

"અલો!" તે પુકાર્યો.

"તમે મને જોઇ અજબ થયા?"

"બેશક! અજબ ને વળી ઇટ્ ઇઝ એ ગ્રેટ પ્લેઝર! એટલાં જલદી તમને જોવાની આશા મેં નહી રાખીતી," સોહરાબ તેણીને એક ખુરશી ઉપર બેસાડતાં બોલ્યો.

"એમ?" આલાં પોતાની દાડમની કળી જેવા સુધ્ધા સફેદ દાંત દેખાડી–હસતી અનકો કરી બોલી.

"તમે મલાડ કાંય છોડી આવ્યાં?" સોહરાબે પુછયું.

"મને તેમ કરવાની ફરજ પડી," આલાંએ ઉતર આપ્યો.

"સબબ?"

"નેકલેસનો ચોર પકડાયો."

"કોણ?" સોહરાબે આશાવંત બની પુછયું.

"હું પોતે!"

"વૉટ! તમે માહરી મશકેરી કરોછ?"

"ઓ નો! નૉટ ઍટ ઑલ?" આલાં બોલી, "આજેજ સહવારે ફ્રેનીએ માહરી પર એ તોહમત મુકયુ"

"માઇ ગૉડ! વૉટ ડુ યુ સે!"

"ધ ટ્રુથ?"

"હાઉ કેન ધૅટ બી?" સોહરાબ વધતો અચરત બની બોલ્યો.

"ઇટ ઇઝ જસ્ટ ઍઝ આઇ સે! ને સાથ વળી તમારૂં નામ બી સંડોવાયુંછ," આલાંએ પોતાની મતલબને પેશ પડતો ખુલાસો કરવો જારી રાખ્યો.

"માહરૂં નામ?"

"હા તમારૂં?"

"કેમ? કેવી રીતે?"

"તમને તેણીથી છુટાં પાડવા ખાતર મેંજ તે નેકલેસ તેણીના ઝવેલ-કેસમાં મુકયો હતો એવું આળ ફ્રેનીએ માહરા પર મુકયુંછ."

"ફ્રેનીનું માથું ખીસી ગયલું હોવું જોઇએ." સોહરાબ બખાલ્યો, "પણ એવો આક્ષેપ મુકવાનો સબબ!"

આલાંએ નીચું જોયું.

"વૅલ! સબબ તો તમને સોહરાબજી હું શું કહું? મુને મને કહેતાં બી લાજ આવેછ." આલાં લાલ બની બોલી.

સોહરાબ સબબ પામી જતાં પોતે પણ લાલ થયો.

"ઓહ આઇ સી! ફ્રેની એમ સમજેછ કે–તમે–તમે અદેખાં બની આ કામ કીધુંછ?"

આલાં નીચી મુંડીએ પોતાના પેટન્ટ લેધર શુંની ટોને ટીકતી કંઇ પણ જવાબ આપ્યા વગર બેસી રહી!

"ઇટ ઇઝ વેરી મીન ઑફ હર!" તે બોલ્યો.

"મને કંઇ એના એવાં ગલીચ ગુલબાનનું નથી લાગતું, પણ મને એણે સરદાર નવરોજજીના દેખતાં અપમાન કર્યું ને સાથ સાથ તમારૂં નામ બી સંડોવ્યું તે માટે ઘણી ચીડ ચઢેછ." આલાં ચીબી બની બોલી.

"ઇટ ઇઝ અનટોલરેબલ–અનપારડનેબલ!" સોહરાબ આલાં તરફ પ્રશંશા ને મમતાથી જોઇ બોલ્યો.

"પછી મને ચાલી આવવાની ફરજ પડી!"

"યુ ડીડ રાઇટ! તમને ઘણું કઢંગું અપમાન થયુંછ. ફ્રેની સદંતર ભેજાંથી ખીસી ગયલી તેમ કરવામાં હોવી જોઇએ."

"આઈ કેર નૉટ ફૉર ધૅટ!" આલાં બબડી.

"ધૅટ ઇઝ મૅગનીફીશન્ટ ઑફ યુ." સોહરાબ બોલ્યો, "પણ વગર શકે ઘણીજ-છેકજ-નગુણી બની."

"તેમાં આપણે તેનો કસુર કાઢી શકયે નહી?"

"માઈ ગૉડ! આલાંમાય, તમારી પર આટલું વીંટવાં છતાં તમો એની તરફ માયાલુ બનોછ!"

"વાય નૉટ!" આલાં આંખ ચુંચી કરી બોલી.

"વાય નૉટ! બાઈ જોવ? એ વલી કેવો એબસર્ડ કવેસચન? શું ફ્રેનીએ તમારા અનુંપમ ઉપકારોનો બદલો અપકારોમાં આપ્યો નથી?"

"પણ તેમાં તેણીનો ઝાઝો વાંક નથી."

"કારણ,"

"કારણ મલાડમાં આપણે જ્યારત્યાર સાથેજ ફરતાં'તાં તેથી તેણીએ એવું કંઈ ધાર્યું હોય," આલાં બોલી, "મને તો એ બાપડી માંટે ઘણું ચચરેછ. ગરીબ બાપડી! માહરી હોરમત ને ઇજ્જતના બચાવને ખાતર છેવટે સરદાર નવરોજજીને કહેવાની મને સીતમભરી ફરજ પડી કે માહરો નેકલેસ ફ્રેનીએ ચોર્યો હતો, જ્યારે અદી તો અમસ્થોજ બદનામ બન્યો હતો. ખરૂં કહુંછ સોહરાબજી આય વાત જાહેર કરતાં મને-ઘણુંજ-ઘણું-દુઃખ થયુંછ," તેણી જાંણે તે બોલતી વખત પણ લાગણીઓથી આજેજ આવી ગઇ હોય એવા આવભાવે બોલી.

તેણીના આ પેટરાઓએ સોહરાબનું દિલ જાતી પીગલાવ્યું.

"હા! કેવી ભલી? કેવી ઉદાર? આટલું-આટલું ખમવા છતાં-અપમાનો વટીક થયાં છતાં હજી તો તેણી ફ્રેની તરફ રહેમ બતાવતી હતી. અહા? આફીન! આફીન!!" તેણે વિચાર્યું.

"હવે રજા લઉંછ," આલાં બોલી.

"એટલાં જલદી!"

"હજી તો હું માહરે ઘર બી ગઇ નથી. સ્ટેશન પરથી સામાન આયા સાથ મોકલાવી દઇ હું પરબારીજ અંહી આવીછ."

"ઠેંક્સ! તમારો ઘણો આભાર થયો. તમે માહરે ખાતર ત્યારે તકલીફ ઉઠાવીછ."

"નૉનસન્સ! વળી એમાં તકલીફ શાંની! આર વી નૉટ ફ્રેન્ડસ?" આલાં મીઠાસથી હસી બોલી.

"યસ, મૉર ધૅન ફ્રેન્ડસ!" સોહરાબ તેણીને શેકહેન્ડ કરતાં બોલ્યો. એક પળ જોઇએ તે કરતાં વધુ વખત તેણીનો હાથ તેને પોતાનામાં દાબી રાખ્યો, અને ધીમેથી પ્રેસ કર્યો, કે જેના વલતો તેવોજ પ્રતીઉતર આપવાને આલાં ચુકી નહી.

"આવતી કાલે રાતે તમે કેથે ઍનગેઝડ છેવકે?"

"નહી!"

"ત્યારે માહરી સાથ ડીનર લેજો, માહરે ત્યાં, વીલ યુ."

"હા, મોટી ખુસી સાથે!" સોહરાબે હા પાડી.

"કોઇ બીજું પરોણું રહેશે નહી, સિવાય કે તમે!"

"ધૅટસ ગુડ!" સોહરાબ હરખાઈ બોલ્યો.

"વૅલ ત્યારે ટટા, ડૉન્ટ ફેલ!"

"ટટા?"

તેણી ગઇ. સોહરાબને પોતાની બીછાવેલી ફરેબ અને પ્રીતનાની જાલમાં વધારે સીકડો ખુશહાલ જીગરે ગઈ.

પોતાની તમામ ધારણાઓમાં તેણી સંપુર્ણ ફાવી હતી. તેણી જીતી હતી, અને જે વખત જાયછ તેમાં સોહરાબ તેણીના હાથની માંગની કરશે એમ તેણીની આજની તેની સાથની વાતચીત ઉપરથી પકકી ખાત્રી થઈ.

સોહરાબ તેણીના જતા આકારને ટીકતો પોતાના રૂમમાં ઉભો.

"આહા! કેવી ઉમદા ઉંચી મનોવૃતીની નમુનેદાર ઓરત! ખચ્ચીતજ જો ફ્રેની પછી માહરી મોહોરદાર થવાને લાયક આખી પારસી કોમમાં જો કોઈ રૂપસુંદરી હોય તો તે એજ છે." તે બબડયો.

## પ્રકરણ ૨૮ મું.

### "તું માહરી ધણીઆંણી થશે?"

આલાં, ઐયારી મકકારી આલાં પોતાના દગાબાઝ દાવપેચો અને શીતુરીઓથી ફાવી ગઇ. નીર્દોષ ફ્રેની મેહેતાનું નીકંદન કાધી નાંખી, પોતાનો સીકકો બેસાડી ગઇ. બદીની જીત ને નેકીને હાર થઇ.

આહા! દુન્યાંજ આજકાલ એવી છે. લુચ્છાઓ, પ્રપંચીઓ, તરેહે-વાર ફેલ ફરેઓમાં પુરા ચોટે ખુશાલોજ આજે ખુશખુશહાલ ફરે છે; બદમાશો ને ફીટુરીઓજ હર જગે ફાવી નીકલે છે, ને ગરીબ બિચારા સત્યનીષ્ટ નીર્દોષો ફોકટનાંજ અવત્યાં મારે છે. યારો દુન્યાંજ જુડી છે, જુઠાની છે!

બીજે દીવસે રાતના સોહરાબ હયુજીસ રોડ ઉપર આવેલી બગદાદી બીલ્ડીંગસમાં–આલાંના રહેવાના મકાને–ડીનર ઉપર પ્રોમીસ મુજબ હાજર થયો.

હસ્તે ચેહેરે આલાંએ તેને ઘણોજ હરખ ભર્યો આવકાર આપ્યો. આ ખાસ હીંગામ સારૂં આલાં જરા વધારે ટેસ્ટથી બનીથનીને બેઠી હતી; અને સોહરાબની ઉપર તેના ઉંચા ટેસ્ટે અને દીલજીત બ્યુટીએ ઘણી બલવાન અસર ઉપજાવી.

"આજે તમે ઘણાંજ બ્યુટીફુલ લાગોછો," સોહરાબે કહયું.

આલાં તે કૅામ્પલીમેન્ટ સમજી લાલ બની.

"શું જો તમે બી સોહરાબજી ગરીબની મશકેરી કરોછો." તેણી મચકાઇને બોલી.

"લેશ માત્ર પણ નહી. માહરાં દીલનો સાચો ઉભરો હું તમારી હજુરમાં રજુ કરૂંછું. બીલીવ મી." સોહરાબે ખાત્રી આપી.

આલાં હરખથી જાસ્તી રાતી બની.

ઝીકની ચકચકતી કીમતી કોર ભરેલી સુંદર સુફેદ સાડીમાં, તેવાજ ઘણાજ આરટીસ્ટીક કટના ફાંકડા બલાઉઝની અંદર આલાં અજબ મન-હરણ દીસ્તી હતી. તેણીના ગોરા દુધ જેવા સુંદર બ્રેસ્લેટ પેહેડેલા અર્ધા ઉંઘાડા હાથો, ને સુંદર સેપ્લી આંગલાંઓ પર ઝગમગી રહેલી હીરાની વીટીઓ તેણીની અનુપમ સુંદરતામાં ઉમેરો કરતી હતી અલબતાં આજકાલની રશમ મુજબ માથુંબાનું નદારદ હતું; અને તેણીના ફાંકડા લાંબા જુલફાઓ સફાઇથી ડ્રેસ કરીને સાઇડમાંથી સીધ્ધો સેંહતો ખેંચ્યો હતો, અને ઉપર એક રંગીન હીરાજડત બો ઘણીજ લવ્લી ફીસમે બાંધ્યો હતો; જેમાં જડેલો હીરો ઇલેકટ્રીક લાઇટના ઉજાશમાં અજબ દીપી રહયો હતો, અને તેણીને દીપાવી રહયો હતો. છાતી આગલ બલાઉઝમાં એક અસાધારણ મોટો ગુલાબ તેણીએ પીન કર્યો હતો, જે તેણીના સુંદર રૂખસારાઓ ઉપર સોહરાબના કૅામ્પલીમેન્ટથી ચઢેલી લાલી આગલ ગોયા ઝંખવાણો પડી જતો હતો.

એલારપેલારના ટાહેલાં થોડો વખત કરી પછી તેઓ ડીનર લેવા બેઠાં. ડીનર પછી આલાંએ પ્યાના ઉપર થોડાંક ગીત ગાઈ સોહરાબને રીઝવ્યો.

"ઠેંકસ! તમે ઘણુંજ સરસ ગાઈ વગાડી જાણોછ!"

"બસ તમે તો મને આજે છાપડેજ ચઢાવવાના વિચારથી અત્રે આવેલા લાગોછ," આલાં અનકો કરી સોહરાબની નજદીકમાં એક નીચી ખુરશી ઉપર ગોથવાઇ બોલી.

"એમ! આઈ ડૉન્ટ ડીંક સો." સોહરાબ બોલ્યો ને પછી એકી ટગરે આલાંને નીહાલવા પડયો, "આલાં, અલાંમાય, માહરે તમને એક વાત કહેવીછ. વીલ યુ હીયર?"

આલાંનુ જુવાંન જીગર ખુશહાલીને મારે તેનાં ગલાંમાં આવી ખુટ્યું.

"હા, બોલોની શું છે?" તેણી ધડકતે જીગરે બોલી.

"તું માહરી ધણીઆણી થશે?" સોહરાબે જરા બી લાંપુલચ કર્યા વગર સીધ્ધો સવાલ તેણીનો હાથ પકડી કર્યો.

બે મિનીટ જવાબ મલતાં વહી ગઈ, આલાં એટલી તો હરખમાં આવી ગઈ કે તેણી બોલી પણ શકી નહીં.

"હા," અંતે તેણી ધીમેથી બોલી; અને સોહરાબ ગમ જોયું. તેણીની આંખમાં હરખના આંસુઓ ઉભરી આવ્યાં હતાં. સોહરાબે તે જોયાં, અને તેજ વખતે આલાં તેને કેદાહાડની અને કેટલી ચાહતી હતી તેનો ખ્યાલ થયો; અને તે જોતાંની સાથ એક અનુપમ સુખનું ને ખુશહાલીનું લખલખું તેના તમામ તનબદનમાંથી પસાર થયું. આલાંનો હાથ ખેંચી તેણીને પોતાની ગોદમાં તેણે ખેંચી, અને આજે તેઓ વચ્ચે થયલા પવીત્ર કોલ કરારના પુરાવામાં તેને તેણીના હરખથી ધ્રુજતા ગોલાબી હોઠો ઉપર સીલ માર્યું—ચુંબન કયું.

## પ્રકરણ ૨૯ મું.

### સરદાર નવરોજજીનું મરણ.

બીજી સહવારે ઘણાં ખુશહાલ જીગરે સોહરાબ ઉઠયો. ગઇ રાતનો બની ગયલો બનાવ એક સ્વપના સમ ઝડપી તેને લાગ્યો. અને પેહેલાં તો તે પોતાનાં મન સાથ પોતેજ હયરત રહયો કે એટલા ટુંક સમયમાં એક

મુકીને બીજી ઔરત ઉપર તે ફીદાજ કેમ થઈ શકયો હતો.

આલાંના હાથની તેને કરેલી ઑફર કંઈ તેના તેણી તરફના પ્યારને આભારી નહી હતી. જે પ્યારથી તે ફ્રેનીને ચાહતાં શીખ્યો હતો અને ચાહી શકયો હતો તેવો પ્યાર આલાં માટે હજી તેના જીગરમાં બરપા થયો નહી હતો. પણ આલાંની ઘાડી દોસ્તી, ઉમદા ગુનો અને ભલી ભલાઇ-ઓએ સોહરાબને તેમ કરવા મજબુત લલચાવ્યો હતો.

તે નાસ્તા ઉપર બેઠો બેઠો જામેના સફાઓ બેદરકારીથી ઉથલાવતો હતો, તેટલાં તેના વચલા સફા ઉપરની એક ખબરથી તે ચમકયો. તેના હાથમાં પકડેલું કોકોનું કપ છટકીને રકેબીમાં પડયું. જાણે વાત માનવામાં આવતી નહી હોય તેમ તેણે તે ખબર ફરી અને ફરીથી વાંચી.

"મલાડવાલા સરદાર નવરોજજી અરદેસર મેહેતાના દીલગીરીભર્યા મરણના સમાચાર અમો યંત્રમાં જતા હતાં તે વખતે મળ્યા છે."

ઉપલી તે ખબર હતી. તે વાંચતાંની સાથજ સોહરાબ સર બ સર દીલગીરીના દર્યાવમાંજ ગરકાવ ગયો.

નાસ્તો ખાધા વગરજ તે ટેબલ પરથી ઉઠી ગયો અને પોતાના નોકરને કાર તૈયાર કરી જલદી લાવવાનો શોફરને હુકમ કરવા ગૅરેજમાં દોડાવ્યો, અને પોતે તૈયાર થવા ગયો.

પા કલાકમાં તે ડ્રેસ કરી પોતાના રૂમની બહાર આવ્યો. આ વાર તેનો ચેહેરો ગમને માર્યો ફીકકો મારી ગયો હતો. સરદાર નવરોજજીને તે પીતાતુલ્ય પ્રેમથી ચાહાતો હતો તેથી તેવણના મરણની આ એકાએક નહી ધારી ખબર વાંચી તે સખ્ત ગમ ખાઈ ગયો; અને તે વધું ગમગીન, દર્દમંદ ને ફીકરમંદ એટલા માટે બન્યો કે હાલ માહાલમાં ફ્રેની આગળ કોઇજ નહીં હતું. ફ્રેની બીલકુલ એકલી હતી. કાઉબા કારભારી પણ પોતાના અંગત કામસર મલાડ પોતાની બેટી સાથ છોડી ગયા હતા, એમ, આલાં મારફતે ગઈ રાત્રેજ તેણે જાણ્યું હતું, એટલે ફ્રેનીના આ મોટાં દુ:ખમાં દિલાશો દેવા યા મદદ કરવા કોઇ પણ અંગત ઓળખીતું તે ઘડીએ માહાલમાં નહી હતું.

તે કારમાં ચઠી બેઠો, અને હયુજીસ રોડ બગદાદી બીલડીંગસ તરફ જલદી લઇ જવાનો હુકમ કાઢ્યો.

સોહરાબનો બંગલો કોલાબે આવેલો હોવાને લીધે તે થોડીક મીની ટમાં ત્યાં જઇ લાગો.

આલાં જો કે દશ વાગવા આવ્યા હતા છતાં તુરતનીજ ઉઠી નાસ્તા ઉપર બેઠી હતી; તે આમ સોહરાબને એકાએક આવેલો જોઇ, તથા તેનો ફીકકો ફકરમંદ મુખડો નીહાલી અજબ થઈ.

"કેમ? સોહરાબ ડીયર, શું છે?" તેણીએ કાળજીમંદ પુછપરછ કરી.

"તેં ન્યુસ વાંચ્યું કે?" સોહરાબે પુછ્યું.

"નહી, ડાર્લીંગ," આલાં બોલી, "હું તો હજી હમણાજ ઉઠી. કેમ શું છે, સોહરાબ ડીયર તું એટલો બધો દીલગીર ને સુફેદ કાંય દીસેછ?"

"સરદાર નવરોજજી ગુજર્યો," સોહરાબે લગભગ રડી દેતાં કહયું.

આલાં એઘડી સ્તબંધ બની ગઇ. તેણી આ અનધારી ખબરથી દઘાઇને ફીકકી મારી ગઈ.

"ગુજર્યા—ને—ને—હું અંહી ચાલી આવી," તેણી બોલી.

"છટ! તુંને ચાલી આવવાની ફરજ પડી," સોહરાબે તુરત ઉતર કર્યો, "હવે એ ખ્યાલ હાલ જવાદે આલાં. ફ્રેની ત્યાં તદન એખલીજ છે. તેને મદદ થાય એવું ઓલખીતું પારખીતું કે દોસ્ત આશનાવ કોઇ નથી. અદીનો બી પતો નથી. કાઉઆ બી મલાડમાં નથી. એટલે તેણીને કોઈ મદદગારની જરૂર છે. ને આપણાં સિવાય, આલાં, બીજું કોઇજ તેને સહાય કરે એવું હાલ નથી માટે આપણે તતકાલ મલાડ દોડી પોંહો-ચવું જોઇએ."

આલાંએ ડોકું ધુણાવ્યું.

"તેમ ખચ્ચીતજ છે ખરૂં," આલાં બોલી, "પણ જો આપણે જઇશું તો કદાચ અપમાન કરીને તે આપણને કાઢી મેળશે."

"વાય?—નો! તું ભુલેછ! ફ્રેની એવું કદી કરશે કે કરી શકશે નહીં." સોહરાબ આલાંનું બોલવું સમજી અજાયબીથી ચમકીને બોલ્યો.

"જરૂરજ તેમ કરશે," આલાં બોલી, "તમે મરદો ઓરતોના જીગર વાંચવામાં ઘણાંજ પછાત રહેયછ. ઓરતનું જીગર એક ઓરતજ વાંચી કે પારખી શકેછ, ને તે પરથી હું ખાત્રાથી કહુંછ, સોહરાબ ડીયર, કે તે જરૂર તેમ કરશે, આપણી ત્યાંની હાજરી તેનું દુઃખ ઘટાડવાને બદલે સામું વધારશે."

સોહરાબના કપાલ ઉપર ચીલ્લો ચઢ્યો.

"કદાચ આલાં તાહરૂં કહેવું વાજબી હોય!" તે વિચારવંત બોલ્યો, "વેલ, ત્યારે હું એકલો જાઉંછ."

તે જવા ઉઠયો. આલાં તેની નજદીક આવી તેના ગલાંમાં હાથ નાખી તેના ચેહેરા પર બકી લઈ બોલી, "નહી વ્હાલા તું ના જા."

"કારણ?" સોહરાબે જરીક ગુસ્સાભેર સવાલ કર્યો.

"શું તું વીસરી જાયછ કે તેણી તને ને તું તેણીને ચાહેછ," તેણી પોતાનું મોઢું તેની પોહોળી છાતીમાં છુપાવી બોલી.

તે જાણતી હતી કે આ શબ્દો બોલવામાં ઘણો જોખમ સમાયલો હતો. તે સમજતાં સોહરાબના મોંઢા ઉપર કચવાત દેખીતો પ્રગટી રહયો. ખુલ્લુંજ હતું કે તેણીના બોલવાથી તેને ઝટકો લાગ્યો હતો.

"હશ! પ્લીઇઝ," તે કડવાશથી બોલ્યો, "તાહરે હવે એ વિચારવું બી નહી જોઇએ ને બોલવું બી નહી જોઇએ."

બંધી આલાં તેની ગોદમાં જાસ્તી દબાઇ ઉભી. તેના બોલોની અસર ચમતકારીક નીવડી, કારણ જરા વાર રહી સોહરાબ "પણ હું બી નહી જતો" કરી બોલ્યો.

"પણ આપણે કંઈ કરવું તો જોઇએ. મેહેતાવાળાઓની નાણાં સંબંધી હાલત હાલ ઘણી બતંગ છે," સોહરાબ બોલ્યો.

"હા, આપણને કંઈ કરવું જોઇએ, મગર ફ્રેની તે જાણે નહી તેમ," આલાં સોહરાબની મુછનો આંકડો બ્હાલથી મરોડતાં બોલી. સોહરાબે તેણી તરફ ઉપકારભરી ચશમે જોયું.

"માહરા થાંને તું વધારે દાનાવ છે," તે હસીને તે મધુરીના હોાથ ચુમતાં બોલ્યો.

"ચોક્કસ બાબદોમાં ઓરતો મરદો થાંને વધારે સારૂ કામ કરી શકેછ," આલાં મોંહ મલકાવી બોલી, "સોહરાબ તું માહરી સાથ ગુસ્સે તો નથીની?"

"ગુસ્સે! તાહરી સાથે? કાંય?" સોહરાબે અજાયબી પ્રદશીત કરી. "ફ્રેની આગલ મેં તને જવા ના કહયું તેથી."

"વૅલ, ટુ સે ધ ટ્રુથ, પ્રથમમાં જરા મને ઝાંઝ તો ચધી ખરી પણ——"

આલાંએ તેને વધુ બોલતો અટકાવ્યો.

"ડીયર, મેં તુંને ત્યાં ના જવા કહેવામાં સારૂંજ સુચવ્યુંછ," બૈરાંઓની લાગણીઓ મેં તને કહયું તેમ અમે બૈરાંઓજ સમજી શકયેછ. તું જો ત્યાં ગયો હતે, યા આપણે સાથે જઇએ તો ફ્રેની અદેખાઇની મારેલી ને આવનવા ગમથી ગુચવાયલી જરૂર આપણને ઇન્સલ્ટ કરી કાઢતે.

"વૅલ નાઉ દ્રોપ ધી મેટર! હું તાહરી સાથ તે માટે ગુસ્સે નથી" સોહરાબે કહયું.

"સોહરાબ વ્હાલા, ગઈ રાતે તેં કરેલી માંગણી માટે તું પસ્તાતો તો નથીની" આલાંએ પુછ્યુ.

"માઈ ડીયર ગર્લ, વલી પસતાઉ શાંનો?" સોહરાબ વિસ્મય પામ્યો.

"કદાચ તેં માહરા હાથની માગણી ;તાહરાં દીલની લાગણીઓથી એકાએક દોરવાઈ જઈને વગર વિચારવે કીધી હોય યા કંઈ 'લૉયલ્ટી' ખાતર તેમ કર્યું હોય."

"ઓ ડીયર નો! લૉયલટી યા લાગણીઓથી દોરવાઇ જવા જેવું એમા કસું નથી." સોહરાબે ખાત્રી આપી.

"પ્યારેજ તુંને એ માંગની કરવા લલચાવ્યોછની?"

સોહરાબે કંઇજ ઉત્તર કર્યો નહી; મગર તેણીને ચાંપીને કીટી કરી વ્હાલથી બકી લીધી.

"ના; ડૉન્ટ ટૉક રૅાટ એની મૉર," તે બોલ્યો, ને વાત પાછી ફેરવી, "ફ્રેનીને એ લોકના સોલીસીટરો મારફતે આપણે મદદ કરી શકીશું. હું હમના પાધરો ત્યાંજ જાઉંછ ને બધી ગોઠવણ કરૂંછ."

"પણ સોલીસીટરો આપણું નામ છાનું રાખશે કે?"

"હા! તેઓ માહરા મોટા મિત્રો છે, એટલે તેમ કરવાને તેઓને સમજાવવામાં ઝાઝી મુશકેલી નડશે નહીં."

"હું તાહરી સાથ એ સોલીસીટરોને ત્યાં આઉ તો કંઈ અડચણ છે."

"જરા બી નહી, કમ ઇફ યુ વીસ," સોહરાબ બોલ્યો, "જા આવવુ હોય તો જલદી તૈયાર થઈ આવ."

આલાં તૈયાર થવા દોડી.

---

## પ્રકરણ ૩૦ મું.

---

### એ કાઉબા કારભારી છે કોણ?

આસરે બારને સુમારે એક મોટરકાર ચર્ચગેટ સ્ટ્રીટમાં આવેલી જાણીતા સોલીસીટરસો મેસર્સ મીસ્ત્રી ઍન્ડ મીસ્ત્રીની ઑફીસની ભવ્ય ઇમા-

રત આગળ થોભી, અને અંદરથી સોહરાબ તરત કુદી પડયો; અને આલાં બામજીને હાથ આપી ઉતારી.

લીફ્ટની મદદથી તેઓ તે મકાનના ચોઠા મજલા ઉપર ઝટ પોહોંચી ગયાં કે જ્યાં ઉપલા જાણીલા ઍડવોકેટોની ઑફીસ આવેલી હતી.

ઉપર પુગતાંજ સોહરાબે તે પેહેડીના વડા ભાગ્યા મી૦કાવસજી મીસ્ત્રીને મળવા માંગયુ.

"તેવણ જરા એનગેજ છે, સાહેબ," એક કર્લાકે નમ્રતાથી ઉતર દીધો, "એક કુલ એવણને મળવા આવેલું છે. જરા બેશોજી."

તેઓ બેઠાં.

દશેક મિનીટ પછી તે વડા ભાગ્યાના પ્રાઇવેટ રૂમનું સપ્રીંગ ડૉર ખુલ્યું, અને અંદરથી કાઉબા કારભારી, શેહેરાં અને સોલીસીટર કાવસજી બહાર આવ્યા. સોહરાબ અને આલાં બેઉ કાઉબાને ત્યાં જોઈ ઘણાં અજબ થયાં.

કાઉબા તથા શેહેરાંએ તેઓ તરફ માત્ર ડોકાંથી ઓળખનો લેંહેંકો કરી ચાલવા માંડયું, અને સોલીસીટર મી૦ કાવસજી છેક લીફ્ટના ડૉર સુધી તેઓને વળાવવા ગયા; અને જતાં જતાં એક મિનીટ ફકટ વધુ થોભવાની મહેતલ સોહરાબ પાસ ચાહતા ગયા.

તેઓને મુકી તુરત તેવણ પાછા ફર્યા.

"અલો! મી૦ દલાલ, હાઉ આર યુ? કેમ કંઈ તમે પધાર્યા?" કાવસજી જેવણ સોહરાબને ઘણી અચ્છી રવેસે પીછાનતા હતા તેવણ બેઉને પોતાના પ્રાઇવેટ રૂમમાં લઈ જતાં બોલ્યા.

"હા! મને જરા તમારૂં કામ પડયું," સોહરાબે રૂમમાં દાખલ થતાં જવાબ કર્યો.

"શું કામ છે, બોલો, હું મોટી ખુશી સાથ બજાવશ," કાવસજી બોલ્યા, "પણ જરા મહેરબાંની કરી જલદી કરો કેમકે મને એક ઘણી દીલગીરી બરી ફરજ બજાવવા તુરત મલાડ જવું છે."

"હું પણ તેજ કામસર આવ્યોછ, મી૦ મીસ્ત્રી," સોહરાબ બોલ્યો, "તમે જાણુતા તો હશે કે મરનાર સરદાર નવરોજજી સાથ મને ઘણોજ ઘાડો સંબંધ હતો."

"હા. મને ખબર છે."

"મરનારની નાણાં સંબંધી હાલત છેલ્લા કેટલાંક વર્ષ થયાં ઘણી કઢંગી સ્થિતિમાં છે તેની મને ખબર છે. મેં મરનારને અવાર નવાર એ

બાબદમાં મદદ થવાની મરજી બતલાવી હતી, પણ બેહેશતીમાં તોખમી તુમાખ ને ખાનદાંની ગરૂરી એટલી તો ભરેલી હતી કે કોઇની બી મદદ સ્વિકારવા સાફ ના પાડતા હતા. અને મુંગે મોંઢે પોતાની જાગીરો એક એક પછી એક મારગેજ મુકયા જતા હતા," સોહરાબે ખુલાસો કર્યો, "હાલ હું ધારૂંછ તેમ મરનારની દરકે દરેક ઍસ્ટેટ મારગેજ ગીરવા-ચલી હશે."

"તમારૂં ધારવું રાસ્ત છે," કાવસજી બોલ્યા, "હાલમાં મેહેતા કુટું-બની નાણાં સંબંધી હાલત છેકજ બતંગ છે."

"તેથીજ હું તે ખાતરજ આયોછ કે હું કંઈ મદદ કરતા થાઉં."

"યુ આર ટુ લેટ," સોલીસીટર બોલ્યા, "આય હમનાજ અહીંથી પેલા ખુબસુરત બાઈ સાથ ગગા તે ગ્રહસ્થ એ બાબદ બધું નકકી કરી ગયાછ, ને તેથીજ હું મલાડ જાઉંછ, ને મરનારની લાશને મોટર મારફતે એવણના ચોપાટી ઉપરના બંગલામાં લાઉંછ. જ્યાંથી સાંજે પાયદસ્તની ક્રીયા કરી મરહુમના દરજ્જાને છાજતા દરેક માન સહીત મરહુમની લાશને દોખમે ચઢાવવામાં આવશે; અને તેમ કરવાનો જે ખર્ચ બેસશે તે સઘલો આય હમણાજ અહીંથી ગયા તે ગ્રહસ્થ મી૦ ફીરોજ કાલાપેસા આપશે."

"ફીરોજ કાલાપેસી?" સોહરાબ અજાયબ બની બોલ્યો, "હું તો એ માણસને કાઉબા કારભારીના નામે ઓળખુંછ."

"તે એવણનું ખરૂં નામ નથી," કાવસજી બોલ્યા, "ચોકકસ ખાનગી સબબોને સર એવણ એ નામ ધારણ કરી નામનાજ કારભારી તરીકે સર-દાર નવરોજજીની બંગલીમાં રહેતા હતા, બાકી એવણ એક નામીચા ખાનદાનના નબીરા છે, તવંગર છે; શીખેલા છે, આપણી યુનીવર્સીટીના માસ્તર ઑફ આર્ટસ છે."

સોહરાબ અજાયબીને મારે એ પળ હડબડીજ ગયો. આલાં પણ બેહદ આશ્ચર્ય પામી, "એ મુવો કેટલાં નામે ફરતો ફરેછ" તેણી મનશે બબડી.

"બાઈ જોવ! શું એ ખરૂં' છે?"

"હા."

"ઘણુંજ અજબ જેવું! હું જ્યારે મલાડમાં અવારનવાર જતોતો ત્યારે ત્યાંથી પાછા ફરતી વખત થોડી ઘણી ચેરી મેરી એવણને ઝાટકતો'તો તેબી તો એવણ ગુપચુપ સલામ ભરીને મીઠી કરતા'તા."

"હશે, તેમાં ખોટું શું છે, કારભારી તરીકેનો પોતાને પાત્ર પુરો ભજવવા માટે તેમણે તેમ કર્યું હોશે," કાવશજીએ મત આપ્યું.

સોહરાબની અજાયબી હજી સમી નહીં.

"શું ત્યારે એવણ ફીરોજ કાલાપેસી, છે અને નહી કે કાઉબા કારભારી."

"ઓ યસ! એવણ ફીરોજ કાલાપેસી, એમ. એ. છે. એવણ હમનાજ મને સરદાર નવરોજજીના કુટુંબને જોઇતી દરેક મદદ આપવામાં જર કે જહેમતની સહેજબી કચાસ ન રાખવાની સખ્ત તાકીદ આપી ગયાછ; અને સાથે લાગું હમનાંજ એવણ મને કહી ગયા કે હવેથી પોતાના ખરાં અસલ નામે એવણ ફરવાનો ઇરાદો રાખેછ, ને તેથીજ મેં તમારી આગળ એવણનું અસલ નામ જાહેર કીધુંછ."

"પણ એમ નામ છુપાવવાનો કંઇ સબબ?" સોહરાબે પુછયું.

"ગૉડ નોઝ? મને બી તે ખબર નથી" કાવશજી બોલ્યા,

"હોશે કંઈ દાલમાં કાલું," આલાં મનશે બબડી.

"એક્ષકયુઝમી મી૦ દલાલ, નાઉ આઈ મસ્ટ ગો. તમે મેહેતા કુટુંબ માટે લીધેલી તસ્દી માટે હું તમારો ઉપકાર માનુંછ અને હું એ તમારી ભલાઇની વાત મીસ ફ્રેની મેહેતા આગળ કરવાને ચુકશ નહીં."

"ઓ નો પ્લીઈઝ, ફ્રેની આગળ એ વીશે એક બોલ પણ કાઢતા ના," આલાં વચ્ચે બોલી ઉઠી.

"યસ? ડૉન્ટ સે એની થીંગ ટુ હર!" સોહરાબ કાવસજી સાથ હાથ મીલાવતાં બોલ્યો.

"ઑલ રાઈટ? તમારી મરજી નથી તો નહી?" તે સોલીસીટર બોલ્યો, અને ફેંટો પેહેરી તેઓની દરગુજર ચાહી ત્યાંથી દોડયો.

તેની પાછળ ધીમેથી સોહરાબ અને આલાં પણ ઑફીસની બાહાર પડયાં. સોહરાબ વિચારમાં મશગુલ બન્યો હતો. કાઉબા કારભારીની અસલ આઇડેન્ટીટીએ તેને ગુચવાવી મેલ્યો હતો. તે મન સાથ બહુ હયરત રહયો કે એવું તે શું કારણ હોશે કે તે એમ છુપે નામે મલાડના એક એકાંત ખુણામાં વરસો થયાં પડી રહયો હતો, અને સરદાર નવરોજીના એક નફર તરીકે પોતાને ગણાવ્યો ને મનાવ્યો હતો. તે વિચારમાંજ મોટરમાં બેસવા બદલ પકતી ઉપર ચાલવા લાગો. આલાં અજબ થતી તેની સાથ ઘસડાઇ. ચર્ચગેટ સ્ટ્રીટ વટાવી તેઓ હૉર્નબી રો ઉપર વલ્યાં. શોફર

ધીમે ધીમે મોટર પછવાડે લાવતો હતો.

સોહરાબ ખ્યાલમાં ગીરફતાર ઝપાટાબંધ ચાલવા લાગો; આલાં જીવ ઉપર જોરાવરી કરી સરોબર ઘસડાવા લાગી. આખો હૉર્નબી રો પસાર કરી તેઓ ઍસ્પલેનેડ રોડ ઉપર આંવી લાગા, પણ સોહરાબ થોભ્યો નહી કે ચાલવાની ઝડપ કમી કરી નહી. આલાં સાથે ઘસડાતી હતી તેનું તો તેને ભાન બી નહીં હતું.

તીત્યાર તડકું પડતું હતું, અને વળી ઝડપમાં ચાલવાનું તે આલાંના તો જીવ ઉપર આવ્યું; પણ તો બી તેણી પુડે પુડે એક બોલ પણ બોલ્યા વગર સાથ ઘસડાઈ.

ઍસ્પલનેડ રોડ બી પુરો થયો, અને તેઓ ઍપોલો સ્ત્રીટમાં દાખલ થયાં.

હવે જરા સોહરાબની ચાલ ધીમી પડી. તે પોતાના ખ્યાલમાંથી કે ખાબમાંથી મુકત થયો. તેની નજર પોતા સાથ ઘસડાતી આલાં પર ખેંચાઈ અને તે શરમીંદો બની ગયો.

"માઇ ડીયર! માઈ ડીયર!! હું કેવો ધાટકી બન્યો? તરકાં ત્રાસની અંદર અહીં વેર તુંને ચલાવી લાવ્યો. વૉટ અ બ્રુત એમ આઇ? તું બોલી કાંય નહીં? મને રોકયો કાંય નહી?"

આલાં તેની તરફ મીઠાશથી જોઈ હસી; અને તેના હાથમાં હાથ ભેરવી બોલી, "વ્હાલા, મેં જોયું કે તું વિચારમાં ઘણો ગીરફતાર બનેલો છે તેથીજ એટલે જલદી ચાલેછ; તે કારણસર તાહરા ખ્યાલમાં ડીસ્ટર્બ નહી થાય કરીને હું નહીં બોલી."

સોહરાબે રૂમાલ કાઢી પોતાનું મોંઢું નુછ્યું

"ગુડ હેવન્સ! હું છેકજ હેવાન બન્યો," તે બોલ્યો, અને ઇશારત કરી પછવાડે ધીમે ધીમે આવતી મોટરને તેડી; તેમાં આલાંને બેસાડી, પોતે પાસે ગોથવાયો, અને તાજમહાલ તરફ હાંકવા ફરમાવ્યું.

થોડા વારમાં તેઓ તાજના દરવાજા પર આવી પુગા, અને લંચ ઑારદર કરી, એક પ્રાઇવેટ રૂમમાં જઈ બેઠાં.

"આલાં વિચારોની ગરમીમાં હું તને તદન વીસરી ગયો હતો." સોહરાબ બોલ્યો.

"ને તેથીજ હું બીહીધી." આલાં બોલી.

"બીહીધી! કાય?"

"કે એટલામાં તું મને વીસરી ગીયો તો——"

સોહરાબે તેણીને આગળ બોલતી કીસી લઇ ચુપ કરી.

"ડાર્લીંગ, ડોન્ટ બી ફુલીશ."

"હું તને જાનથી બી જીયાદા ચાહુંછ, સોહરાબ, ને તેવાજ જોરાવર પ્યારની તાહરા તરફથી પણ આશા રાખુંછ" તે બોલી.

"આલાં, હમના હું માહરા મરનાર મુરબ્બી મિત્ર સરદાર નવરોજજી ને તેવણુની બેટી ફ્રેનીના ખ્યાલમાં હતો, ને મુખ્ય કરી આય કાઉબા કારભારી ઉર્ફે ફીરોઝ કાલાપેસી માહરા મગજમાં રમી રહેલો ઉતો?"

"નામ બારો એ મુવાનું! એને જોઇનેજ મને કંઇ ચુંઠઇ આવેછ. મુવાએ આટલા વરસો વેર સરદાર નવરોજજીનું નીમક ખાધું, ને તેવણને આવે આફતિ વખતેજ દગો દઇ ઓચીંતો નીકલી ગયો. કેવો નીમકહરામ?" આલાંએ પોતાના પેટનો ઉભરો કાઢયો; પણ સોહરાબે તે ખ્યાલમાં ચકચુર હોવાથી સમજ્યો નહી.

"મેહેતા માહાલ મને એક ભુલભુલામરી જેવો લાગેછ; કાંઈ નહી સમજ પડે એવા બનાવો બનતું ફરેબી સ્થલ લાગેછ."

"મેહેતા માહાલને લગતી બધી વાતોજ તમે વીસરી જાવ" આલાંએ સલ્લાહ આપી.

"ઇટ ઇઝ ઇમ્પોશીબલ."

"કારણ?"

"મેહેતા કુટુંબના અંગત સમાગમમાં હું જન્મથીજ એટલો બધો આવેલો છેઉ કે તેઓને લગતું કંઇ પણ હું સેહેલાઇથી વીસરી શકું એમ નથી," સોહરાબે કહયું.

"પણ ગમે તે કરી તમારે તેમ કરવુંજ જોઇએ." આલાંએ ભાર નાંખી કહયું.

"સબબ?"

"આપણા ભવીશના સુખની સલામતીને ખાતર હું એ સઘલી વાતો વીસરી જવાની તમને મજબુત નશીયત કરૂંછ" આલાં તમામ નીર્દોષતાના દેખાવથી બોલી.

"યસ? તું કહેછ તે ખરૂં છે. માહરે ગઇ ગુજરી વીસરી જવીજ જોઇએ," તે જરાવાર વિચાર કરી બોલ્યો, "આઇ વીલ ટ્રાઇ!"

"તેમ કરવાનો એક સાદો ને સેહેલો ઉપાય છે."

"શું ?"

આલાંએ સોહરાબ ગમ જોયું, પછી ડોકું નીચું કરી દીધું.

"તમે મને એકલપેટી યા આપમતલબી ધારો એવી બીહીકે હું તમને તે કહેવાની હીંમત એકદી કરી શકતી નથી." તેણી ચરત કરી બોલી. સોહરાબ તેણીના નાંજો નખરાં ને વિલક્ષણ આવભાવથી અંજાઈજ ગયો. અને તેણી માટે તેવું કઈ તે નહીંજ ધારશે એવી ખાત્રીઓ પર ખાત્રી તેણીને આપી.

"જેમ બને એમ જલદી આપણા લગ્ન," ઘણાંજ ઢીમા સ્વરે તેણી બોલી.

"આબાદ, હું આજે તને કહેવાનો હતો તેજ," સોહરાબ બોલ્યો, "ડાર્લીંગ, હું પોતે પણ ઘણોજ અધીરો બન્યોછ; અને જેમ બની શકે એમ જલદી તને માહરી પોતીકી કરવા હું તલબગાર છું."

"શું ખરેખર ?"

"હા? બને તો એક મહીનામાં–એક પખવાડયાંમાં ? તું તૈયાર છેની?"

તેણી તો તદન આજેજ તૈયાર હતી. પોતાનું કર્યું પાપ તેણીને હર પલ યાદ આવતું હતું, અને તેણી ધ્રુજી ધડકી રહી હતી કે રખે ફ્રેનીના હાથમાંથી તે જેમ છટકી ગયો હતો તેમ તેના હાથમાંથી બી જાય. વળી કાઉબાને આજે મુંબઈમાં જોઇને તે હેબત ધસકે લાકડુંજ બની ગઈ હતી. રખે કાઉબા બધો ભડકો ફોદી મારે! પોતાનું વચન વીસારી ખરૂં કરી દય. એટલે પંદર દાહાડા ને એક મહીનાની વાત સમજી તેણીના પેટમાં તો ધાડ જેવો ધસકો પડયો. પંદર દાહાડા યા મહીનાના અંતરમાં કોણ જાણે શું શું સમાયલું હશે? એ અરસામા શું શું બનવાનું હશે?

"તું તૈયાર તો છેની?" તેણીને જવાબ આપતી નહી જોઈ જરાવાર રહી સોહરાબે પુછ્યું.

"હા."

"ત્યારે તાહરની તું શું વિચારમાં પડીછ?"

"હું વિચાર કરૂંછ કે આપણુને હવે કોઈ જુદાં તો નહી પાડે?" તેણીએ હલવેથી પુછ્યું.

"કોઈ નહી," સોહરાબ બોલ્યો. અને વાતચીત જાસ્તી થતી લંચ આવી લાગવાથી અટકી.

# પ્રકરણ ૩૧ મું.

## ધમકી.

વખત કોણુંને માટે થોભ્યો છે કે આપણી વારતાના પાત્રો માટે થોભે. તે પોતાનુ કામ નીયમીત કર્યો જાય છે. કંઈ ઓકાધોકા કે કોઇની બી રાખરખાવત વગર તે નીયમીત વહયો જાય છે. તે ધીમો કે ઝડપી કદી થતો નથી. એક જંગી પાણીનો ધોધ જેમ કોઇનો અટકાવ્યો અટકતો કે થોભાવ્યો થોભતો નથી તેજ પ્રમાણે વખત છે.

સરદાર નવરોજજીના મરણને બે માસ વીતી ગયા. બે લાંબા મહીનાઓ પાણીના રેલાની મુઆફેક વહી ગયા. એ અરસામાં અદીનો કંઈ બી નકકી પતો લાગ્યો નહી. તેના બાપના ગુજર્યાની દોઢ માસ પછી એક કાગળ અદીના હાથનું લખેલું મારસેલસથી તેના બાપના સોલીસીટરોની ઉપર આવ્યું જેમાં પણ અદીએ પોતાનું ઠરઠેકાણું જણાવ્યું નહીં હતું. તેમાં તેને લખ્યું હતું કે પોતના પીતાના મરણના સમાચાર તેને ન્યુસપેપરસો મારફતે જાણ્યા હતા, અને તે બેહદ દીલગીર તે માટે હતો. વળી ચોકકસ સબબો સર તથા તે દુરદરાઝ હોવાના કારણ સર મુંબઈ આવવા અશકત હતો એમ પણ અંદર લખાઈ આવ્યું હતું; અને ઘણી દીલશોઝી પોતાંની બેહેન ફ્રેની તરફ તેણે તે પત્રમાં દર્શાવી હતી; અને સોલીસીટરોને તેણી ઉપર નીગેહબાંની રાખવા વીનવ્યું હતું. તથા પોતાના બાપનુ તમામ કરજ પુરેપુરૂ ભરી દેવાની મજબુત તાકીદ તેમાં તેણે તેઓને કરી હતી. "મને કંઈજ જોઇતું નથી," તેને લખ્યું હતું, "જે છે તેમાંથી બેહેશતી બાવાજીનું કરજ પૈએ પૈ ચુકવી આપજો, ને જો તેમ કરયા પછીજ કંઈ બાકી વધે તો તે માહરી વ્હાલી બેહેનના નામે ચઢાવજો. મને એક કોડી બી જોઇતી નથી"

બસ એજ તેનું પેહેલું તેમજ છેલ્લુ કાગળ હતું.

સરદાર નવરોજજીની પાયદસ્ત ક્રીયા વખતે આલાંની ઘણી પણ નામરજી તથા ના પાડવા છતાં સોહરાબ હાજર થયો હતો અને ક્રીયા ખતમ થવા બાદ ફ્રેનીને એકાંતમાં મળી ઘણો ઘણો દીલાસો તેને આપ્યો હતો.

તેણીનામાં વીશવાશ મુકવામાં તે છેતરાયો તો શું થયું? ચોરી જેવો જબુન અપરાધ બી એકબારગી તેણીએ કર્યો તો શું થયું? દેખીતુંજ હતું કે હાલ તેણી તે કાજે પુરતી પશતાતી હતી, પોતાની કરણીનું કડવું ફલ ચાખતી હતી, તો બસ તેજ સોહરાબને મનશે તેણી માટે પુરતી શીક્ષા હતી.

ફ્રેનીને બાપીકા વીયોગના ગમમાં આંસુઓ વરસાવતાં જોઇ સોહરાબનું જીગર ચાકચાક થઇ ગયું. તે એકવાર તેણીને ચાહતો હતો, સાચ્ચા પ્યારથી પુજતો હતો, અને તે ચાહા હજી તેના દીલમાંથી દુરતો થયો નજ હતો, જો કે તે દુર કરવાનો ઘણો બી પ્રયત્ન તે આદરતો હતો. તેનું દીલ તેવું કંઇ કરવા ગોયા માનતું નહી હતું. ફ્રેનીને રડતાં જોઈ તેનું જીગર પણ જલીબલીને ખાખરાખ થઇ ગયું. તેણીની નરગીસ સમ સુંદર ચશમોમાંથી વેહેતી ગમનાક આંસુઓની ધારા તે જોઈ શકયો નહીં. તેનું હૈડું ભરાઈ આવ્યું. અરે તે વખતે તેણે કેવું ઇચ્છીયું કે ફ્રેનીથી હાલ અલગ હોવાને બદલે તે તેણીનો અસલ—એક માસ અગાઉ જે હતો તે બી હતે !

પણ બનવાકાલ બની ચુકું હતું; એટલે જીગરને પત્થર કરી, ફ્રેનીને બની શકતો દીલાશો દઇ તે તેણીની સતાવનારી હાજરીમાંથી દુર થઇ ગયો; તો બી તેને તેણીના વિચારોએ છોડયો નહી. તેઓ તેણીની સાથે ને સાથેજ તેને સતાવવા, દુઃખ દેવા, પજવવા રહયા.

“અરે ! ફ્રેની–ફ્રેની ! એ તને શું સુઝયું ? તેં કાંય એવું કામ કીધું ?” તે મનશે અફસોસ કરવા લાગો, “ને વધુમાં આલાં પર આક્ષેપ મેલી તું કાંય મદંતરજ અલખામની બની ? બસ ! બસ ! ! માહરે હવે એ વિચાર મુકી દેવોજ જોઇએ. ફ્રેનીને ભુલી જવી જોઇએ, નહી તો ફ્રેનીની યાદ મને આલાં તરફ બેવફા બનાવશે. માહરી તેણી તરફની હવેની પવિત્ર ફરજમાં ચુકાવશે !” તે મન મકકમ કરી પટપટયો.

* * *

સરદાર નવરોજજીના મરણની એક માસ પછી સોહરાબ અને આલાંના લગ્ન થયાં. કશી બી મોટી ધામધુમ વગર તેઓ પરણી એક થયાં. અને પરણવા પછી બીજે દિવસેજ “હનીમુન” ગુજારવા તેઓ કૉન્ટીનંટ ઉપર ફરવા ઉપડી ગયાં.

જે સ્ટીમરમાં તેઓ સ્વાર થયાં હતાં તેજ સ્ટીમરમાં કરમ સંજોગે કાઉબા કારભારી ઉર્ફે ફીરોઝ કાલાપેસી અને તેવણની કરી લીધેલી દીકરી સેહેરાં પણ યુરોપ જતાં હતાં.

સોહરાબ તેઓને સ્ટીમર ઉપર જોઈ અજાયબ થયો. આલાં બેહદ ગભરાઇ ગઈ. સ્ટીમરના ડુટક ઉપર પેહેલો ઓચીંતો મેલાપ તેઓનો થતાંજ તે ડર ખાઈ એટલી ફીકકી મારી ગઇ કે સોહરાબની પણ તે પર તુરત નજર એંચાઈ.

"શું છે, ડાર્લીંગ, કાઉબાને જોઈ તુ એટલી ફીકકી કેમ મારી ગઈ?" સોહરાબે તુરત કાલજીથી પુછ્યું.

"ઓ નહીરે! વલી કાઉબાને જોઇને શાંનુ ફીકકું મારી જાય?" આલાંએ સમયસુચકતા વાપડી તુરત ઉત્તર આપ્યો.

કાઉબા પણ તેણીને સોહરાબ સાથ જોઇ બેહદ અચંબો પામ્યા; અને પછી સ્ટીમર ઉપરના ઉતારૂઓનું લીસ્ટ જોવા દોડયા; ને તેમાં એક ફર્સ્ટ કલાસ કેબીન મી. અને મીસીસ દલાલને નામની જોઇ તેવણ ગુસ્સાથી કાલા ઠણક મારી ગયા; ને હાથ ને પગની જબરી અછાડપછાડમાં પડયા. ગુસ્સાથી તેવણની છાતી ઉભરાઈ જવા લાગી. આલાં—ઐયારી મકકારી આલાંના હાથ પર વેચાઈ પોતે કેવા મુર્ખ ગધેડા બન્યા હતા ને સાથ સાથ પોતાના જાંણી મિત્ર સરદાર નવરોજજીની એકપુરી બેટીનું નખ્ખોદ કેમ વાલી નાખ્યું હતું તેનો ખ્યાલ થતાંજ તેવણ હદબાહેર ગુસ્સાથી અર્ધઘેલા જેવા બની ગયા; અને છેડાયલા સીંહની પેઠે આલાંને એકલી મળવાની તલબ કરવા લાગા.

એક દીવસ સોહરાબને ઉપલા ડુટક ઉપર વાંચતો જોઇ, અને તેની આગલ આલાંને ન નીહાલી, તે કેબીનમાં હશે એવું અનુમાન કરી તેવણ ત્યાં દોડયા. મગર નાશીપાશી સિવા બીજું કંઇજ તેવણ માટે ત્યાં ખોટી થતું નહી હતું. તે ત્યાં ન હતી. તેણી તો લાયબ્રેરીમાં હતી. ઘુંડતાં ઘુંડતાં કાઉબા ત્યાં જઈ લાગા, અને કરડા અવાજે 'માહરે કંઈ તમને કહેવું છે' કહી તેણીને તેણીનીજ કેબીનમાં ખેંચી ગયાં.

કેબીનમાં જઈ પુગતાંજ તેવણે આલાંને હવાહરીજ ખાધી.

"શરમ છે તમને! લયાનત છે તમારી પર!! કે આવાં કાલાં કરતુકો એક પારસણના ભલાં નામને હીણપ્સતી લગાડનારાં બુરાં કુકર્મો તમે કરતાં ફરોછ," તેવણ મીજાંજ ખોહીને બખાલ્યા, "મને બનાવી, મને ભમાવી સરયામ દગાથી ખોટું વચન માહરી પાસ મેળવી તમે તે બીચારી નીર્દોષનું નીકદંન કાધી નાખ્યુંછ. તમે ઘણાંજ મુજી બન્યાંછ. એક ઓર તને નહી છાજતું કામ તમારા સ્વાર્થને ખાતર તમે કર્યુંછ; હું એ સાંખી શકવાનો કે લઇ ચલાવવાનો નથી."

આલાં આ ધુજારાથી અલબતાં ઠંડી ગઈ. પણ તે મકકારે ઓરત હીંમત રાખી બોલી, "ત્યારે શું તમે બધું જાહેર કરવા માંગોછ?"

"હા! એ તમારા ડોળા ફુટેલા ભરથારને બતાવવા માંગુછ કે એક કેવી દગાબાઝ દદાને તે પરણ્યોછ," કાઉબાએ ગગડાટ કર્યો.

"તમે તેમ કરી શકશો નહી," એક આર્મ ચૅરમાં બેશતાં આલાં ધીમે રહી બોલી.

"નહી! નહી!!" તેવણ વધતા ખીજવાયા, "ઓ કસકુનમ કહાબા, નહી એટલે શું?"

"તમે તમારૂં વચન તોડી શકશો નહીં," આલાં જાસ્તી ઠંડાપણાથી બોલી; અને તે જોઈ કાઉબા છેકજ બોતરી ગયા.

"વચન, શાંનું વચન? તે કંઈ વચન નહી હતું? તેં મને તેમાં ઠગયો હતો. મને ભોલવી તાહરા ચરીત્રોથી દગો દીધો હતો."

"તે જે હોય તે, પણ તમે તમારા મરનાર બાપના નામના પવીત્ર સોગંદ લીધાછ તે ભુલશો ના. તે તોડવા જેવો ગંભીર ગુનાહ કરશો ના!"

"અહા! ઓ દગાબાઝ ઓરત?" કાઉબા ગુસ્સાથી ઉરપુર ઉભરાતી છાતી સહીત બોલ્યા, "હું વેચાયોછ! તાહરા હાથ પર છેતરાયોછ. પણ યાદ રાખજે, ધ્યાન રાખજે કે માહરાં વ્હાલા મિત્રના કુટુંબની ઉપર તેં જે કેહેર વરસાવ્યોછ તેનો જો કીનો હું તાહરી પર ન લઉં તો માહરૂં નામ ફીરોઝ કાલાપેસી નહી. માહરા બાપનો હું બેટો નહીં."

"ઓ ઓરતના વેશમાં શયતાન! મેહેતા ખાનદાંનની તેં કીધેલી ઇજ્જતની ધુલધાનીનું જો વેર હું તાહરી પર નહી લઉં તો લયાનત છે, હેફ છે મુજપર. ઓ ખુબસુરત ડાકણ, સરદાર નવરોજજીની ખુની, તાહરાજ કીધાં કર્તુકનોજ તે બિચારો નાહકનો ભોગ થઈ પડી માર્ગે લાગી ગયોછ, અને તેનો ગરીબ નીર્દોષ બેટો ચોરનો કંલક માંથે લઈ દુર દેશાવરમાં રખડતો રઝલતો થયોછ; અને ગરીબ બાપડી ફ્રેની પણ તાહરાથી, ઓ દદા તાહરાજ કર્તુકથી આજે એક પારસી ફ્રેમીલીમાં એક ગવરનેસ તરીકે નફ્રત નોકરી કરેછ. હા એ બધી નામોશીઓ, એ સર્વ ખેજાલતોનો બદલો હું તાહગી પર ન લઉ તો તું માહરી પર હુંકજે," કાઉબા દાંત્યા પીસી ઘણુંાંજ ઝનુનથી બખાલ્યા.

"તમે કઇ પણ કરવા અશકત છેવ. તમારા બાપના બોલથી બંધાયલા છેવ," આલાં ઠંડ કલેજે બોલી. જાણે કાઉબાના તે ભારે ખીજવાતથી સર બ સર અજ્ઞાનજ હોયની.

"હા! હું છેઉં—હું છેઉં!" કાઉબા બેહદ ગરમ થઇ જઇ પોતા સામે બેઠેલા તે મકકાર મહીલાના ઠંડાપણા અને નફ્રતાઇથી હદવીનાના બહ્રા થઈ જઈ તે કસકુનમ કાહાબાનું ગલું દાબી દેવાના પોતાના દીલમાં

હદવીનાના ગુસ્સાથી વ્યાપી રહેલા ખ્યાલને જેમ તેમ દબાવી દઇ બોલ્યા, "હું માહરૂં વચન તોડનાર નથી. પણ યાદ રાખજે કે આજથી હું તાહરો હડહડતો વેરી છેઉ; ને કોઈ પણ વખતે તાહરૂં કાટલું કાઢી નાખવા ચુકશ નહીં. માહરા દીલશોઝ મિત્રો ઉપર તેં વરસાવેલી જફાઓનો ઈન્તેકામ તો હું તાહરી પર લેવશ-જરૂર લેવશ!" એટલું બોલી કાઉબા કુબીનનું બારણું અફાલી જીંકીને પોતા પાછળ બંધ કરી ત્યાંથી ચાલી ગયા.

*   *   *

સરદાર નવરોજજીનું કરજ ધારવા કરતાં બી બહુ ભારી નીકલ્યું. તેવણની તમામે તમામ એસ્ટેટ દેવાંના પેટામાંજ ઘસડાઇ ગઈ, અને ફ્રેની માટે ફુટી બદામ પણ નહી રહી. માહાલ અને તેને લગતી તમામ જાગીરો અંદરનાં સઘલાં રાચરચીલાં સાથે મારગેજ હતી એટલે ફ્રેનીને માટે પેહેરવાના જરૂર જોગાં કપડાં સિવાય બીજું કંઈજ ન રહયું; તો બી ફ્રેનીએ પોતાની તોખમી તુમાખી તજી નહીં. કાઉબાની મદદ માટેની સઘલી મેહેરબાંનીભરી માંગણીઓ તેણીએ ઉપકાર સાથ સ્વિકારવા ના પાડી, અને પોતે પોતાનું ફોડી લેશે એમ સાફ જણાવી દીધું; અને મુંબઈના એક પારસી ફેમીલીમાં કેટલીક મેહેનતે તે એક ગવરનેસ તરીકે કાઉબાની મેહેરબાંનીથી નોકરી રહી; અને પોતાનું ગુજરાન સ્વતંત્રપણે માન આબરૂથી કરવા લાગી.

ગરીબ બીચારી ફ્રેની! ગરીબ બાપડું મેહેતા કુટુંબ ઐયારી આલાંની દગાબાઝીથી વેરવીખેર થઇ ગયું, અદીને દુર દેશવટો લેવો પડયો, સરદાર નવરોજજી કમોહોતે મરણ પામ્યા, પણ તેવણના મૃત્ય સંબંધી શંતોષ લેવા જેવી વાત એ હતી કે તેવણ અદી નીર્દોષ છે એમ માની કંઇક સુખી મોહોતે મુવા હતા; અને ગરીબ ફ્રેની એક હલકી નોકરડીની પંકતીએ પોતાના પેટનો ખાડો પુરવા રવડતી થઇ; અને એ બધી પાયામાલી અને ખાનાખરાબીઓનું મુલ આલાં હાલ પોતાની સઘલી મકસદોમાં પાર પામી, પોતાના વ્હાલા સોહરાબ સાથ ચમન ઉદાવતી હતી.

એ બી તકદીરની તાસીર નહીં તો શું?

# પ્રકરણ ૩૨ મું.

---

## એક ભુલ-જીંદગીની ધુલ.

આપણી વારતા ચાલે છે તેની વીસ વરસ અગાઉ માર્ચ મહીનાની એક ખુશનુમાં સહવારે નામદાર નીઝામના પાયતખત હઇડરાબાદમાં એક મોટા ધપધપ્યા લતા ઉપર આવેલા નામદાર નીઝામ હઝુરના એક મોટા સરકારી ઓહ્યદેદાર નવાબ સર ફરામરોઝ-જંગ-બાહાદુર, કે. સી. આઇના આલીશાન મહેલના, એક સુંદર રીતે આરાસ્તા કરેલા ન્હાના રૂમમાં એક ખુબસુરત દેખાવનો આસરે ઓગત્રીસ ત્રીસની ઉમરનો હૅન્ડસમ પારસી જવાંન એક ખુબસુરત પારસણનો કેબીનેટ સાઇઝ ફોટો પોતાના હાથમાં ધરી તેને ઘણીજ મોહોબતથી પુર ચશમોએ જોતો પોતાની લખવાની ટેબલ આગલ બેઠો છે. તે ખુબસુરત જવાંન નવાબ સર ફરામરોઝ-જંગ-બાહાદુરનો પ્રાઇવેટ સેક્રેટરી છે. તેનું નામ ફીરોઝ શેહેરીયારજી કાલાપેસી, એમ. એ. છે. મુંબઇના એક મશહુર તવંગર પારસી કુટુંબનો ને એક લાડકો નબીરો છે. તે મુંબઇની મશહુર યુનીવરસીટીની માસ્તર ઑફ આરટસની ડીગ્રી માન સહીત સંપાદાન કરી પોતાના પીતાની લાગવગનાા જોરે નવાબ સર ફરામરોઝ-જંગ-બાહાદુર જેવા નામદાર નીઝામ હઝુરના એક મોટા ઓહ્યદેદાર અને સલ્લાહકારના પ્રાયવેટ સેક્રેટરીનો જોખમભર્યો પોસ્ટ મેળવવાને નશીબવંત નીવડયો છે. હજી તો તે કાચ્ચો કુમારો છે; અને મુંબઇના જાણીતા શેઠખાનદાનના કુટુંબની એક શીરીન નામની ચેહેરેનમુન છોકરીની સાથ મોહોબતમાં ગીરફતાર છે. આય શીરીમ શેઠખાનદાન સાથ તેને ઝેવીયરસ કૉલેજમાં દોસ્તી પડી હતી; જ્યાં તેણી પણ અભ્યાસ કરતી હતી. કૉલેજમાંની તેઓની મિત્રાચારી દીન ઉગે વધતી. ગઈ અને અંતે તેને મોહોબતનું રૂપ લીધું. પણ હમેશાં સાચ્ચી મોહોબતોના સોએ નવ્વાણું કેસીસોમાં બને છે-અથવા રાસ્ત કહીએ તો નવલકથાકારો બનાવાવતા આવ્યા છે તેમ તેઓના પ્યારમાં એક અનધારી ખલલ નીકલી. ફીરોઝના માતપીતાએ શેઠ ખાનદાન જેવા દર્શણે મોટા પણ ભીત્તરે ખોટાં કુટુંબની દીકરી સાથ પોતાના એકપુરા સપુટને વરાવવા ના પાડી.

ફીરોઝ બજીદ બનવા ગયો, એટલે તેના ફેરાવન પીતાએ નવાબના સેક્રેટરી તરીકે તેને પોતાની લાગવગના જોરે લગાડી દઈ શીરીનથી તેને અલગો ને દુર કરી નાખ્યો. પણ ફીરોઝના દીલમાંનો અગાધ પ્યાર તેથી

કંઈ નાહસ પામ્યો નહીં. તે મુંબઇથી નીકલતી વખત શીરીનને ખાત્રીઓ પર ખાત્રીઓ આપતો આવ્યો કે તેણીનામાં તેનો આંધલો વીશવાશ હતો. તે તેણીનેજ ચાહાતો હતો; તેણીનામાંજ તેની જીંદગીનું સુખ ભરેલું હતું; તેણીજ તેની આટરડું, કલેજું, ફેફસું ઈત્યાદી હતી; અને તેણીની સાથેજ તે મોડે યા વ્હેલે પરણનાર હતો; નહી તો જન્મવેર કુંવારોજ રહેવાનો હતો. તેની માશુક શીરીને પણ તેને વલતી એવીજ જોરાવર ખાત્રીઓ અસંખ્યવાર આપી; અને ઘણુંાજ ભારી દીલે તે મુંબઇથી હઇડરાબાદ આવ્યો. મહીનાઓ તે પછી વીટી ગયા, અને કહેવાની જરૂર નથી કે એઅરસામાં લયલા મજનુના પ્યારના કીસ્સાને પણ શરમમાં નાંખે એવા જોરાવાર પ્યારની અનેક ખાત્રીઓના ગણત્રી વગરના લાબાંલચ પત્રો તે બે વચ્ચે પસાર થયાં.

આપણે ઉપર તેને એક ખુબસુરત પારસણની છબી નોહાલતો નવાબ સાહેબના મકાનના પોતાના રૂમમાં બેઠેલો જોઈ આવ્યા છીએ. બેશક તે છબી શીરીન શેઠખાનદાનનીજ હતી.

"અલો, મી. કાળાપેસી શું કરોછ?"

ફીરોઝ પોતાંના મોહબતના મીઠા ખાબમાંથી ઝબકી ઉઠયો; અને કોણ પોતાના રૂમમાં એમ અલગ અલગ આવ્યું હતું તે જોવા પડયો. તે આવનાર નવાબ સર ફરામરોઝ–જંગ–બહાદુર ખુદ પોતે હતા. મધ્યમ ઉંચાઇના, કદાવર બાંધાના અને દમામદાર દેખાવના તેવણ હતા. સેંથા પાડેલાં ઉંધાડા માથા; હુમડી ફ્રેંચ બીયરડ, અને અપ–ટુ–ડેટ ઇંગ્લીશ ડ્રેસમાં તેવણ ઘણુંાજ હેન્ડસમ દીસ્તા હતા. ઉમર તો તેવણની ૪૦ ઉપરની હતી, પણ દેખાવમાં તેવણ ત્રીસેક વરસના જુવાનજોત જેવા દીસ્તા હતા. તેવણ ઠંડા સ્વભાવના, બહું બાહોશ અને માયાલુ માણસ હતા.

"કેમ શું કરોછ? પેલો ડીસ્પેચ તૈયાર થયો કે?" તેવણે પુછ્યું.

"એક્ષકયુઝમી સર, ઇટ છઝ નૉટ રૅડી," ફીરોઝ પોતાના હાથમાંનો ફોટો ટેબલ ઉપર ચટોજ મેલી બોલ્યો, "તમો સાહેબની જનાબમાં અર્ધો કલાકમાં તે તૈયાર કરી લાઉંછ."

"ઑલ રાઇટ! બી કૅરફુલ! કેમકે એ ઘણો અગત્યનો છે," નવાબ પેલી તસ્વીર નીહાલતાં બોલ્યા.

"વારૂ સાહેબ," ફીરોઝે નમીને જવાબ આપ્યો.

નવાબ સાહેબે પેલો ફોટો પોતાના હાથમાં લીધો અને તેને જોવા પડયા.

"મી. ફીરોઝ?"

"જી હઝુર."

"આય શું રીઅલ ફોટો છે?" તેવણે પુછયું.

"જી હા"

"રીઅલ લાઈફ પરથી લીધોછ?" તેવણે પાછું પુછયું.

"હા મેહેરબાંન!"

"તાજુબ? વનડર??" નવાબ એકી ટગરે તે ફોટો ટીકતાં બોલ્યા, "માહરા માનવામાં વાત નહી આવતી."

"શું વાત, સાહેબ?"

"કે એ એક રીઅલ ફોટો છે!" નવાબ બોલ્યા.

"એ એક રીઅલ લાઈફ પરથીજ લીધેલો ફોટોગ્રાફ છે, સાહેબ; અને એ બાઈ હાલ મુંબઈમાં જીવતાં જાગતાં છે," નવાબના સવાલથી રમુજ પામી ફીરોઝે ખાત્રી આપી.

"ઇઝ ધૅાટ સો?"

"સરટનલી સર!"

"અહા! શું આપણા પારસીઓમાં બી આવાં પરયાંઓ હસ્તી ધરાવેછ," નવાબ તે ફોટાને ધારી ધારીને જોતાં માનશે બબડયા, ને પછી મોટેથી પુછયુ. "તમે હમના શું બોલ્યા, આય પરીસુરત બાઈ જીવતાં છે?"

"હાજી!"

"કાંહાં?"

"મુંબઈમાં!"

"તમે એવણુને ઓળખોછ?"

"હાજી!" ફીરોઝે જવાબ કર્યો, અને તે સમજી નવાબે કંઈ અદેખાઇથી તેના ગમ જોયું.

"કેમ?"

"અમે સાથે કૅાલેજમાં હતાં."

"વૅાટ અ લકી ડૅાગ યુ આર!" નવાબ બોલ્યા, તમને એ બાઇ સાથ હજી ફ્રેન્ડશીપ છે કે?"

"યસ સર!"

"કંઈ અંગત મિત્રાચારી! કંઈ સગાઈ!" નવાબે તે ફોટા ઉપર નજર ચીટકાવેલી રાખી પુછયું.

"કંઇજ નહી. માત્ર ફ્રેન્ડશીપ," ફીરોઝ જરા લાલ બની જઈ અચકી અટકી બોલ્યો.

"એનીથીંગ મોર?"

"નથીંગ!"

"તમારાં કુટુંબમાં એવણનો આવજો માવજો કંઈ છે?"

"નહી સાહેબ."

"અજબ જેવું! તમે એવણના ફ્રાસ્ટ ફ્રેન્ડ છેવ?"

ફીરોઝ ગુચવાયો. એ નવાબ કહેવા શું માંગતા હતા?

"ન—નહીજી! માત્ર કૉલેજમાં—"

"હં! ત્યારે એવણ તમારી સાથ કૉલેજમાં હતાં?"

"હાજી! બી. એ. વેર હતાં!" ફીરોઝે કહ્યું.

"ઓ હો! ત્યારે એવણે બી. એ. પસાર કરી હશે?"

"હા સાહેબ," ફીરોઝે જવાબ કર્યો. તે અંદેસામાં પડયો કે એ નવાબ ખતીખતીને તેણી માટે કાંય પુછપરછ ચલાવી રહયા હશે.

"એવણનું નામ?"

"શીરીનબાઈ!"

"શીરીન! વૉટ એ સ્વીટ નેમ એન્ડ સ્વીટ ફેસ ટુ," તેવણ બબડયા.

"સારાં ખાનદાનના છે?"

"હાજી! શેઠખાનદાનના!"

"ઓહો! ઘણાં માનમરતબા વાલું ખાનદાન છે?" તેવણ બોલ્યા, "પરણેલાં છે કે?"

"નહીજી!" ફીરોઝ વિસમ્ય પામી બોલ્યો, "કુવારાં છે."

"અદરાયલાં છે?" નવાબે પુછયું.

"નહીજી!"

નવાબે પાછું ફોટોગ્રાફને ઘુરકવા માંડયું; અને પછી ડીસ્પેચ જલદી તૈયાર કરી નાખવા ફરમાવી ત્યાંથી વિદાય થયા.

ફીરોઝ નવાબની વર્તણુક માટે મનશે ઘણો હયરત થતો ડીસ્પેચ તૈયાર કરવા પડયો.

"એ એટલી બધી લાંબી ચાવા ચીવી શાલ્લા ડીયર માટે કરવાની એને શું કનવાર પડી," તે અચરત થયો, "એને કોઈ પુછે. પરણેલી છે કે કુંવારી તે બી મને પુછયું. ને માહરી સાથના સમાગમ વીશે એને કેવું ઉલટાવી ઉલટાવીને પુછયું? હેં! ઠીકજ થયું કે માહરા પ્યારને લગતી બીના મેં ડહાપણ વાપરી અખાડાગન્ની એને જણાવવાની કીધી, નહી તો નખ્ખોદનો ખાધેલો તે વીશે બી એક હજાર ને એક કવેસચન પુછી ભેંજુનું દંહી કરતે!"

અફસોસ! ગરીબ ફીરોઝને તે વખત કયાં ખ્યાલ થઈ શકતો હતો કે તે વાત અખાડાગની કરવાનું ડહાપણ તેની જીંદગીની એક મોટામાં મોટી ભુલ હતી કે જે આંયદા તેની સત્યારનાશીના સોદામાં અંજામ દેખવાની હતી, તેની જીંદગીને ધુલ કરનારી નીવડવાની હતી.

---

## પ્રકરણ ૩૩ મું.

---

### નવાબની મોહોબત.

નવાબ સર ફરામરોઝ–જંગ–બાહાદુર સાહેબ તો શેઠખાનદાનની શીરીનની તસ્વીર નીહાલતાંની સાથ કામદેવના કારી બાણથી વીંધાઈ ગયા. શીરીનની અજબ જેવી હદ સુધીની સુંદરતા તે તસ્વીરમાં નીરખી તેવણ બસ તે મનમોહન માહબુબની મોહોબતમાં સર બ સર દેવાના બની ગયા. અસલની તો સુરત સ્વપનેએ ન જોઈ હતી અને બસ તસ્વીરની નકલ જોઈ જાનો જીગરથી તેણી ઉપર કુરબાંન ને ફીદા બની ગયા.

ચાલીસ ઉપરની ભરતીમાં ભરાયલા છતાં હજી તેવણ કાચા કુમારા હતા; કારણ કોઈ બી હઈડરાબાડી યા મુંબઈગીરી રૂપસુંદરીએ આજ તુલીકમાં તેવણનું દીલ જીતવા સરખું સાબુટ ખેંચાણ બતલાવ્યું નહી હતું. ભલી ભલી પારસી અપસરાઓ સાથ તેવણ મુંબઈ અને હઇડરાબાદની સોસાયટીઓમાં સમાગમમાં આવ્યા હતા મગર કોઇએ પણ તેવણનુ દીલ જીતવા જેટલી જાલેમ અસર તેવણ ઉપર આજ સુધીમાં ઉપજાવી નહી હતી. તેવણના ઓહોલાં મિત્રમંડલમાં તેવણને શેહાદી કરવા માટે અવારનવાર ધોંકધોંક થતી હતી. પણ નવાબ સાહેબ પોતાની ઠુમકી ફ્રેંચ બીઅર્ડ પસવારી હર હંમેશ તે વાત ખાઇ જતા હતા ને કોઇ વાર જો વાત ઘણીજ જોશ પર ને રસ પર ચઢતી તો 'માહરે લાયકની કોઈ મને દીસ્તીજ નથી' એવું બાંહોંણું કાઢી વાત ઠંડી પાડી દેતા હતા! એમ વરસો વહી ગયાં. નવાબ સાહેબની ઉંમર ભરાવા લાગી, પણ તેવણને પોતાની સાથ શેહાદીના ગાંઠથી જોડવા લાયક તેવણના ઉચ્ચાં ટેસ્ટને પેશ પડતું કોઇ લાયક પંખેરૂં શોધ્યું જડયું નહીં; અને એમ કરતાં કરતાં તેવણ કુંવારાજ રહી ગયા.

મગર દુન્યામાં મોહોબતનો ડંકો છે. ખુદરતની દરેકે દરેક નજીવી યા મોટી પેદાયશોમાં મોહોબતની આગ છે. મોહોબતથીજ જહાનની રમણ્ય-

તા ને સુંદરતાની હસ્તી છે. મટી અને પાણીમાં પણ મોહોબતના તત્વોનો કસ સમાયલો છે; અને તેથીજ જમીનો અને પહાડો, ખીણો અને ગુફાઓ એકમેક સાથ જોડાઇ બન્યા છે. મોહોબતની આગ જયાર હરયક ચીઝમાં મોજુદ છે તો પછી નવાબ જેવાના જીગરમાં તે શોલો કોઇ પણ વખતે પ્રગટયા વગર તે કેમ રહે?

એક અછડતી નજરે, એક સેંકડભર પેલી સબી ઉપર ઠેરવેલી ચશમે તેવણુને મોહોબત દેવીના પરસતાર કરી મેલ્યા. ધારીધારીને તેવણે તે તસ્વીર નીહાલી. અને જેમ જેમ તેવણ વધુ અને વધુ તે સુંદર ફોટોને નીરખતા ગયા તેમ તેમ વધુ અને વધુ તેણી તરફ ખેંચાતા ગયા. તેવણનું જીગર મોહોબતના જબરા જોશમાં જકડાઈ ગયું. તેવણ કામદેવના ગુલામ બની ગયા.

ફીરોઝને સવાલો ઉપર સવાલો પુછી તે પરીસુરત પારસણની જેટલી મેલવાય એટલી બાતમી તેવણે મેલવી. પણ તો બી તેવણ સંતોષ પામ્યા નહીં. ફીરોઝના રૂમમાંથી જેમ તેમ બહું ભારી જીગરે તેવણ પેલો ફોટો ટેબલ ઉપર પાછો મુકી બહાર પડયા; અને પોતાના રૂમમાં જઇ એક ઇઝીચેર ઉપર લેટયા.

તેવણને કશું ચેન પડયું નહીં. તેવણનો જીવ બધો ઉચત મારી ગયો. એક નૉવેલ વાંચવાની તેમણે મીઠયા ત્રાઈ કરી જોઈ. પણ ધ્યાંન લાગેજ શાનું? તેવણનું ધકધ્યાંન તો બધું શેઠખાનદાનની શીરીનમાં જઈ ભરાઈ એઠું હતું. જરા વાર રહી ફફડી ચટકીને તેવણે ચોપડી ઉદારી મુકી, અને પોતાના સ્ટડી રૂમમાં ગયા; અને તે દીવસનું પોતાનું કામકાજ આટોપવા ડેસ્ક આગળ ગોથવાયા. પણ બસ નહીંજ–તેવણનું ધ્યાન કમાં પર પણ લાગ્યુંજ નહીં. શું કરતાં શું થઈ જવા લાગું!

તેવણ બસ શીરીન ને શીરીનનાજ ખ્યાલમાં ચકચુર ને ગીરફતાર બની ગયા. તેવણના તનબદનમાં સલગી રહેલી મોહોબતની આગે તેવણને કશું સુઝ પડવા દીધું નહી. તેવણ ડેસ્ક આગલથી પણ છેવટે ફફડીને ઉઠી ગયા. અને પાએક કલાક સ્ટડીમાં આમથી તેમ ફરયા. પણ તેવણના મનને શાંતી વલી નહી. શીરીન શેઠખાનદાનનો હવાઈ આકાર તેવણની નજર આગળ આવી ખડો થઇ રહયો હતો, બસ તેણીના અને તેણીનાજ ખ્યાલોમાં તેવણનુ દેમાગ ભમ્રીત બની રહયું હતું.

અંતે તેઓ પાછા ફીરોઝના રૂમમાં ગયા.

ફીરોઝ પોતાના કામમાં પુર ઉતસાહ સાથ ગુંઠાઇ રહયો હતો. પેલો ફોટોગ્રાફ હજી ચટોાજ ટેબલ ઉપર પડેલો હતો. નવાબે ગુપચુપ તે ઉપાડયો, અને ત્યાં મુકેલી એક ઇઝીચેરમાં ગોથવાયા. તેવણુની રૂમમાંની પાછી હાજરીની કામમાં મશગુલ ફીરોઝને ખબર બી પડી નહીં, તે તો આંખ વીચીતે કશાં બી ભાન વગર બસ લખ્યાજ કરતો હતો.

"મી૦ ફીરોઝ," જરા વાર રહી નવાબ બોલ્યા.

ફીરોઝ ચમકયો.

"જી હઝુર! ડીસ્પેચ હજી પુરો નથી થયો, સાહેબ! હજી પાએક કલાકનો વીલંબ છે!" ફીરોઝે નવાબ ફીસ્પેચ માટે પુછતા હતા સમજી ઉતર કર્યો.

"ગોલી મારો ડીસ્પેચને!" નવાબ બખાલ્યા "હું તે માટે તમને નથી પુછતો."

ફીરોઝે અજાયબીથી ચોંકી નવાબ ગમ જોયું.

"ત્યારે શું હુકમ છે, મેહેરબાંન?" તેણે પુછયું.

"હું એમ પુછું મી. કાલા પેસી કે આય ફોટોગ્રાફ તમારી પાસે કેમ આવ્યો." નવાબે ફોટોગ્રાફ બતલાવી પુછયું.

ફીરોઝ વિચારમાં પડયો. જવાબ બી તે શું દય? એ નવાબ આજે ખાઇપીને આય ફોટોગ્રાફની પુઠેજ કાંય લાગ્યો હશે?

"તમને કંઈ કહેવામાં વાંધો હશે!" નવાબે તેને જવાબ નહી દેતો જોઈ પુછયું.

"ઓ-નહી રે-સાહેબ-નહી રે," ફીરોઝ બોલી ઉઠયો.

"આઈ મીન કે કદાચ આય બાઇ એ તમને પ્રેઝંટ તરીકે આપ્યો હોય તેથી તમે કહેતાં ખંચાતા હોવ."

"નહીંજી તેવું કંઇજ નથી. એ ફોટો કંઈ મને તેણીએ ભેટ આપ્યો નથી."

"ત્યારે એ તમારી પાસ કયાંથી આયો?"

ફીરોઝ જાસ્તી ગુચવાયો.

"સાહેબ, એ તો મેંજ એવણુ પાસ રીકવેસટ કરી માંગી લીધેલી," તે બોલ્યો.

"કારણુ! કંઈ લવ મે-"

અરેરે! કમબખ્ત ફીરોઝ તું આ શું કરે છે? એ જરા જેટલું જુઠું કેવી ભયંકર ખાના ખરાબીઓના અંજામમાં આખર થનાર છે તેનો ખ્યાલ એ બેખબર જવાંન તને કયાંથી હોય? ભલો નવાબ તો તાહરાં સારાં માટે, નેક નીષ્ટાથી સવાલો કરે છે ને તેના ખોટા જુઠા ઉતરો આપી તું તાહરેજ હાથે તાહરાં પગમાં કોડાલી મારે છે; તાહરીજ ખાનખરાબીની ખાહી ખણે છે. ભલો નવાબ તું તેણીના પ્યારમાં હોય, તું તેણીના હાથનો ઉમેદવાર થઇ કે બની ચુકો હોય તો પોતાના દીલમાં તેણી કાજ સલગેલી પ્યારની આગને બુંજાવી દેવાની, એક ગ્રહસ્થ તરીકે પોતાનું સ્વમાન જાલવી તેના રસ્તામાંથી ખીસી જવાના નેક વિચારથી તુંને આ બધા સવાલો કરે છે, ને અફસોસ, એ બેખબર, તું આં શું કરે છે?

"તમારો અજબ હૉબી છે," એક શંતોષનો દમ ખેંચી નવાબ સાહેબ બોલ્યા, "વારૂ તમે પરણુતા કાંય નહી?"

ફીરોઝ ગંગેટાઈ ગયો.

"એ આજે એ કમબખ્ત કહેવા શું માંગેછ?" તે મનશે પટપટયો, "સાહેબ, હાલ કંઈ એવી જુસરીમાં જોડાવાની માહરો ઇચ્છા નથી."

"કારણ?" નવાબે પુછયું "કંઈ નાણાં સંબંધી મુશકેલીને લીધે ડરી જાવછ શું? હાલનો તમારો સાડી ચારસોનો પગાર આઇ ઠીક કે એક બૈરીનું ગુજરાન આબરૂ ઇજ્જતથી કરવા માટે જોઇએ તે કરતાં પણ જીયાદા છે. ને ખુદાએ બક્ષેલું તમારાં કુટુંબમાં બી કંઈ કમ નથી?"

"નહીં, નાણાંનો સવાલજ નથી."

"ત્યારે શાંનો છે?" નવાબે ફરી ખતીને પુછયું.

ફીરોજ લાજવાબ બની ઉભો.

"ત્યારે શું છે?" નવાબે પાછું પુછયું, "શું કોઈ રૂપસુંદરી તમારૂં દીલ હજી તક જીતી શકી નથી? તમારૂં જીગર હજી કોઈ તરફ પ્યારથી ખેંચાતું નથી?"

"જી હા. કંઈ એવુંજ છે," ફીરોઝે ટુંકું કરવા હડહડતું જુઠું ફેંકયુ.

## પ્રકરણ ૩૪ મું.

### બેવફા શીરીન.

ફીરોઝ મનશે ઘણોજ હયરત રહયો. એ નવાબ સર ફરામરોઝ-જંગ—બાહાદુર આજે કહેવા શું માંગતા હતા? તેવણ શેઠખાનદાનની

શીરીન માટે એટલી ચાંપતી પુછપરછ કરે એ તેને ઘણું અજબ જેવું ભાસ્યું. કારણ આજ સુધી નવાબે તેની સાથ એટલી બધી છુટથી અને તે બી વળી તેના પોતાનાજ સંબંધમાં વાતચીત કદી કરી ન હતી. નવાબ એટલી બધી કાલજી બતાવી તેના પરણવા ને નહી પરણવાના સબબોની કાંય બારીકાઇથી જુસ્તેજો કરી રહયા હતા તેના ખરાંપણાંનો ઝાંખો ખ્યાલ વટીક ફીરોઝને થયો નહીં, તેને નવાબનો માત્ર તે એક ધખારોજ ધાર્યો.

તેજ દહાડે સાંજે નવાબે તેને પાછો પોતાના રૂમમાં તેડાવી મંગાવ્યો.

"મી૦ ફીરોઝ?"

"કેમ સાહેબ!"

"હું મુંબઈ જાઉંછ!" તેવણ બોલ્યા.

"કાહારે?"

"આજે રાત્રે."

"આજેજ?" ફીરોઝ બેહદ અચરત બની પુકાર્યો, "આપ નામદારે એવો કંઈ હુકમ——"

"શ–શ! મેં એકદમ ઠરાવ જવાનો કીધોછ." નવાબ બોલ્યા.

"જેવી મરજી! માહરે સાથે ઍકમ્પની થવાનું છે?"

"નહી! તમે અત્રેજ રહી માહારૂં સર્વ કામ આટોપજો. વખતે મને રીટર્ન થતાં દશ. વીશ, દાહાડા કે એકાદ ઉપર માસ બી થઈ જશે, તો એ ટાઇમમાં માહરૂં તમામ કામ તમે સંભાલી લેજો."

"જેવી હજુરની આજ્ઞા!" ફીરોઝે જવાબ દીધો, "કંઈ બીજી ફરમાશ?"

"કોઈ નહીં." નવાબ બોલ્યા. અને ફીરોઝ નવાબની હાજરીમાંથી બહાર પડયો.

"ભેંજુજ આજે કમબખ્તનું ચશકેલું લાગેછ," તે બબડયો, "સહવાર વેર તો કંઈ ભોંસયોજ નહી ને હમનાજ એકાએક મુંબઈ ઉપડી જવાનું શું ફીફરૂં એને ઉભરી આવ્યું."

અફસોસ! ઓ હીણભાગ્ય જવાંન! તુંને શું ખબર છે કે નવાબના આજના મુંબઈ ઉપડી જવાની સાથ તાહરાં સુખની સંદુક ઉપર દુઃખનું સીલ સદા માટે મરાઇ ચુકું છે.

* * * *

નામદાર નીઝામ હજુરના મોટા ઓહ્દેદાર અને સલ્લાહકાર નવાબ સર ફરામરોઝ–જંગ–બાહાદુર મુંબઇ આવી પોતાના પેડર રોડ ઉપર આવેલા બંગલામાં ઉતર્યા હતા. તેવણની મુંબઈ આવવાની મતલબ શેહખાનદાનની

શીરીનને શોધી કાઢવાની હતી. તેવણુ જો ચાહતે તો તેણીના ઠરઠેકાણાની વિગત પણ ફીરોઝ પાસ મેળવી શકતે, મગર તેમ કરવાનું તેવણે દરૂસ્ત વમાસ્યું નહી અને ખુદ પોતેજ તેણીની શોધમાં નામદાર નીઝામ પાસ રજા મેળવી મુંબઈ આવ્યા.

મુંબઇની ટીપ-ટૉપ સોસાયતી નવાબ સાહેબની મહેમાનગીરીમાં ટલ્લે ઉપર થઇ ગઇ. કોઈ બંદેખાં કુટુંબે તેવણુનામાનમાં ટી પાર્ટી ઉભી કરી, તો તેના કોઈ દીગર હરીફ કુટુંબે ગાર્ડન પાર્ટી ભેગી કીધી; તો એ બે ઉપર ચઢાવો કરવા કોઇ ત્રીજાંએ ડીનર પાર્ટીની ધંધુખર કરી મુકી. ટુંકમાં પારસી આલમનું દરેક ધપધપ્યું કુટુંબ નવાબ સાહેબની આગતા સ્વાગતામાં એક બીજા સાથ તીક્ષણુ હરીફાઈ કરવા પડયું.

પણ નવાબ સાહેબને મનશે તો ડીનર, ટી અને ગાર્ડન પાર્ટીઓની મોજમજાહો બધી તકલીફી અને નકામી હતી; કારણ તેવણનું દીલજ હાલમાં ચોરાઈ ગયુ હતું. શીરીન શેઠખાનદાનનીજ દીલજીત મોહીનીમાં ભ્રમીત તેવણુ બની ગયા હતા.

રેડીમની કુટુંબની તેવણુના માનમાં કરવામાં આવેલી ભપકાદાર ડીનર પાર્ટીમાં અંતે તેવણુની ઉમીદ પાર આવી. શીરીન ત્યાં આવી હતી. તેવણે તેણીને તુરત પીછાણી, અને પોતાના મેજબાનને તેણી સાથ પોતાને ઓળખ કરાવવાની તેવણે અરજ કરી, જે અલબતાં તુરત બાખુશી બાહાલ રાખવામાં આવી.

નવાબ શીરીનની તસ્વીર જોઇને જેટલા તેણીની મોહોબતમાં મસ્ત બની ગયા હતા તેથી ચાર ચાસની જીયાદા તેવણુ તેણીને નજરે જોઇને લટટુ બની ગયા. આખો વખત તે પાર્ટીમાં તેવણુ તેણીની અતરાફમાંજ ભમ્યા કીધા. ડીનર પર પણ તેણી સાથજ ગોથવાયા અને તેણીની આગતા સ્વાગતા કરવામાં અવધી કરી મુકી. ડીનર પછી ન્હાના પાયા ઉપર થયલા બૉલમા પણ તેવણે તેણી સાથજ ડૅન્સ કર્યો. ટુંકમાં તેવણુ શીરીન ઉપર કુરબાન થઈ ગયા. તેણીના માતપીતા સાથ પણ ત્યાંને ત્યાંજ દોસ્તી પાડી, તેઓને બીજે દહાડે પોતાને ત્યાં ડીનર ઉપર ઓંહોંશાં ઓંહોંશીથી નોતર્યા; અને બીજી દીવસે પોતાને ત્યાંના ડીનર વખ્તે પણ શીરીનની ખીદમતમાં તેવણુ ટલ્લે ઉપર થઈ ગયા.

ત્યાર પછી શેઠખાનદાનને ત્યાં તેવણુ આવતા જતા થઈ ગયા. દરરોજ સાંજે ચારનો ટકોરો થોકાય નહી તેટલાં ત્રીમત્રાક થઈ નવાબ સાહેબ શેઠખાનદાનવાલાઓને મકાને ગયલાજ છે. તેવણુ ત્યાં રાયતપાયત થઈ ગયા.

મહીનો એમ બધા ધાડો આવજો માવજોની ધંધુખરમાં ગબડી ગયો પણ નવાબ તો મુંબઇમાંથી સસરવાની વાતજ ખાઈ ગયા. તેવણ તો પંઠીગો મારી મુંબઇમાં હરીહામ થઈ બેઠા, ને તે બી વળી જ્યારે જોવ ત્યારે શેઠ ખાનદાંનવાલાઓને ત્યાંજ.

"નહીંજી તેવું કંઈજ નહી! મને માહરાં ફ્રેન્ડસોના ફોટા એકઠા કરવાનો પીકયુલીયર હૉબી છે," ફીરોઝે વાત ટાલવા ફેંકયું!

અલબત્તાં શેઠ ખાનદાનવાલાંઓ કંઇ અપંગ નહી હતા કે તેવણના એ રોજના ધકેલાપછાડાની ખરી મકસદ નહી સમજે યા જોય. તેઓ તુરત પામી ગયાં, અને નવાબને તેમાં ઉતેજન આપ્યું. વળી નવાબ સર ફ્રામરોઝ–જંગ–બાહાદુર જેવા સકરમી જમાઈ કાંય જતો મેલે?

શીરીન બી નવાબની બધી જાનફેશાનીઓનો સ્વિકાર કરવા પડી. ફીરોઝ તરફના પોતાના આગલા પ્યારને તથા તે જવાનને આપેલાં પવિત્ર વચનને તે સર બ સર વીસારી બેઠી. નવાબ જેવો તેને ધણી મલે એ લોભથી અંજાઈ, લલચાઈ જઈ ફીરોઝ અને તેના સાચ્ચા પ્યારને તે મુકી છુટી તે બેવફા બની ગઈ; અને નવાબને પોતાના નાંજોનખરાં અને સ્ત્રી ચારીત્રથી પોતાના પ્યારમાં વધુ ગીરફતાર બનાવતી ગઈ.

ફીરોઝ બાપડો તેણીના ખ્યાલમાંથી પણ જતો રહયો, નવાબ–તેવણના આલા દરજ્જા, મરતબા, ખેતાબ, મોંટાઈ તથા બેશુમાર દોલતથી તે મતલબી મહીલા તેવણની તરફેણમાં મનાઈ ગઈ; અને તે નવાબે જ્યારે તેણીના કરની માંગણી થોડીક મુદત વીટયા બાદ કરી ત્યારે ફીરોઝના પાકી ઝેહ પ્યારને થોકડે મારી તેણીએ પોતાના ભરથાર તરીકે તેવણને વગર ઢીલે કબુલ રાખ્ય!

નવાંબના શીરીન શેઠખાનદાનની સાથ ગોથવાયલાં કારજની ખબર થતાંજ ફીરોઝ ફાટી ગયો. પેહેલી હરોલમાં તો તેણે તે વાત માનવાની પણ નવાબનો તેની ઉપર તે મતલબનો આવેલો તાર વાંચી ના પાડી. પણ જ્યારે તેની પછીના ત્રીજે દીવસે તેને પોતાના માતપીતા તરફના બેઉના છુટાં પત્રો મલ્યાં ને તેમાં બી તેજ સમાચાર લખી મોકલેલા જોયા ત્યારે તે હડબડીજ ગયો. તે બેઉએ તેમાં તેને ઘણીક નશીયતો લખી મોકલી હતી, શીરીન તેની દરકાર કરતી ન હતી એમ તેઓએ પોતાની અનુભવી આંખ્યોએ તે વખતનુંજ જોઈ લીધું હતું, અને તેથીજ તેણી સાથ વરવાની મંજુરીયાત તેઓએ તેને નહી આપી હતી, અને તેમ કરવામાં તેઓ કેટલાં વાજબી હતાં તે હવે ફીરોઝ જોઈ શકતો હશે, ઈત્યાદી ટ ણાઓ

ને ચાપકાઓ તે કાગળોમાં લખાઈ આવ્યા હતા. જે સર્વ ફીરોઝના જખમ ઉપર નીમકના મલમપતા જેવાજ કાટીલ પુરવાર થયા.

તે પત્રો વાંચી ગુસ્સા અને નાશીપાશીથી તે દેવાનો જેવો બની ગયો. અનહદ નીરાશથી પોતાનું કપાળ કુટી તે બચ્ચાં માફક ફોકે ફોક રડયો. તેનું દીલ ભાંગી ગયું. તેના જુવાંન જીગરમાં એક નહી સહન કરી શકે એવો કાટીલ ફટકો પડયો. તેને મનમાં હોંશથી બાંધેલી હજારો અભિલાષાઓનો કોટ ભ્રષ્ટ થઇ ગયો. તેને કારના મારેલાએ પોતાના માત પીતા ઉપર પોતાના આજોરદે જીગરમાના હદ વગરના કલપાંત અને કકલાતના આબાદ પ્રતીબીંબ પાડનારાં કાગલો લખ્યાં; અને શીરીન સાથ તેને નહી વરવા દેવાની તેઓએ કીધેલી મમત માટે જે મનમાં આવ્યું તે તેને જીગરના ઉશકેરાતના અવેશમાં લખી માર્યું. પોતાનું સત્યાનાશ વાલનારની ઉપર્મા તેણે તેઓને તેમાં આપી; અને તેજ દીવસે નવાબ ઉપર તાર કરી તેને પોતાના ઓધ્ધાનું તાબડતોબ રાજીનામું આપ્યું, અને કારણમાં જણાવ્યું કે તે બેરીસ્ટરનો અભ્યાસ કરવા ઇંગલંડ જતો હતો.

મોહોબતની હાર સર્વથી કાટીલ રહે છે, અને તે ખરેખરીજ કાટીલ ફીરોઝના બાબમાં નીવડી. શીરીનને તે જીગરથી ચાહતો હતો, બલકે તેણીની ચાહતમાંજ જીવતો હતો, તે એમ તેણીને બેવફા બની બેઠેલી જોઇ હૈયા સુનો બની ગયો. તેની આશાવંત જીંદગીના સુખનુ ખીલતું ગુલાબ કવખતે અને સદા માટે કરમાઈ ગયું.

નીરાશાનો મારેલો અને ફુટેલાં જીગરનો તે અભાગ્યો જવાંન પોતાના માયબાપને પણ મલ્યા કે લખ્યા વગર પોતાના જીગરમાં પડેલા જબરા જખમોને રૂજાવવાની ઉમીદમાં હિંદુસ્તાન છોડી અમેરીકા નીકલી ગયો.

---

## પ્રકરણ ૩૫ મું.

### પશતાવો મોડોજ થાય છે.

દાહાડાઓ, અઠવાડીઆંઓ, પખવાડીયાંઓ, મહીનાઓ બ્લકે વરસો પસાર થઈ ગયાં, પણુ બદબખ્ત ફીરોઝના ટુતેલાં દીલને રાહત કે કરાર મલ્યો નહી. તેના જીગરમાં પડેલો કારી જખમ એ અઇઆમમાં રૂજાવાને બદલે વધારે ઉંડો ને કાટીલ બન્યો, અને તેના ચચરાતની આગમાં તે જલી જવા લાગો.

એક, બે ને પાંચ વરસો—પાંચ આખાં લાંબાં સાલો વહી ગયાં હતાં, જે સઘલો વખત તેને ઉતર અને દક્ષીન અમેરીકામા ગામે ગામ અને શેહેરે શહેર રખડી રઝડીને કાઢ્યો. એક કાગળનો ટુકડો વટીક પોતાના માતપીતા ઉપર પોતાની હસ્તીની ખબર જણાવવા તેને લખ્યો નહી, એટલો તે તેઓ ઉપર ખફા થયો હતો.

પોતાના મમઈ તરફથી તેને એક સ્વતંત્ર મોટો ફાલો મલ્યો હતો, એટલે તેને પૈસાની તો કોઈ તુંભાજ નહી હતી.

પોતાનો ગમ ભુલાવવાની મીઠયા ઉમીદમાં તે ગામેગામ રઝલ્યો, મગર નહીજ. તે કાટીલ ફટકો તેના જીગરમાં એટલો તો ઉંડો જડ ઘાલી બેઠો હતો કે તે કેમે કરતાં વીસરાયોજ નહી. શીરીનની બેવફાઇના જીગર દુઃખવનારા કર્પીણ ખ્યાલો તેણે નીશદીન પજવતા રહયા. પાંચ વરસની વાત ઉપર પડેલો તે જબ્રુન જખમ હજી તેના હૈદામાં ગઈ કાલેજ પડયો હોય એવો તાજો હતો, અને તે જબરા જખમની વેદનામાં તે પોતાના જઇફ માતપીતાને પણ તમામ વીસારી બેઠો હતો. તેઓનેજ તે પોતાની ખાનાખરાબીનું મુલ માની તજી બેઠો હતો.

ન્યુયોર્કના એક હૉટેલમાં એક સહવારે તે ત્યાંનું 'ન્યુયોર્ક હેરલ્ડ' નામનું દઇનીક પત્ર વાંચતો બેઠો હતો તેટલાં તેમાંની એક સ્પેશીયલ ખબર વાંચીને ગોલી લાગી હોય તેમ ઉછર્યો. તે ખબર તેનેજ લગતી હતી, અને તે તેના કુટુંબી ધારાના હીમાયતીઓ મેસર્સ માદન, મેહેતા, અને માણેકલાલની પેહેડી તરફની હતી.

તે ખબરમાં ફીરોઝને વીંનતી કરવામાં આવી હતી કે તેને પોતાની બુઝોર્ગ માવીતર આગળ તાબડતોબ દોડી આવવું, કેમકે તેના પીતા શહેરીયારજીના મરણ પછી તેવણુની તબ્યત છેકજ લઠડી જઈ હાલહવાલ બની ગઇ હતી, અને તેવણ તેને (ફીરોઝને) જોવાની અને મળવાની ઘણીજ આતુરતાથી ટગર કરતાં હતાં. તેની યાદમાં રાત અને દીવસ ઝુરતાં હતાં,

આ ખબર વાંચતાંજ ફીરોઝની આંખમાં ઝલઝલયાં ભરાઈ આવ્યાં. તે ઘણો ગમગીન બની ગયો. તેઓ તરફનો તેનો કરડો આભાવ નાબુદ થઈ ગયો.

"યા પરવરદીગાર! માહરા પપા ગુજરી ગીયા! હું કમબખ્ત તેવણુનું મોઢું જોવાથી બી બેનશીબ રહયો," તે અસહય દુઃખના દચકાં ખાતો બબડયો, "માહરાં ગરીબ માયજી, તેવણુની શું હાલત હશે? કેવાં રીબતાં હશે? પપાના મરણથી કેવું છાતી ફાડી નાખનારૂં દારૂન દુઃખ તેવણુને

ઉપજ્યું હશે! ઓ હું મુવો—હું—મુવો!" તે હવે પશતાવો કરવા લાગો. ખરાં દીલનો તે પશતાવો બેશક હતો. મગર ખપનો શું?

પોતાના માતપીતા સાથ તેણે કરેલી ઘાટકી તોરછોડનો તેને હવે બલાપો થયો; અને આજ સુધી પોતાની હૈયાતી યા ઠરહેકાણાની એક નામની કાપલી વટીક તેઓ ઉપર નહી લખવાંની તેને બતાવેલી મોટી કૃતા માટે તે બહુ ખેદ પામ્યો.

"ઓ માહરા ગરીબ બાવાજી, તમે માહારાજ વિયોગના ગમથી જુરી જુરીને મરણ પામ્યા હશો? માહરીજ ઘાતકી હયાવાન્યત તોરછોડથી નાશીપાશ બની જઇ દુ:ખી દીલે ગુજર્યાં હોશો. અરેરે! માહરી તરફના એક હરફની કેવી અને કેટલી આરજુ તમે કરી હશે. માહરા તરફની કાગલની એક કાપલીની કેવે કાગને ડોળે વાટ જોઈ હોશે! અરે હું પેદાનો પડતોજ મુવો!" તે પોતાનું કપાળ નીરાશાથી કુટી, આંખમાંથી નવધાર આંસુઓ વરસાવતો બોલ્યો, "માફ કરજે, ઓ વ્હાલા બાપ, મને માફ કરજે. હું ગુસ્સાથી ઘેલો બન્યો, તુટેલાં જીગરથી સર બ સર હયવાન થયો ને મેં ભુલ કીધી. પણ હવે હું પશતાઉછ. શીરીનની બેવફાઇથી માહરૂ જીગર કપઇને જેમ ટુકડા થયુંછ, તેમ માહરા વિયોગથી તમને કેવું અશહય દુ:ખ થયું હશે તે હું કલ્પી શકુંછ," તે દુ:ખથી કકલતાં જીગરે બોલ્યો.

તે શૅાકની અસર કમી થતાં તેના વિચારો તેની બેવફા માશુક તરફ ફર્યાં, ત્યારે તેના આંખમાંથી અંગાર વરસી રહયો. તેને જોયું કે તે બધી ખાનાખરાબીઓની મોહોકાણ તે બદકાર બલા હતી, અને ત્યારે તેને એ સર્વનો જબુન ઇન્તેકામ તેની ઉપર જરૂર લેવાના મનશે સપન લીધા.

## પ્રકરણ ૩૬ મું.

### સપત.

હરખના આંસુઓની જબરદસ્ત ધારા શીરોઝના મરવા સુતેલાં માતાજી જરબાઇની જઈફ ચશમોમાંથી બે અટકાવ વહી રહી હતી. પોતાના એક-પુરા દીકરાના પાછા ફરવાના આનંદમાં તે સુજોગે બાઈ પોતાની તમામ શારીરીક વેદનાઓ વીસરી ગયાં હતાં, અને બીછાનાં ઉપર તડાં થઈ બેઠાં હતાં.

"માહરા દીકરા, માહરા ફીરોઝ," તેવણ હરખથી ઉછલતાં જીગરે તેને કીસીઓથી ભરી નાખતાં બોલ્યાં.

"માહરાં માય, મને માફ કરજો! હું હૈવાસુનો સંગદીલ બન્યો. ન્નાતરસ ઘાતકી હયવાન તમને તજી દેવામાં નીવડયો. મને શીરીન સાથ તમે ને પપાએ વરવા નહી દીધો તેનોજ મને એ બધો કાર ચઢયો."

"દીકરા, અમે કંઈ તાહરાં દુશમન નહી હતાં. તાહરૂંજ સારૂં અમે તેમ કરવામાં બી ઇચ્છિતાં હતાં. શીરીન સાથ પરણી તું કદી સુખી થાત નહીં. તે છોકરી સ્વાર્થી અને મતલબી ખાસ્યતોથી ભરેલી હતી, એ તેના દુરગુણો તું નાદાન જોઈ શકયો નહીં. તેથી અમે તુંને વારયો. જોની તુંજ દીકરા કે એ દુકતી તાહરી સાથ–તાહરી સાથજ પરણું કરી પેલા નવાબ સાથ કાંય નીકળી ગઈ?"

ફીરોઝ પોતાની માવીતરનો આ ટાણો સમજી સરપે ડંખ માર્યો હોય તેમ ચમકયો.

"તું નાદાન હતો, હુલ્લડ હતો," તે બુજોર્ગ ડોસાંએ તેનો બરડો હેતથી પસવારી તેને પતાવ્યો, "તું એ છોકરીના હાથ પર ફસાઈ જતે. પોતાની મતલબ સાંધવાજ એ છોકરી તાહરી સાથ શેહાદી કરવા તૈયાર હતી, પણ પછી તાહરા થાંને વધારે ચીકાસદાર નવાબ જણાયા, એટલે તને છોડી દઈ તેવણ સાથ નીકલી ગઈ. એ બેશરમી ને બેહયાઈ નહી તો શું?"

"બસ મમા ડીયર એ વાત હવે જવા દેવ," ફીરોઝ ગદગદી પડયો.

"દીકરા ફીરોઝ, એ વાત હું તાહરી આગલ એટલા માટેજ પાછી કહુંછ કે તું એમ જોય કે અમે તાહરા સુખના વેરસી નહી હતાં."

"મને તે ખબર છે," ફીરોઝ પોતાની માદરનો હાથ ચુમતાં બોલ્યો, "માયજી, મને તે માલમ છે."

"નહી! ફીરોઝ, તને તે માલમ નહીં હતું." જરબાઇ તકયાને અઘેલાઇ બોલ્યાં, "જો તે તને માલમ હતે તો તું અમને છોડી ચાલી નહીં જતે. તાહરા વીયોગના દુઃખચાં રીબતાં અમારા બુઢાપામાં તું અમને નહીં કરતે!"

પોતાની માના મોઢામાંથી નીકલેલો એકકે એક સખુન તેના જીગરમાં તાવેલા લોઢાંના ચોબા મીસાલ જઈ પડયો. તે તાણો નહીં સાંખી શકવાથી તે પોતાની માની ગોદમાં માંથુ છુપાવી રડી પડયો.

"શું માહરા ચાલી જવાથી તમને દુઃખ થયું?" તેણે પુછયું.

"છોકરા, દુઃખ થયું કરી તું હજી પુછોછ? તાહરો બાપ થતો તો તાહરી જુદાઇનાજ ગમમાં રીબી રીબીને મરણ પામ્યો," જરબાઇ ગુસ્સાથી અને જુસ્સાથી બોલ્યાં.

શીરેઝે પોતાનું કપાલ જોરમાં કુટયું; અને એક બચ્ચાં પેઠે ફેકે ફેકે રડયો.

"ઓ ખુદા! ઓ ખુદા! ત્યારે શું માહરા બાપના મરણનું કારણ હું! હુંજ મુજી બેટા તેવણના કવખતના મોહોતનો જવાબદાર! ઓ ખુદા, મને માફ કર!" તે હાથ જોડી કગલી કકલી પડયો. તેને આંસુઓથી ભરાયલી ચશમોએ પોતાની વ્હાલી માદર ગમ જોયું, અને એક અસહય કમકમાતની ધ્રુજરી તેના તનબદનમાં પ્રસરી રહી. જરબાઇ છેકજ લેવાંઇ લુટાઇ ગયાં હતાં. તેવણનું એકવારનું સુખવાસી આંગ તવાઇ ને ખવાઇ ગયું હતું. તેવણની આંખ અને ગાલમાં ખાડા પડયા હતા. ગમી તેવણની એક વખતની ખુશહાલ દીસતી આંખોમાં વાસો કરી પડેલી પ્રગટ જોઇ શકાતી હતી. તેવણ ઝાઝા દીવસ ન કાઢે એ તેવણના ખખડી ગયલાં બદન ઉપરથી સ્પષ્ટ જોઇ શકાય એવું હતું. શીરેઝને તેવણનો એ અવતાર જોઇ લાગી આવ્યું. એક નહી ખમી શકાય એવા દુખનો ચમટો તેના દીલમાં તુટો. તેને પોતાની ઉપર બેહદ ધીકકાર છુટયો. તેને ગુસ્સાના ઝનુનમાં પોતાના કપાલ ઉપર જોરમાં મુકકી ગુમાવીને મારી.

"બદકાર બેવફા શીરીન, આય બધાંની તું જવાબદાર છે. આય બધી જફાઓ ને મુશીબતોનું મુળ તું છે." તે દાંતો કચકચાવી બોલ્યો. "હા? હું એનું વેર તાહરીપર જરૂર લેવશ, માહરાં સુખનું અને કુટુંબનું નખ્ખોદવાળનાર મુંજી હું જરૂર એ બધાંનો ઇન્તેકામ તાહરીપર લેવશ."

તેને ઘણો ઉસ્કેરાઇ ગયલો જોઇ, જરબાઇ ગાભરા પડી ગયાં, અને તેને વીનવવા પડયાં.

"દીકરા, એમ ના ઉસ્કેરા," તેને પેટમાં દાબી તે હેતાળુ માતા બોલી, "આકલો પડી એમ કીના ને વેરની વાત ના કર.

"માય, શું માહરી પર થોડું વીંટયુંછ? થોડું ગુજર્યુંછ? માહરા સુખના નાહસનું મુળ એ શીરીન છે. માહરા ગરીબ પપાના મોહોતનું કારણ બી જો ખરેખર જોવ તો એજ છે, એજ ડાકણે જો મને દગો નહી દીધો હતે તો કદી આય બધું બનવા નહીં પામતે. તમારી હાલની આય હાલતનું કારણ બી એજ કહાબા છે, તો—તો—'

"ફીરોઝ, દીકરા ફીરોઝ એ તું શું કરવા માંગેછ?" ડોસાં તેનો ઉશકેરાત જોઇ ગાભરાં બની જઇ બોલ્યાં.

"વેર લેવા માંગુછ તે નાપાક પર એ બધાંનું?" ફીરોઝ દાંત્યાં પીસી મુકકીઓ વાલી બોલ્યો.

"નહી દીકરા એમ ના કહો! ના બોલ!" જરબાઈ તેને પતાવી બોલ્યાં.

"કારણુ?" ફીરોઝે પોતાના માયનો હાથ ધરી ગુસ્સાથી બોલ્યો.

"વેર લેવાનું કામ આપણું નથી!"

"નથી?" ફીરોઝે અજાયબી અને ગુસ્સાથી ડાચુ વકાસ્યુ.

"હા નથીજ," તે ડોસાં પતામણા સાદે બોલ્યા.

"ત્યારે કોણનું છે?"

"પરવરદીગારનુ," જરબાઈ બોલ્યાં, "પોતાનાં કીધાં કર્તુંકે તે મરશે."

"નહીં. તમારી વાત ફ્ઝુલ છે. જેમ શીરીને મને નાશાદ, નામુરાદ ને ખુહવાર કીધોછ તેમ હું તેને કરશ. જેમ મને એને બરબાદ ને પાયા માલ કીધોછ તેમ હું એને કરશ. ત્યારેજ—ઓ ત્યારેજ હું શાંત થવશ!"

"નહી દીકરા એમાં તાહરી મોટી ભુલ છે." તે ખરેજ ભલી માવીતરે ધીરજથી સમજાવ્યું, "ભુંદાઇનો બદલો ભલાઇથી વાલવામાંજ આપણો ખરો ધર્મ છે!"

"માહરા બ્હાલાં માયાલુ માય, શીરીન જેવી બદકાર પાપી સાથ ભલાઈ કરવી એ ભલા સાથ ભુંડાઈ કરવા બરાબર છે! ઓ માય!—શું છે! તમારો જીવ બગડી આયોછ શું?" પોતાની માયનું માથું ટકીયા પર જુમાઇ પડેલું જોઇ તે ગાભરો પડી ગયો.

"ઓ ફીરોઝ મને પકડ! મને ચકર આવે છે." જેમ તેમ મહા-મુશકેલીથી જરબાઈ બોલ્યાં. તેવણુની જીભ ખેંચાઈ જતી હતી. ફીરોઝે અકલાઈ જઇ ટેબલ ઉપર મુકેલો ચંગ જોરમાં વગાડયો. નર્સ જે તેવણુની સારવારમાં આજ મહીનાઓ થયા હતી તે દોડી આવી.

"ઓ કોઈ દોડો, ડાકટરને બુલાવો," ફીરોઝ પોતાની માનો ફીકાશ મારી ગયલો ચેહેરો જોઈ પુકાર્યો.

"શું છે?" નર્સે તુરત દોડી આવી પુછયું, અને જરબાઈ આગળ જઇ તેવણુની નાડ તપાસી.

"શું છે, નર્સ," ઘાડા ખોખરા સાદે શીરોઝે નર્સ તરફ જોઈ પુછયું.

"એવણુની પલ્સ ધીમી પડીછ," નર્સે ઝપાટામાં એક બાટલીમાંથી એક ગલાસમાં થોડો બ્રાંડી કાઢી તેમાં સોડા મીક્ષ કરી જરબાઇના મોંઢામાં તે બચડતાં કહયું.

"ઓ માય, વ્હાલા માય," શીરોઝ બીછાના આગલ પછડાઈ પડયો. જરબાઈ તેણી ગમ જોઈ માયાથી હસ્યાં, અને પોતાનો હાથ મમતાથી તેના માંથા પર મુકયો.

"દીકરા, રડ ના, મરવાનું સઉનેજ એક દીન છે. મોડે યા વહેલે, આજે યા કાલે, જુવાનીમાં કે બુઢાપામાં અજલને તાબે તો એક દીન આપણુને થવાનું છે: દીકરા શીરોઝ, માહરા ચેરાગ, તુંને પાછો ફરેલો જોઈ આજે હું સુખી મોહોતે મરૂંછ," જરબાઈ બહુજ ધીમેથી ઉપલી મતલબનું મુશકેલીથી બોલ્યાં.

"ઓ એમ ના બોલો. ના બોલો." શીરોઝ પોતાની માદરનો હાથ આંસુઓથી ભરી નાંખી બોલ્યો, "માહરા માય, માહરા જાનથી બી જીયાદા વ્હાલા માય, હુ તમારી સાથ ઘણીજ ખરાબ રીતે વર્તયોછ. હુ એક સપુત નહીં પણુ કપુત નીવડયોછ."

"એમ–ના–બોલ, માહરા–દીકરા."

"માય, મને માફ કરજો. માહરી ખતા દરગુજર કરજો. કહો કે તમે મને માફ કીધોછ"

"દી–ક–રા–મેં–તું–ને–મા–ફ કીધોછ," ગુંગલાતે દમે જરબાઈ બોલ્યાં.

ફકટ બે પલ વધુ, અને ભલાં જરબાઇનો પ્યારો પ્રાણુ તે કીરવારને હવાલે ગયો.

---

## પ્રકરણ ૩૭ મું.

### ઇન્તેકામ.

શીરોઝ પોતાની માતાના નધારેલા મરણુથી વધુ ખારીલો બન્યો, પોતાના કીનો લેવાના ઠરાવમાં વધુ મુસ્તકીમ બન્યો. તેને નર્સ તરફથી જાણ્યું કે જરબાઇના જીવવાની અશા તો ડૅાકટરો કે દહાડની છોડી બેઠા હતા. તેવણુ આજે છેલ્લો મહીનો થયાં નહી આંય જહાન કે નહીં

તે જહાન એવે અવતારે રીબતાં હતાં.

"પણ તેવણે માહરી સાથ તો ઘણીજ હુશયારી ને ખબરદારીથી છેલ્લે વેર વાત કીધી?" નર્સના ખુલાસાથી આશ્ચર્ય પામી ફીરોઝે કહ્યું.

"એવણ શારીરીક ઘણાં નબલાં થઈ ગયાં હતાં," તે દયાની બેહેને સમજાવ્યું, "તેવણ તમારા આવવાની ખરે મને ટગર કરતાં હતાં. જો હું એમ કહું કે આય છેલ્લો મહીનો જીવવામાં તમારા આવવાની ખબરનોજ એવણને મોટો ટેકો હતો તો તે કઈ ખોટું નથી. હું જોઈ ઘણી ખુશીછું કે તમારા આવ્યાથી એવણ સુખી મોહોતે મુવાંછ, કેમકે વધુ જીવનાર તો એવણ નહીંજ હતાં, ફક્ટ બીચારાં રીબતાં હતાં."

નર્સના આ બોલવાએ ફીરોઝના દીલને વધારે દર્દમંદ બનાવ્યું. તેના વ્હાલાં માત પીતા તેની જુદાઈના કારી જખમમાં કેવાં ને કેટલાં રીબ્યાં હતાં તેનો ખરો ખ્યાલ હવે તેને આવ્યો; અને તે ઓર બી જાસ્તી દુ:ખીજ થયો. ને એ બધાનું વેર શીરીન ઉપર પુરૂં લેવાના તેને ખુદાને બાર કસમ નોંધાવ્યાં."

પોતાની માના મરણ પછીના ઘટતાં તીરતો કરી, તે પોતાનો મુંબઇનો બંગલો બંધ કરી, તે પોતાના વીશવાશુ કારભારીના હાથ હેઠલ સોંપી તે કીનો લેવા નીકલ્યો. તે હઇડરાબાદ આવ્યો.

શીરીન અને નવાબની તો દુન્યાજ સુખી હતી; અને તે સુખમાં આજે ચાર વરસ થયાં એક ચેહેરેનમુન બેટીથી ઓર મજબુતી મળી હતી.

શીરીનનું આ ન્હાનું ભુલકું બહુંજ માનીતું હતું. તેણી તેના ઉપરથી એક માતાના અથાગ વ્હાલથી મરીફીટટી હતી. નવાબની પણ તે ભુલકી બહુજ પ્યારી હતી.

જે દાહાડે ફીરોઝ ઇન્તેકામ લેવાના ખ્યાલથી હઇદરાબાદ આવ્યો તેજ દિવસે તે ન્હાના ભુલકાંની ચોઠી વર્ષગાંઠ હતી, અને તેની ખુશહાલીમાં નવાબ સર ફરામરોઝ-જંગ-બાહાદુરે એક મોટી મેજબાની હઇડરાબાદની મોટે ખાંચરેની સોસાયટીને આપી હતી.

નવાબના આલા દરજ્જા ને મરતબા મુજબ બધું કામ બી મોટુંજ હતું. તેવણનો આલીશાન મેહેલ ફુલપાન તથા વાવટા તોરણોથી સુંદર રીતે શનગારવામાં આવ્યો હતો; સાંજ પડતાં મહેલમાં પરોણાઓની અલગાર લાગી રહી; ફુલ મીલીટરી બેન્ડ તેઓને રીઝવવા મેહેલને લગના કુશાદે બાગમાં હાજર થયું હતું. ગાડીઓની ઠઠ મેહેલના દરવાજા આગલ જામી રહી હતી, અને એકક પછી એકક વારી મુજબ આવી મેહેલના

કમપાઉંદના બાદશાહી દરવાજા આગળ થોભતાંજ, ત્યાં સુંદર લીવરીમાં સજ બની ઉભેલા નવાબના હજુરયાઓ તેનું બારણું ઘણુંજ અદબ સાથ ખોલતા હતા; અને પરોણાઓ ગાડીમાંથી ઉતરી તેઓના આવકાર અર્થે બીછાવેલી લાલ બનાટ ઉપરથી ચાલી મેહેલના પ્રોટીકોમાં દાખલ થતાં હતાં, જ્યાં નવાબ પોતાની પરીસુરત મોહોરદાર સાથ હસ્તે ચેહેરે તેઓને એસ્તેકબાલ લેવા ઉભા હતા.

તેઓની બાજુમાંજ તેઓનું ન્હાનું ચાર વરસનું ભુલકું, શોભીતા પોશાકમાં સજ થઈ, એક ઘણોજ કીંમતી હીરોનો નેકલેસ પોતાને ગલે લટકાવી હસ્તું પોતાની માંની પાંખડી વલગી ઉભું હતું. તે ન્હાનકડાં માનીતાંને પણ બધાં પરોણાઓ સેકહેન્ડસ્ કરતાં હતાં, અને પોતાના હાથોમાં લઇ બકીઓ લેતાં હતાં.

હઇડરાબાદની આખી ધપધપી સોસાયટીને નવાબે આંમત્રણ કર્યું હતું; અને નામદાર નીઝામ હઝુરના તે મોટા ઓધ્ધેદારના ઇજનને માન આપી દરેક જણ પધાર્યું હતું. હઇડરાબાદના રેસીડન્ટ સાહેબ તથા તેવ ણુના સ્ટાફ્ના મોટા અમલદારો, તથા બીજા રાજ્યના મોટા ઓધ્ધેદારો, જડજો, મેજીસ્ત્રેટો, બારીસ્ટરો. વકીલો. વેપારીઓ, નવાબો વગેરે વગેરેનો એક વગવાલો જમોલો નવાબના આલીશાન મકાનમાં એકઠો મલ્યો હતો.

પરોણાઓની સુખ સગવડ ખાતર કસી કચાસ નવાબે રાખી ન હતી. બાગના બોહોલા વિસ્તારના અંદર ઠાંમેઠાંમ રીફ્રેશમેન્ટ ટેબલો, તથા બારો ઉભા કરી દેવામાં આવ્યાં હતાં. અને તેઓની કંઇબી જીજ્ઞાસા તાબડતોબ તૃપ્ત કરવા ખાતર નોકર નફરોની એક જંગી ફોજ બાગમાં અંહી વંહી દમકતી ફરતી હતી, અને પરોણાનો પડયો બોલ ઉપાડતી હતી. જે વખતે મહેલના આગલા ભાગમાં પરોણાઓનો આવવાની ધમાલ ચાલી રહી હતી તે વખતે તેના પાછલા ભાગમાં આવેલો બાગનો એક ન્હાનો પ્રાઇવેટ ગેટ કુદાવી, ભરાતો છુપાતો એક શખ્શ બાગમાં દાખલ થયો.

તે ફીરોઝ હતો. આજની બધી ચેહેલમેહલ તેને કીનાના અંગારમાં સલગાવી દઇ બાળી ભશમ કરી નાંખવા પુરતી હતી. તેને શીરીનને દુરથી મહેલના દરવાજા ઉપર પોતાના ભુલકાંને લઇ હસ્તી ઉભેલી જોઇ હતી, અને તેણીને જોતાંની સાથજ તેના કીનાનો કહેર સલગી ઉઠયો. તે દગા-બાઝ મકકારને એમ ખુશહાલ અમનચમન ઉડાવતી જોઇ તેની આંખમાં અદેખાઇ ને કીનાનો અંગાર વરસી રહયો. બસ તે તે દેખી શકયોજ નહીં, અને આજે ને આજેજ તેને પોતાનો ઇન્તેકામ લેવાનો ભયંકર ઠરાવ

કર્યો, ને જે પ્લાન પોતાની મકસદ પાર ઉતારવા તેને યોજયો તે તેના ઠરાવ થાંને પણ વધારે દારૂન અને ભયંકાર હતો.

ઉપર કહયું તેમ ધીરેથી ચોરીછુપીથી દરવાજો કુદાવી તે બાગમાં પેઠો; ને ભરાતો છુપાતો બાગના દરવાજા તરફ ગયો. આ વખતે તબેલો તદન ઉજ્જડ હતો કેમકે અંદરના સઇસો અને બીજા નોકર નફરો મહેલને આગલે દરવાજે પરોણાઓને આવતા નીહાલવા ગયાં હતાં. તે ચોકાશીથી તબેલામાં દાખલ થયો, અને એક સાઇડકાર સાથની મોટર બાઇક બહાર કાઢી, ને તેને પેલા ન્હાના પ્રાઇવેટ ગેટ તરફ ધસડી ગયો, અને પોતાના ગંજામાંથી એક કુંચી કાઢીને દરવાજો ખોલ્યો. વાંચનારા સાહેબોને અત્રે જણાવવાની જરૂર છે કે આ દરવાજાની કલ બાગમાંથીજ લાગતી હતી, અને તેથીજ બાગમાં દાખલ થતી વખત ફીરોઝને દરવાજો કુદાવવો પડયો હતો. તેને ગેટ ખોલ્યો, અને બાઇક બહાર કાઢી. બહાર આસરે ચાર ફુટ પોહોલી તદન એકાંત ગલી હતી, કે જ્યાં કોઇના આવવા જવાનો વહેવાર નહી હતો. એમ ફીરોઝ જાણતો હતો, બાઇક બહાર કાઢી પાછો દરવાજો તેણે બંધ કર્યો. અને પછી બાઇક વર્કીંગ ઓરડરમાં હતી કે નહીં તેની તપાસ લીધી; તેના લેમ્પની ઇલેકત્રીક બૅટરી બરાબર કામ કરતી હતી કે નહીં તે જોયું, અને તેથી તે પુરતો શંતોષ પામ્યો. ત્યાર પછી બાઇકને ત્યાંજ પડતી મુકી તે એક નજદીકના કનફેકશનરની દુકાને ગયો, અને થોડીક ચૅાકલેટ, કેકસ, બીસ્કીટસ વિગેરેની ખરીદી કીધી, અને પેલી ગલીમાં પાછો ફર્યો; અને સાઇડકારમાં તેનું પડીકું મુકયું.

આ વાર સુર્ય અસ્ત પામી ઝઝકલું પડી ચુકું હતું. પરોણાઓ આવતાં બંધ થયાં હતાં. નવાબ અને તેવણના ધણીઆણી બાગમાં પરોણાઓ વચ્ચે છુટથી હરી ફરી હસી બોલી ભેલાતાં હતાં. પેલું ન્હાનું ભુલકું પણ પોતાની માથી છુટું પડી પોતાની સરખે સરખાંઓ સાથ કુદાકુદ ને ગેલ-ગમત કરી રહયું હતું. તે ન્હાના બોજાઓના રખેવાલો બાપ જન્મમાં ન દીઠેલાં રીરેશમેન્ટને એવો તો અચ્છો ઇન્સાફ આપવાની રોકાણમાં પડયા હતા કે તેઓ કયાં ને કેમ રમતાં હતાં તેની તેઓની બલારતને બી ખબર નહીં હતી.

તે ન્હાના બાલકો દોડાદોડ ને ગેલગમત કરતાં બાગનાં પાછલા ભાગ તરફ ધીરે ધીરે ગયાં; જ્યાંથી એક ઝાડના ઓઠામાં છુપાઇ રહેલો ફીરોઝ તુરત બહાર આવ્યો, અને નવાબના ભુલકાંને તેને પોતાના હાથમાં લીધું; અને તેના ન્હાના હાથોમાં એક ચૅાકલેટનો ટુકડો ઠેસવ્યો. તે નીર્દોષ

બેખબર બાળક ખાઉખાઉથી રાજી થઇ જઈ ફીરોઝ સાથ ગેલ કરવા લાગ્યું. બીજાં રમતાં છોકરાઓને ત્યાંજ મુકી ફીરોઝ તે બચ્ચાં સાથ પેલા ગેટ તરફ ચાલ્યો, "બુચી તાહરૂં નામ શું?" તેને જતાં જતાં પુછ્યું.

"શે-હે-રાં-મા-ય !" તે ન્હાના બાળકે મધુર હલકે જવાબ કર્યો.

"તું માહરી સાથ ફરવા આવશે, હું તને પે-પે આપશ !" ફીરોઝે તેને પટાવી પુછ્યું.

બેખબર નીદોર્ષ બિચારૂં તે બાળક! તેને હસીને હા પાડી. ફીરોઝે તેને પેલી સાઇડ કારમાં બેસાડયું; અને રડે નહી કરી તેની આગલ થોડીક બીસ્કોટ ને એક કેક મુકયું, તે જોઈ તે સમજ વગરનું બચ્ચું બહુંજ ખુશી થઈ ગયું.

બીજીજ પલે ફીરોઝ બાઇક ઉપર સ્વાર થયો, અને એક પલમાં તે મશીનને, જબરા ધમધમાત સાથ ચાલું કરી, બ્રેકનૅક સ્પીડે ત્યાંથી યાહોમ હંકારી ગયો !!

# પ્રકરણ ૩૮ મું.

## ચોરી પર સરજોરી.

મુરશીદાબાદના પારસી ધર્મશાળાના કમ્પાઉડમાં રાતના નવ વાગે એક સાઇડ-કાર સાથની મોટોર-સાઇકલ ધસારામાં દાખલ થઇ; અને ફીરોઝ ઝપાટામાં ઉતર્યો; અને પેલા બાળકને પોતાના હાથમાં લઈ ધર્મશાળાના મકાનમાં દાખલ થયો.

બુઢ્ઢો ધર્મશાળાવાલો આદરજી સુરતી તુરતનોજ પોતાની મોહોરદાર જાઇજી અને દીકરી આલાં સાથ જમીખાઇ સુખદુ:ખની બે વાત કરતો ઓટલા ઉપરજ બેઠો હતો તે જલદીથી ઉઠીને ફીરોઝ આગળ દોડી આવ્યો.

"કેમ સાહેબ કંઇ ફરમાશ !" તેને નમીને સલામ ભરતાં પુછ્યું,

"માહરે માટે સોજ્જુ ખાણું એકદમ તૈયાર કરો," ફીરોઝે હુકમ આપ્યો, "ને જલદીથી મને હાઝતખાનું બતલાવો ?"

"જેવો હુંકમ ! એમ પધારો ! આલાં, લે આય બુચીને લે, જરા રાખ, રમાડ. જાઇજી, તમે જાવ જલદી રાંધણીમાં ને ભોણાંની તૈયારી કરો," ધર્મશાળાવાલા આદરજીએ પોતાના સબોરડીનેટોને હુકમો બહાર પાડયા, "રાત્રે રહેવાના છેવ કે સાહેબ ?"

"ન–નહિ ! હું જરા બુકઆચક ખાઇ પાછો જાઉંછ," જરા વીચારીને ફીરોઝે ઉત્તર આપ્યો,

"જેવી આપ સાહેબની મરજી," આદરજી નમી નમીને હૈદરાબાદી રીવાજ મુજબ ખુબ હીફાજતથી બોલ્યો, "બીલમાં નામ શું લખું મુરબ્બી ?"

"વીરજી વેસુના !" ફીરોઝ તુરત બોલ્યો; અને શેહેરાંને આલાંના હાથમાં આપી બુઢ્ઢા આદરજી પાછલ હાઝતખાના તરફ ગયો; અને બાઇજી નવાં આવેલાં ગ્રાહક માટે જમવાની તૈયારી કરવા બાબરચીખાના તરફ ગયાં.

આલાં આગલા હૉલમાં એકલી શેહેરાંને રમાડતી બેઠી; તેણીની નજર પેલા કીંમતી હીરાના નેકલેસ તરફ ખેંચાઇ. તેણી તે નેકલેસની સુંદરતા તથા તેમાં જડેલા કીંમતી હીરાઓનું આબ જોઇ દંગ થઇ ગઈ. તેણીએ તે બહુંજ પ્રસંશા અને વખાણ સાથ નીરખ્યો; તે નેકલેસે તેણીનું મન હરી લીધું.

પાંચેક મીનીટ વેર તે તેણીએ ધારી ધારીને જોયો; પછી તેના જીગરમાં એક બુરી વાસનાએ એકાએક ઘર કીધું. તે નેકલેસ પોતાનો કરવાની તેને પાપી તલબ થઈ. પહેલાં તેણીએ પોતાના મનમાં ઉત્પન્ન થયલી એ બુરી વાસનાને વારવાની વેતરણ કરી; પણ પોતાની લાલચ–જે દરેક પલે વધું બલવાન બનતી જતી હતી–થોભાવી શકી નહિ.

તેણીએ ધીરેથી અને ધ્રુજતે હાથે આજુબાજુ કોઇ ન હતું તેની ચોકસાઇથી તલાશ કરી, ન્હાની શેહેરાંની ગરદન પરથી તે નેકલેસ કાધી લેવાની પેરવી કરી.

તે ભુલકું તેણીની એ મતલબ પામી જઇ; પોતાની ચાઈ ચાઇ તેણી લઈ લેતી હતી એમ સમજી રડવા પડયું.

તેણી આથી અટકી ગઈ; અને રડતી શેહેરાંને પતાવવા પડી. જરાવાર રહી શેહેરાં મુંગી પડતાં તેણીએ બહુજ સફાઇથી અને ચાલાકીથી તે નેકલેસ કાધી લીધો, અને સોફા ઉપર ત્યાં પડેલો એક ન્હાનો ટકયો ઉપાડી, તેને ગલેફમાંથી બહાર કાધી, તેની એક બાજુનો સીવેલો ભાગ પોતાના દાંતો વતી ઝડપમાં ઉખેડી નાખ્યો, અને રૂની અંદર તે નેકલેસ ઉંડો દાબી દીધો અને પાછો ટકયો, જે બાજુથી ફાદયો હતો તે સાઇડથી ગલેબની અંદર પોરવી દીધો.

આ સઘળું બે મીનીટમાં બન્યું !

ચગોર શેહેરાં પોતાની ગરદન પરની ચાઈ ચાઈ ગુમ થઇ ગયલી જોઈ રડવા પડી; આલાં તેને પતાવવા લાગી; પણ શેહેરાં તો રણપર ચઢી; અને વધારે રડી કલાપીત કરી મોટું ગોંધ્યારૂ કરી મેલ્યું. આલાં ગભરાઇ ગઈ. તેણીએ શહેરાંને પોતાના હાથમાં લઇ હીંચકા નાખ્યા; ઉછાલી, આરસી આગલ લઈ ગઈ, દીવા ચાઈ કરી, વગેરે ભીન્ન ભીન્ન પ્રયત્નો આદરી તેને મુંગી રાખવાની કોશેશ કરવા લાગી; પણ શેહેરાં મુંગી ગગડી નહિ. તેને તો બેસુમાર દચકાં ખાઇ, બીસ્યાર રડવાનું ચાલુજ રાખ્યું.

તેના રડવાનો અવાજ સમજી ફીરોઝ કસ્તી કરતો કરતો ત્યાં ઝપાટામાં દોડી આવ્યો; અને તેને પતાવવા પડયો.

"શું છે, બેટા, શું છે?" તેને પોતાના હાથમાં લઇ ફીરોઝે મનાવ્યું; પણ શેહેરાં રડતી થોભી નહિ. તેને તો આલાં તરફ આંગલી બતાવી રડવાનું જારીજ રાખ્યું. એ જોઇ ફીરોઝ આલાં તરફ ફર્યો.

"એ પડી ગઇ શું?" તેને આલાંને પુછ્યું.

"ન–ન–નહિરે–જી!" આલાં ત–ત–પ–પ થઇ જતાં ગભરાતને મારે જેમ તેમ પોતાને અટકાવી બોલી.

"ત્યારે એ રડેચ કાંય?"

"ક–કોણ જ–જાણે જી!" આલાંએ ઉત્તર કર્યો.

"શું છે, માય, શું છે?" ફીરોઝે શેહેરાંને પતાવતાં પુછ્યું.

શેહેરાંએ પોતાના ન્હાનકડા હાથો વતી પોતાની ગરદન બતાવી! "ચાઈ કાધી લીધી," તેણીએ ભાંગી ટુટી ભાષામાં ખુલાશો કર્યો.

"ચાઇ?" ફીરોઝ કે જેને શેહેરાની ગરદન પરનો પેલો ફાંકડો કીંમતી નેકલેસ જ્યારે શેહેરાંને બાગમાંથી ઉપાદી ત્યારે માર્ક કર્યો હતો; તે હાલમાં તેની ગરદન ઉપરથી ગુમ થઈ ગયલો જોઈ દઘાઈ ગયો, "ચાંઈ કાંહાં છે?"

શેહરાંએ રડતાં રડતાં આલાં તરફ આંગળી કરી.

"લઈ લીધી!" તે પતપતી.

"કોણે?" ફીરોઝે પુછ્યું.

પાછી આલાં તરફ શેહેરાંએ ઇશારતથી નીશાણી બતાવી.

"કાંહાં છે તે?" ફીરોઝે આલાં તરફ ડોલા કાધી પુછ્યું.

"શ–શ–શ–શું–જી?"

"કાંહાં છે તે!" ફીરોઝે પાછી ઘણુંજ ગુસ્સાના ઝનુનથી બરાડ મારી.

"શું જી? શું કાંહાં છે?" આલાં હીંમત એકઠી કરી બોલી તેણીની છાતી ભારી દહેશતને મારે ધમણ પેરે ઉછળી રહી હતી.

"નેકલેસ!" ફીરોઝે છેડાઇ બાંગ મારી. તે બધો ગુસ્સાથી ઢગઢગી ગયો. તેને મારેલી બરાદોથી ચોંકી અંદરથી બાઇજી તથા આદરજી દોડી આવ્યા.

"શું છે, સાહેબ, શું છે?" આદરજીએ ગભરાત અકરાતમાં પડી પુછ્યું.

"નેકલેસ કાંહાં છે?" ફીરોઝે આલાંનો હાથ તતડાવી પકડી પુછ્યું.

"નેકલેસ?" આલાંએ અજાયબી બતલાવી.

"નેકલેસ?"

"નેકલેસ?"

તે બન્ને માટીઐયર પણ એકક પછી હયરત પામ્યાં.

"નેકલેસ શાંનો?" આદરજીએ પોતાની અજાયબી સમાવી પુછ્યું

"આય માહરી બુચીની ગરદન પર ઉતો!" ફીરોઝ બરાડયો, "હું કંઇ દાખલ થયો ત્યારે તેના ગલાંમાં ઉતો, કાંહા છે તે?

"હું શું જાણું?" આલાં બોલી.

"બા, એ શું જાણે બિચારી?" બાઇજી ફીરોઝને આલાં પર દમ કસતાં જોઇ બોલ્યાં.

"એ શું જાણે? અરે! એનેજ લીધોછ! એનેજ ચોર્યોછ!" ફીરોઝ હદબાહર તપી જઇ બખાલ્યો, "લાવ, કાંહાં છે તે?"

આલાં મોહોત જોતી ફીક્કી મારી ગઇ. તે લાજવાબ ઉભી.

"લાવ, કાંહાં છે તે?" ફીરોઝે પાછી બુમ મારી.

"શું લાવે!" આદરજી બોલ્યા, "કઇં બરાબર ખુલાશાથી બોલશો?"

"નેકલેસ! નેકલેસ! સમજેછકેની એ બુઘ્ધા, હીરાનો નેકલેસ!" ફીરોઝે બુમ પાડી.

"હીરાનો નેકલેસ!" આદરજી આશ્ચર્ય પામી બોલ્યા.

"હા! ઓ બુઘ્ધા ઘુવડ, હા!"

"કાંહાંથી આયો?" આદરજી બોલ્યા, "વીરજીભાઇ શેઠ, જરા ઠંડા પડો. આસ્તે બોલો!"

"માહરી બુચીની ગરદન પર ઉતો, હાલમાં તે નથી," ફીરોઝ બખાલ્યો.

*"કાંહાં ગીયો ?" આદરજીએ ખોખરા સાદે પુછ્યું.

"કોઇએ કાઢી લીધોછ !" ફીરોજ બોલ્યો.

"કોણે ?" જાઇજી, આદરજી સાથે બોલી ઉઠયા.

"એને !" આલાં તરફ ફીરોઝ હાથ લંબાવ્યો.

"જુઠું ! મેં લીધોજ નથી !" આલાં બોલી ઉઠી.

"જુઠું ? બેશરમ, આય નીર્દોષ બચ્ચું તને બતાવેછ ને જુઠું !"

ફીરોઝ વધતો ખીજવાયો; અને પછી શેહેરાં જે તેને મારેલા બુમ ને બરાડાઓથી ગભરાઈ દઘાઇ જઈ ચુપ બની ગઈ હતી તેને પટાવી પુછ્યું, "બોલ માય, તાહરી ચાઈ કાંહાં છે ? કોણે લીધી ?

તે નીર્દોષ બચ્ચાંએ આલાં તરફ પાછી આંગલી કરી. આદરજી આલાં તરફ ધડકતે જીગરે ફર્યા.

"આલાં, શું તેં કંઇ——"

"નહિ ! પપા, હું કંઇજ જાણતી નથી. મેં નેકલેસ લીધો બી નથી ને જોયો બી નથી. નેકલેસ એની ગરદન પર ઉતોજ નહી. એવણ સરયામ જુઠું બોલેછ !" આંખમાં આંસુંઓ સહીત તે બોલી.

"ઓ વાય ! એ શું કહેવાય ! મુવો ધરાનો લેતો અહીં કાંહાં આયો !" જાઇજી આલાંને ગભરાઈ રડી પડેલી જોઈ, દીલમાં તેણી માટે દયાથી દાઝી જતાં તેણી તરફથી બોલ્યાં, "જોવછ શું આદરજી ? મુવાને લાત મારી સીરી પરથી ગબડાવી મુકો ! એની મકદુર શું મુવાની કે આપણી ગાયગોલાબ જેવી દીકરીને દમ ભરાવી ચોર ઠરાવે. બોલ આલાં, માહરી દીકરી, ખરૂં બોલ શું એ વાતમાં કંઇ બી વજુદ છે ?"

"જરા બી નહિ માયજી ! એ સર બ સર જુઠુ તોહમત છે. નેટલેસ શું ને વાત શું ? હુ તો કંઈ જાણુણી નથી ? મને કંઇજ ખબર નથી !!" પોતાની માયની છાતી પર માથું નાખી આલાં રડી પડી.

"ઓ બેહયા ! આય બચ્ચું બી——"

"બસ ખામોશ ! ચુપ થઈ જાવ ! તમે જુઠા ઢોંગ કરોછ !" આદરજી, આલાંની વાત સાચી માની, ફીરોઝને કોઇ સોનેરી તોળીવાલો સમજી ઉશકેરાયા, "જુઠા ફીતુર ફેલાવોછ. બચ્ચાંને શીખવી લાવી; નાહ કના ગલે પડોછ. અત્તર ઘડી માહરૂં ઘર છોડી જાવ, નહિ તો હું અબઘડી પોલીસને તેડુંછ ને તમારૂં પાંખરૂ ધાંધલ મચાવવાના અને નીર્દોષો પર તોહમતો મેલી પૈસા જોરજુલમથી કઢાવવાના આરોપ સારૂ પોલીસને આપુંછ !"

પોલીસનુ નામ સમજી ફીરોઝ થથડી ગયો.

નવાબને ત્યાં શેહેરાંના ગુમ થઇ જવાનો અત્યાર આગમચનો શોર ઉઠયો હશે ને તેણીની શોધાશોધમાં દરેક ચાંપતા ઇલ્લાજો લેવાના થયા હશે; પોલીસ તે માટેની જુસ્તેજો ને દોડધામમાં પડી ચુકી હશે ને મુરશીદાબાદમાની પોલીસને બી ટેલીફોન મારફતે તેણીની ખોલમાં સાવધ રહેવાનું હૈદરાબાદથી તાકીદનું ફરમાન મલ્યું હશે, એવો વિચાર થતાં ફીરોઝ ઠંડો થઈ ગયો. તે કાંઈ પણ વધુ કરી કે બોલી શકયો નહી. કઇ વધુ ધાંધલ ધરપચ કરવામાં કેવો મોટો જોખમ સમાયલો હતો તે તે પામી ગયો! અને અખાડાજ કરી જવામાંજ તેને પોતાની સલામતી જોઈ.

તેને ચુપ ને ઠંડો થઈ ગયલો નીહાલી એદલજી હવે ખીલ્યા; ને તે જુઠોજ દમ કશી પૈસા કઢાવવાનો ઇરાદો રાખતો હતો એમ દીલથી માંની તેવણે જાસ્તી દમ કસ્યો.

"એકદમ માહરૂં ઘર છોડી જાવ! માહરા સાહેબ, એવું તરકત રચી તમે શું અમને કંઇ ડરાવવા માંગોછ કે? અમને કંઈ નીચોવવા આયાછ કે? શર્મ છે, હેફ છે તમારી પર! આપણી કોમને પણ તમે આવાં તમારાં નીચ કર્તકથી હીણું લગાડોછ! જાવ, તમારૂં કાળુ કરો! તમો હમકોમી છેવ કરીનેજ જવા દઉંછ"

ફીરોઝ—ગરીબ બાપડો ફીરોઝ પોતાની કબસ હાલતને લીધે આદરજીના તાણાતપલા લોહીનો ગોટ ગરી જેમ તેમ સાંખી; પોતાના ગુસ્સાને સમાવી કાંઈ પણ ખાધાપીધા વગર ભુખ્યો ને તરસ્યોજ ધર્મશાળામાંથી બહાર પડયો, અને શેહેરાંને કારમાં બેસાડી; તે ત્યાંથી બાઇક હંકારી ગયો!

---

## પ્રકરણ ૩૯ મું.

### રંગમાં ભંગ.

નવાબ સર ફરામરોઝ–જંગ–બાહાદુરની ખુશખુશાલી ભરી મેહેફીલમા ખાના વખતે શોર મચી રહયો. નવાબની બુચી શેહેરાંનોજ પત્તો નહિ મળતો હતો. ગોયા તેણી ગુમ થઇ ગઈ હતી. ધર્તી માતાના પેટમાં ગરક થઈ ગઈ હતી. બાગનું ખુણે ખુણું નવાબના માણસોએ તથા હાજર રહેલાં ઘણાં પરોણાંઓએ તે ભુલકાંની તલાશમાં ખુદારી માર્યું, પણ

નવાબની શેહેરાંનો પત્તો નહિ લાગો!

તે રંગ રાગ ભરી મીજલસ બોલ બોલતાંમાં ગમીમાં ગીરફતાર થઇ ગઈ. સઉકોઇના મોંઢા પર ઉદાશી છવાઇ રહી. કોઇને ખાવા પીવા કે હસવા બોલવા મુતલગ ગમયું નહિ. ભારી દીલે એકક પછી પરોણાઓ દાંયબાંય થઇ ગયાં.

નવાબ તો શેહેરાંનો પત્તો નહિ લાગતાં ગભરાત અકરાતને મારે પ્રથમ તો લાકડું થઇ ગયા; પછી ફોકે ફોક ધસાંધસ રડયા. બસ કોઇનું સમજાવેલું સમજ્યાજ નહિ.

શીરીન તો આ આફતના સમાચાર સુનતાંજ શુધ્ધ ખોહી બેશુધ્ધ બની ગઇ. અને તેણીની સારવારમા મેહેલમાં ડાકટરોની ધમાલ પડી.

નવાબનો પ્રાઇવેટ સેક્રેટરી પોલીસ પર દોડયો ને શેહેરાંના ગુમ થઈ જવાની ખબર આપી; અને નવાગ જેવા નામદાર નીઝામના મોટા ઓધ્ધેદારનુંજ ફરજંદ ધોરે દીસે ગુમ થઈ જાય એ કંઇ ન્હાની સુની કે નજીવી વાત ન હોવાથી પોલીસે તે માટે પોતાથી દરેક બનતું કર્યું. આજુબાજુના ગામો ને શહેરોમાં ટેલીફોન અને તારો મારફતે શેહેરાંનું વીગતવાર બારીક વર્ણન મોકલવામાં આવ્યું, અને ચાંપતી તલાશ કરવાની સખ્ત એલતેમાશ કરવામાં આવી. આખ્ખુ હૈદરાબાદ ત્યાંની પોલીસે ઉપર તલે કરી માર્યું. જીવ તોડ મેહેનત શેહેરાંની શોધ માટે તેઓએ કરી, પણ શેહેરાં મલી નહિ. હૈદરાબાદની પોલીસનો વડો તો એ બાબદમા એમ માનતો હતો કે કોઇ બદમાશ યા બદમાશો હાથે કરી નવાબની બેટીને ઉપાડી ગયા હશે; અને તેમ કરવામાં નવાબ પાસ નાણું કઢાવવાની તેઓની મતલબ હશે. તે પોતે જાતે દીલાસો દેવા નવાબ પાસ ગયો ને તેવણને પોતાનો વિચાર સમજાવીને કહયું ને ધીરજ રાખવાની તે સંજોગમાં સલાહ આપી.

નવાબ પણ આ વાજબી દીસ્તી અટકલને માન્ય રાખવા ના પાડી શકયા નહિ; અને તેવણે તે પોલીશના વડાના કહેવા મુજબ ધીરજ ધરી એક લાખ રોકડા રૂપ્યાનું જંગી ઇનામ શેહેરાંનો પત્તો લાવી આપનારને આપવાનું તેઓએ પેપરો દવારા જાહેર કયુ.

પણ ફોકટ! દહાડાઓ ને અઠવાડીયાંઓ વહી ગયાં, પણ તેવણની બેટીનો પતો મલ્યો નહી; યા કોઈ બદમાશ યા ઉઠાવગીર તરફથી તેને પાછી સ્વાધીન કરવાના બદલામાં નાણાંની મોટી રકમની માંગણી પણ થઇ નહિ. નવાબ તો એકના ચાર લાખ આપવા રાજી હતાં.

તે બેઉ ધણીધણીઆણી આ દુઃખદાયક બનાવથી ઘણોજ ગમ ખાઈ ગયા. જેમાં શીરીન તો તદનજ પોતાની બેટીની જુદાઇના ગમમાં બેખાખરી પડી ગઈ. તે અધીરી માવીતર પોતાની વ્હાલી પુત્રીના વીયોગમાં સર બ સર દીવાની વખતના વહેવા સાથ બનતી ગઈ,

વખત ભલાભલા જખમોને રૂજાવે છે એમ કહેવાય છે ને બોલાય છે; પણ શીરીનના કેસમાં તે દ્રષ્ટાંત તદન ખોટું પડયું. વખતના વહેવા સાથ તે તો વધારે દુઃખી ને કાહેલી બનતી ગઇ. પોતાના ફરજંદની યાદમાં બળવાજળવા લાગી. નવાબ તેણીનું મન મનાવા, દીલાસો દેવા પોતાથી બનતું દરેક કરી રહયા, પણ કંઇ બી પ્રકારણો સધ્યારો શીરીન માટે બે ફાયદા નીવડયો.

ખરેજ માવીતરનુ વહાલ અજબ છે, અચલ છે! વરસો વહયાં પણ તેણીનો જખમ જેવો ને તેવોજ તાજો રહયો; અને તે દારૂન જખમ પોતાને પેટે બીજું ફરજંદ ન થતાં વધારે કાટીલ અને ઉંડો બન્યો!

બાર વરસ પોતાની બેટીના ગુમ થઈ જવા પછી તેણી વધું જીવી. જીવી નહી પણ ખરૂ કહીએ તો તે બીચારી રીબી. દીન અને રાત પોતાની પ્યારી વીખુટી પડેલી દીકરીની યાદમાં સબડી.

બીજાં એક ફરજંદની ખરે મને તેણીએ તે પાક પરવદેગાર પાસ આજુંં કરી; પણ કમનશીબે બીજું સંતાન તેણીને થયું નહી; એટલે અંતે તેણી ટુટેલે હૈડે અને જખમી જીગરે મરણ પામી.

નવાબ પોતાની પ્યારી મોહોરદારના મરણથી છેકજ હેબતાઇ ગયા. આ ફટકો વલી તેવણને આગલા થાંને વધું કારી પડયો. શીરીનને તેવણ હદવગરના પ્યારથી ચાહતા, પુજતાં હતાં, તેણીને એમ પોતાની આગળથી વાંસો ઉઠાવી ગયલી જોઇ તેવણ છેકજ હીંમત હારી ગયા. તેવણની તબી યત આ ફટકાથી કચડાઇ ગઇ; અને તેવણની મગજશકતી પણ નબળી પડી ગઇ. અર્ધે ઘેલા જેવો તેવણનો અવતાર થઈ ગયો.

તેવણની તંદરોસતી એટલી બધી હદ સુધી કચડાઇ ગઈ કે હવા ફેરબદલ કરવા તેવણને કોન્ટીન્ટ ઉપર ચેન્જ અર્થે જવાની અંતે ડાકટરોએ તેવણની ઘણી બી નામરજી છતાં ફરજ પાડી.



# પ્રકરણ ૪૦ મું.

## પશ્ચાતાપ.

મુરશીદાબાદમાંની પેલી ધર્મશાળામાંથી હડધુત અને પશેમાન બની 'ગલે ગાંઠ ને મોંઢે દુંચો' રાખી નીકલ્યા પછી દોઢ વરસે ફીરોઝ પોતાના એક આગલા કૉલેજ ફ્રૅન્ડ સરદાર નવરોજજી મેહેતાના કારભારી તરીકે શેહેરાં સાથ મલાદમાં આવી વસ્યો. શેહેરાને છુપાવી રાખવા મારૂ તેને આ જગા ઘણીજ ઉત્તમ લાગી. મુરશીદાબાદમાંથી નીકલ્યા પછીનો દોઢ વરસનો ગાલો તેને હિંદુસ્થાનના જુદા જુદા શહેરોમાં રખડી રઝડી પુરો કીધો હતો.

સરદાર નવરોજજીને ઉંધુ ચતું સમજાવી પોતાનું ખરૂં નામ છુપાવી, શેહેરાં તેના એક પુરાણાં અઝીઝ રફીકની બેટી હતી, કે જેનાં કમનશીબે માયબાપ બેઉ મરણ પામ્યાં હતાં; એવું સરદાર નવરોજજીને વાહી મલાદમાં થરીથામ થયો.

તેને શેહેરાંને તેના દરજ્જાને લાયકની દરેક કેલવણી આપી; એ વાતથી વાંચનારાં સજ્જનો અલરૅડી માહેર છે.

પાંચમા પ્રકરણમાં શેહેરાં અને કાઉબા (ફીરોઝ) વચ્ચે થયલી વાતચીત પેલી શેહેરાંનાં માયબાપના સંબંધીત વાંચનારાં સાહેબોના લક્ષમાં હશે. જે દીવસે તે વાતચીત થઈ તે દીવસની ફકટ બે માસ અગાઉજ શેહેરાંની માતા શીરીન હઈદિરાબાદ ખાતે તુટેલાં જીગરે મરણ પામી હતી. અલબતાં આ વાત ન્યુસપેપરો મારફતે ફીરોઝે જાણી હતી; અને નવાબની લથડી ગયળી તબીયતના સમાચાર પણ મુંબઈના વર્તમાનપત્રો મારફતે સમજ્યા હતા; અને જે દીવસે શેહેરાંએ બજીદ બની પોતાના માતપીતાના ભેદ વીષે કંઈ જાણુવાનીજ જીદ કરી તે દીવસની એક આગલાજ મેલાપ નવાબ સર ફરામરોઝ-જંગ-બાહાદુર, કે. સી. આઇ. ઈ., હવા ફેરબદલ કરવા યુરોપ તરફ ઉપડી ગયા હતા.

ન્યુસપેપરોની અંદર તેવણુની એ રવાંનગીની ખબરો આપવામાં આવી હતી. તે ઉપરાંત તેવણુની ઉપયોગી જીંદગીનું ટુંક વર્તાંત પણ કેટલાક પેપરોમાં તેમની છેલ્લામાં છેલ્લી તસ્વીરો સાથ આપવામાં આવ્યું હતું. તેમાં નવાબ સાહેબની બેટી ચોરાવાની કમનશીબ બીના વીષે તથા તેવણુના મોહોરદારના અકાળ મૃત્ય સંબંધી લંબાણુથી વીવેચન કરવામાં

આવ્યું હતું; અને તેમાં ભાર મુકીને જણાવવામાં આવ્યું હતું કે નવાબની તબીયત વહેલી નબલી પડી જવામાં એ કમનસીબ બનાવોનો મુખ્ય હાથ હતો. ફીરોઝે તે સઘળુ વાંચ્યું હતું; અને કહેવાની કશી જરૂરત નથી કે તે તમામ રાસ્ત હતુ એમ તેને ખરાં જીગરથી માન્યું. વળી નવાબની છેલ્લામાં છેલ્લી 'જામે'માં આવેલી તસ્વીર જોઈ તે ચોંકયો. અસલ નવાબ ને હાલના નવાબમાં આસમાન જમીનનો ફરક પડયો હતો. તેવણનાં તમામેતમામ બાંલો સફેદ મારી ગયા હતા; ગાલ, અને આંખમાં ખાડા પડયા હતા; કપાલ ઉપર કરચલીઓની ગુંચલીઓ વલી હતી. વળી કમરમાંથી પણ તેવણ વાંકા વળી ગયલા દીસ્તા હતા.

ફીરોઝના જીગરમાં તેવણની આ તસ્વીર જોતાંજ તેવણના તે નખાઇ ગયલા હાલ પર દયાની લાગણી ઉભરાઇ આવી. તે પોતાનો સઘલો કીનો ઘડીભર તમામ વીસરી ગયો.

વરસો પછી દયા જેવી નાજુક લાગણીએ તેના જીગરમાં દેખાવ દીધો, અને વલી ખુદરતી તેજ આઇન વખતે શેહેરાં તેની કાકુલદી કરતી પોતાના પીતાને મેલવી આપવા માટે મીનત ગુજારી કરતી આવી; અને કંસાને ખાતર નહી તો તેણી તરફના તેના પૌઢ પ્યારને ખાતર તેમ કર વાની તેણીએ આજીજી ભરી અરજ કરી, અને તે આજીજીઓથી અર્ધો પીગલી ફીરોઝે જો બને તો—જો તેનું જીગર રજા આપે તો શેહેરાંને તેણીના પીતા સાથ મેલવી આપવાનું અચોકકસ પ્રોમીસ આપ્યું, એ સઘલું આપણે આગલાં એક પ્રકરણમાં સ્વીસ્તાર વાંચી આવ્યાં છીએ.

શેહેરાંએ છેદેલી વાતથી તથા કરેલી મીનતગુજારી ભરી અપીલથી તેના દીલમાંની વર્ષો થયાં મંદ મારી ગયલી દયાની લાંગણી પાછી ધીમે ધીમે પોતાની ગતી લેવા લાગી.

નવાબની પેલા લેવાયલા લુટાયલા હાલબેહાલ અવતારની તસ્વીર તેની નજર આગલ આવી જયાર ત્યાર ચાલુ ઉભી રહેવા લાગી ને જાણે કરગરી તેને અરજ કરવા લાગી કે 'માહરી બેટી આપ; મેં તાહરૂં કંઈ બગાડયું નથી !"

શેહેરાં સાથની ઉપલી વાતચીતની બીજીજ રાત્રે, અલબતાં એના એજ વિચારો તેના મનમાં રાત દીવસ ઘોલાયા કરતા હોવાને લીધે, તેને એક સ્વપ્નું દીઠું. તે સ્વપ્નામાં નવાબના મેહેલના પોતાના પ્રાઇવેટ સેક્રેટરી વખતના ખાનગી રૂમમાં શીરીનની તસ્વીર નીંહાલતો તે બેઠો હતો; અને ત્યાર પછી જે બધું બન્યું હતું તે—વાંચનાર પ્રકરણો ૩૨—૩૩—૩૪ માં

વાંચી આવ્યો છે તે–તેને આ સ્વપનામાં પાછું જોયું. જે વાતચીત નવાબ સાથ તેને તે વખતે થઈ હતી તેજ આ સ્વપ્નામાં પાછી તેને વીગતવારે સાંભળી.

આ ખાબમાંથી બેદાર થતાંજ તે એક બીજા જીવતા ખાબમાંથી પણ બેદાર થયો. નવાબે શા કારણુસર તેને ઉલટાવી ઉલટાવી શીરીનના તેની સાથના સંબંધ વીષે ઉપરાસાપરી આડાતીડા પ્રશ્નો પુછયા હતા, તેના સબબોથી તે હવે છેક અગ્યારમે કલાકે માહેર થયો. તે સવાલોના ભેદનો પરદો તેની આંખો આગલથી ખુલી ગયો. નવાબની તે પ્રશ્નો પુછવામાં સમાયલી ખરી ગ્રહસ્થાઈ તથા ભલી નીષ્ટા તે હવે પ્રગટ જોઇ શકયો; ને પછી તે જાણુતાં જોરથી પોતાનું કપાળ કુટી પોતાની ગમખાર કમનશીબી પર પોતેજ અફસોસ કરવા પડયો !

અરે ! જો તે વખતે તે જરા જેટલું જુઠું ન બોલ્યો હતે તો આજે આ બધું ન થતે એવો હવે તેને ખ્યાલ થયો ! સત્યની ખરી મહત્વતાનો સાચ્ચો ભાસ હવે તેને આવ્યો ! સચ્ચાઇની પુરી કીંમતની પીછાન હવે તેને થઈ.

શીરીન બેવફા બની હતી, દગાબાઝ નીવડી હતી પણ નવાબનો તેમાં જરા પણ ન વાંક હતો એમ નીર્વીવાદ વાકેફ થતાં તે એકદમ હજી પણ બગડી બાજી સુધારવાના શુભ ખ્યાલ ઉપર આવ્યો.

કીનો તો તે લઈ ચુકયો હતો! તેના કીનાનું ખરૂ કારણુ તો તેના કીનાનો ભોગ થઇ મારગે લાગી પણ ગયું હતું, તો પછી નીર્દોસ ભલા નવાબને ખાલી સતાવવામાં શું સાર હતો ?

તેણે વિચાર્યુ, ને પછી નવાબને તેની ગુમાયલી બેટી પાછી સ્વાધીન કરવાના નેક ખ્યાલ ઉપર તે આવ્યો,

બદ ખ્યાલોથી ઘેરાયલો ફીરોઝ હવે તે ખ્યાલોની ચુંગાલમાંથી મુકત બન્યો; કીનાના ભયંકર વિચારોએ હવે તેનો દુંબાલો છોડયો; અને તે પોતાની અસલયાત ઉપર પાછો આવ્યો. તેના અંતરની ભલી લાગણીઓ ફરી એકવાર તેના જીગરમાં પ્રસરી રહી; અને ભલાઇ પોતાનું ઇનામ સાથેજ લેતી આવી; અને તે ઈનામ મુરશીદાબાદમાંની પેલી ધર્મશાળામાં શેહેરાંની ગરદન પરથી ચોરાયલો નેકલેશ હતો.

અંતે ચોર પકડાયો. વરસો પછી પણ સાચ્ચો ન્યાય ફીરોઝને મલ્યો. અને તે નવાબને તેની બેટી સ્વાધીન કરવા નવાબની પાછલ યુરોપ શેહેરાં સાથ ઉપડી ગયો.



# પ્રકરણ ૪૧ મું.

## એક અચાનક મેલાપ.

મીસ્તર અને મીસીસ સોહરાબ દલાલ મૉન્ટેકારલોના જંગી જગ જાહેર જુગારખાના કેસીનોના બાહારના ટેરેસ ઉપર મુકવામાં આવેલા એક બાંકડા ઉપર બેઠાં હતાં. સોહરાબના કપાલ ઉપર ગુસ્સાની કરચળીઓ ચઢી હતી; કંઇ નાખુશ ચશમોએ તે પોતાની મોહોરદારને ટીકતો બેઠો હતો.

આલાં લખલુત ખરચ કરતી હતી; જે માટે તે ઘણો નારાજ હતો.

"આલાં, જરા તાહરો ખર્ચ તું કમી કર!" તે બોલ્યો.

"છટ! સોહરાબ, વળી એ વાત તું પાછી કાઢી બેઠો?" તેણી બોલી.

"પણ તું છેલ્લા મહીનામાં પાંચ હજાર રૂપ્યા તાહરા અંગત ખર્ચ પર ખર્ચી ચુકી તેનો કંઇ તને વિચાર છે. એવો બાદશાહી ખરચ તું રાખે તો પછી તો કાહારૂનનો ખજાનો બી ખલાસ થઇ જાય," સોહરાબે પ્રોટેસ્ટ કર્યો.

"ડીયર, ત્યારે લંડન, પેરીસ, બર્લીન વગેરે ઠેકાણે મને ફેરવી શું કામ? ત્યાંની મોટી મોટી ભપકાદાર દુકાનોમાં મને શું કરવા લઈ ગયો?"

"પણ એ મોટી મોટી દુકાનોના વાઘકાપોના બીલનો બી તુંને કંઈ ખ્યાલ બર્યોછ કે નહિ?" સોહરાબે ભવાં ચઢાવ્યાં.

"જા બા સોહરાબ, તું માહરી સાથ એમ શું કરેછ?" આંખમાં આસું લાવી આલાં બોલી.

"ડાર્લીંગ!" સોહરાબ નરમ પડી જઇ બોલ્યો, "તું કંઇ મનમાં માઠું ના લાવતી. હું તો તને અમસથો કહું છું, રીતસરની સલાહ ને ચેતવણી આપું છું. અશો એ કાઉબા કારભારી અહીં કાંહાંથી ફુટી નીકલ્યા!"

આલાંએ સોહરાબે ઇશારો કર્યો તે ગમ જોયું; અને ફીરોઝને (કાઉબાને હવે આપણે એજ નામે ઓલખીશું) આવતાં જોઈ ફીકકી મારી ગઈ. ફીરોઝ હસ્તો હસ્તો તેઓ આગળ આવ્યો; અને શેકહેન્ડ કરી.

"કેમ તમે અહીં?" સોહરાબે સવાલ કર્યો.

"ઓ યસ! મેં તમને સ્ટીમર પર નહિ કહેલું કે હું એક ઘણીજ અગતની ફરજ બજાવવા નવાબ સર ફરામરોઝ-જંગ-બાહાદુરની શોધમાં છું!"

"હા તે મને બરાબર યાદ છે!"

"તે નવાબ મૉન્ટેકારલોમાં છે એવી મને ખબર મલી; અને હું અહી તેઓની શોધમાં આવ્યોછ !

"પછી તેવણ મલ્યા ?"

"નહિ ! તેવણ જીનોઆ ગયાછ," ફીરોઝ બોલ્યો.

"વેલ ત્યારે જીનોઆ જાવછકે ?"

"નહી ! મેં એવણ પર તાર કરીને એવણનેજ અંહી તેડયાછ. વલી હું ત્યાં જાઉં તેટલાં ત્યાંથી તેવણ કેડે બીજે ઠેકાણે ઉપડી જાય તો ? કાંહાં વેર હું એવણની પુંઠે એમ ધકેલા ખાયા કરૂં ?"

"ત્યારે તમે અહીંજ છેવકે ?"

"હા !"

"કાંહાં ઉતર્યાછ ?"

"ડાયદમ હૉટલમાં !"

"વેલ, ત્યારે આજે માહરા હૉટલ મેત્રોપોલમા ડીનર પર આવજો, જરૂર આવજો!" ફીરોઝે આગ્રહથી ઇજન કર્યું; અને આલાં પોતાની પ્રોપોઝલને ટેકો આપશે એવા વિચારથી તેણી તરફ ફર્યો; પણ આલાં મુંગીજ ગગડી રહી. જાણે તેને વાત સાંભલીજ નહી હોયની! સોહરાબને આલાંની આવી ઠંડી વર્તણુકથી ઘણોજ ગુસ્સો ચઢયો.

"આવજો, જરૂર આંથ વાગે પધારજો મી. ફીરોઝ, અમે ઘણીઘણી-આગ્રુી ઘણાંજ ખુશી થઇશું !"

"વારૂ ! આવશ, ઠેંકયુ ! તમારી મેહેરબાંની થઈ ! હું હવે રજા ચાહુંછ !" ફીરોઝ બોલ્યો; અને શેકહેન્દ કરી તેઓથી છુટો પડયો. તેના જવા પછી સોહરાબ આલાં તરફ ગુસ્સાથી ફર્યો.

"વૉટ નૉનસનસ આલાં!" તે બખાલ્યો, "મેં જ્યારે એને ઇનિ-વાઇટ કીધો ત્યારે માહરા ઇજ્જનને તેં ટેકો કાંય નહી આપ્યો ?"

તે પોતાના લગ્ન પછી; આ પહેલીજ વાર આમ કડવાસથી આલાં સાથ બોલ્યો હતો. એમતો આલાંમાં છેલ્લા ત્રણ મહીનામાં તેને ન્હાના ન્હાના અનેક દુરગુણો જોયા હતા પણ તે માટે તે કંઇ બોલતો વા 'કેર' નહી કરતો દીસતો હતો! જો વાજબીજ કહીએ તો આલાં તેને વખતો વખત એવી તો હાથમાંને હાથમાં રંમારી લેતી હતી કે તે આલાંની સામે કંઇજ બોલતો ન હતો. હર વાતમા તેણીનીજ મરજી રાખતો હતો.

"વરી ટેકો આપે? ધુરને ધુમારો!" આલાં અનકો કરી બોલી સોહરાબે વધતી અજાયબીથી ભલાં જમાવ્યાં.

"એટલે? માહરી પ્રોપોઝલને ટેકો આપવાની શું તાહરી ફરજ નહી હતી?" તેને કંઈક કરાજીથી પુછ્યું.

"રાંટ!" આલાં બોલી, "વરી માણસબી તેવોજ માહાભારત પડયો કેની તે વરી તાહરાં આમંત્રણને હું ટેકો આપું?"

"એટલે?"

"મને જરાબી તાહરૂં કરેલું આમંત્રણ પસંદ આવ્યું નથી!"

"કારણ?"

"એવા રૂઠાકુઠાઓને તું ડીનર પર શાંના બોલવતો ફરેછ?" આલાંએ પોતાનો અણગમો પ્રદર્શીત કર્યો, તે સમજી સોહરાબ વધતો આશ્ચર્ય પામ્યો.

"તાહરૂં ભેજું ગીયુંછ શું આલાં?" તે બોલ્યો, "તે દહાડે સ્ટીમર પર તો તું મને કહેતી'તી કે એ એક 'આઇડીયલ' ને ઘણો એકોમપલીશડ ગ્રહસ્થ છે ને વરી આજે એકાએક એમ રૂઠોકુઠો કેમ બની ગયો!"

આલાં જવાબમાં જુઠું જુઠું હસી; અને ઉઠી ઉભી થતાં બોલી. "ડીયર, તું બી શું જને? નાહકનો ફસ કરેછ! એ બધી રીતે એકોમપલીશડ છે તો શું થયું? આખર કરેને સરદાર નવરોજજીનો એક હલકો નોકરડોજ કેની? ચાલ ઉઠ, વ્હાલા અંદર જઈ એકાદ ગેમ રમીએ! અહીં વેર આવ્યા ને કેસીનોની મજાહ ચાખ્યા વગર જઇએ તે શું ખપનું?"

સોહરાબ પોતાના મનમાં વીસમય પામતો ઉઠયો; અને તેણી સાથ કેસીનોની જંગી ઇમારતમાં દાખલ થયો.

"તું શું એકાદ ગેમ રમવા માંગેછ?" તેને પુછ્યું.

"ઓ યસ! વાય નૉટ!" તેણી બોલી, "મને એક દશ લુઇ આપ!"

સોહરાબે આપ્યા; અને એક ગેંબલીંગ ટેબલ આગળની ખાલી પડેલી ખુરશી પર આલાં ગોઠવાઈ; અને તેણીએ સ્ટેક લીધી, સોહરાબ તેણીની પછવાડે ખુરશીને અઢેલી સરકલમાં ફરતાં બોલને ટીકતો ઉભો. પા કલાક રમતમાં પસાર થયો. આલાં ઉઠ?" તે બોલ્યો.

"ઓ નો! સોહરાબ જોની હું કેવી જીત પર છેઉં તે? એટલા વારમાં મેં દશના ત્રીશ લુઇ તો કીધા. જા તું જોઇએ તો બહાર બેસ. હું તો હમણા નહી આવતી!"

સોહરાબ જરા વાર વધું ત્યાં થોભ્યો ને પછી બહાર ટેરેસ ઉપર પાછો ફરીને, કૉફી રીફ્રેશમેંટ રૂમમાંથી ઓરડર કરી એક ખુરશી પર

ગોથવાયો. પા કલાક, અર્ધો કલાક, પોણો કલાક બીજો થયો પણ હજી આલાં પાછી ફરી નહી. અંતે તે ફફડતો ચટકતો ઉઠયો; તે પાછો અંદર ધકેલા ખાતો ગયો. આલાં તો જુગારની મોહીનીમાં ખેંચાઈ હજી રમતી હતી.

"ચાલની? શું કહેછ તું?" તેને જરા ગુસ્સાથી કહયું.

"નાઉ વેટ ડીયર! જોની આજે માહરૂં નશીબ કંઇ ફુંકે ફાટેછ. એટલા વારમાં ત્રણસો લુઈ મેં મેલવ્યાછ," આલાં તેના તરફ જોયા વગર યા તેના ગુસ્સાની ટલભાર પણ ટુંભા કર્યા વગર બોલી, "હું એક હજાર લુઈ આજે અહીંથી મેલવવા માંગુછ!"

સોહરાબે ગુસ્સાથી પોતાનો પગ અફાલ્યો; અને ચુપ ઉભો. તે કાંઇ કરી શકયો નહિ. આજ સુધી આલાંને પોતાના કાબુમાં, તેને બીલકુલ નહી રાખી હતી. એટલે નાચાર બની તે ગુપચુપ ખામોશ ઉભો.

બીજો પા કલાક થયો; પણ આલાં સસરી કે વસરી નહી યા પાછલ ખોટી થતા ઉભેલા પોતાના ભરથાર ગમ ઝાંખીને જોયું બી નહી!

"હવે તું ચાલેછ કે નહી?" દેખીતા હદ બાહર ગુસ્સાથી સોહરાબ બોલ્યો; પણ આલાં રમતની મોહીનીમાં એટલી તો મશગુલ હતી કે તેણીએ કંઈ જવાબ બી કર્યો નહીં. બીજો પા કલાક થયો; અને હવે સોહરાબનો પી-તો ઉછલી આવ્યો.

"એકદમ ઉઠી જા!" તે બખાલ્યો, પણ આલાં પોતાની જીતેલી ગેમના પૈસા ગની લેવામાં એટલી ચકચુર બની હતી કે તેણી કાંઇ જવાબ દઈ શકી નહીં. "સમજેછ કે?" સોહરાબે આલાંનો હાથ મજબુત પકડી હીલવી કહયું. આજુબાજુનાઓ જોવા પડયા તેની પણ હવે તે છેડાયલાને દરકાર ન રહી.

"શું જો તું બી સોહરાબ? હું મોટી સ્ટેકો લઇ ગેમો જીતુંછ ને તું ચાલચાલમાં પડયોછ 'જરા થોભની બેસવા દેની!" તેણી બોલી.

"નહી ઉઠી જા, એકદમ!"

"ફકટ પાંચ મીનીટ!" રમતની લાલચમાં બેહદ પડેલી આલાંએ માંગી લીધું.

પાંચની દશ મીનીટ થઇ, પા કલાક થયો પણ તેણી ઉઠી નહીં.

"તું કહેછ શું? ચાલેછ કે નહિ? એક વાગવા આવ્યોને?" તે ઠેઠે વારે પાછો બખાલ્યો.

"જરા થોભની ડીયર!"

"નહી બસ ચાલ!" સોહરાબ પગ થોકી બખાલ્યો.

"તાહરે જવું હોય તો જા, સોહરાબ! હું હૉટલ પર આવશ, નહી ભુલી પરૂં!" તેણી રમતમાંજ ધ્યાન રાખી એક નવી મોટી સ્ટેક લેતાં બોલી.

સોહરાબે ગુસ્સાથી પોતાના દાંત્યાં પીસ્યાં. જરા વધુ વખત તે ઓર થોભ્યો; ને પછી ગુસ્સાથી બાહવરો બનેલો કંઇ વધુ બોલ્યા કે કહ્યા વગર ત્યાંથી નીકળી પડયો.

તેને પોતાની મોહોરદારની આવી વર્તણુક પર અતીશય ખફગી ચઢી. તે માટે તે મન સાથ બલાપો કરતો વિચારોમાં ચકચુર કેશીનોના અયવાનની સીડીઓ પરથી ઉતરતો હતો તેટલાં એક જુવાંનને અફડી પડયો. તેની તરફ જોયા વગરજ 'બેગ યોર પારદન' કરી સોહરાબ બોલ્યો ને પોતાના ખ્યાલોમાં ચકચુર હૉટલ મેત્રોપોલ તરફ ચાલ્યો.

પેલો અફડી પડેલો જુવાન તેનો સાદ સમજી ચમકયો; અને તેની તરફ જોયું. એક અજાયબીની ચીસ તેના મુખમાંથી નીકલી પડતી જેમતેમ અટકી. તેને સોહરાબને પોતાને ન ઓળખેલો જોઈ મનમાં હયરત બન્યો; અને પોતાના મનમાં સોહરાબની ત્યાંની હાજરીથી અચરત થતો તે રૂમમાં દાખલ થયો; અને અહીં તહીં કંઈ ખાલી ખુરશી માટે પોતાની ચગોર ચશમ દોડાવા લાગો.

સારાં નશીબે ખુરશી ખાલી થઈ, અને વળી કરમ સંજોગે આલાં બેઠી હતી તેની સાંમેનીજ તે ખુરશી હતી.

તે તે પર ગોઠવાયો; અને પોતાના ગજાંમાંથી ડોડાક લુઈ કાઢી ટેબલ ઉપર મુકયા; અને ઠોડાક લુઈ એક ચોકકસ નંબર પર મુકવા પોતાનો હાથ લંબાવ્યો; તેજ વખતે આલાંએ પણ તેજ નંબર ઉપર પોતાની સ્ટેક મુકવા પોતાનો હાથ લાંબો કીધો. તેઓ બેઉના હાથો અફડયા. તેજ વખતે તેઓએ એકમેક પર નજર કરી.

"કોણ? અદી!" આલાં ઘણી અજાયબ બની બોલી.

"આલાં?" તે પણ તેટલોજ અચરત થયો!



# પ્રકરણ ૪૨ મું.

---

## વધુ દગાબાઝી.

તેઓ બેહુ અજાયબીમાં ગરક ગયાં.

આલાંની અજાયબી ઘણીજ વહેલીં ખતમ થઈ ગઇ; અને ધાસ્તીથી તેણી ફીકકી મારી ગઈ. પોતાની ખુરશી ઉપરથી તે તુરત ઉઠી ઉભી થઇ.

"અદી–અરદેશર, બહાર આવો. માહરે તમારી સાથ કંઇ અગતની વાત કરવી છે," તેણી મોટેથી બોલી.

"ચાલો, મીસ બામજી," ઉઠી ઉભો થતાં સરદાર અરદેશર મેહેતા બોલ્યો.

"મીસીસ દલાલ, પલીઇઝ!" આલાં બોલી. "નો મોર મીસ બામજી."

અદી ચોંકયો; તેના દીલમાં કોઇએ આખી પીન ચલાવી દીધી હોય ને ચોંકે તેટલી હદ સુધીનો ચમકયો; અને આલાંની પાછળ બહાર નીકલ્યો તેઓ ટેરેસ ઉપર આવી એક ઘણાજ એકાંત ખુણામાં ગોઠવાયાં.

"તમે કાંય નાહશી ગીયા, અરદેશર?" તેણીએ પુછયું.

અદીએ આલાં ઉપર એક ઝડપી નજર નાખી. "હું કાંય ઘર છોડી નાહશી આયો તે તમે જાણોછ, આલાં માય, હું ચોર હતો! હું નાહશી આયો કારણ હું મુરખ ગધેડો હતો. કયાં જવું ને શું કરવું તેનો વિચાર કર્યા વગર હું ઘરથી નીકળી પડયો, ને હજી ક્રાંહાં જવું ને શું કરવું તે મને સમજ પડતું નથી!"

આલાં ધ્રુજતી બેઠી હતી. તેણીનું હૈડું ધાસ્તીને મારે જોરમા ધડકી રહયું હતું. અદીને જોતાંજ ખુદરતી તેણીના જીગરમાં દહેશત બેઠી હતી. રખેને અદી અને સોહરાબનો મેલાપ થાય, એવી તેને ધાસ્તી હતી. તેથી તે અદીનો બાહરો બાહરથી રસ્તો કરી નાખવાની; સોહરાબ અને તેનો મેલાપજ નહી થાય એવું કંઈ કરવાની પેરવીમાં પડી.

"તું હંઇથી જો કેઠે જવા માંગતો હોય તો હું તને મદદ કરવા તૈયાર છું!" તેણી ધીરેથી બોલી; અને.અદીના જવાબની રાહ જોવા પડી પણ અદીએ વિચારોના વમલમા તે પોતે લપટાયલો હોવાથી આલાંનું બોલવું સમજ્યું નહી.

"અરદેશર, તમે ચાલી ગીયા પછી કાંહાં ગીયાને શું કર્યું તે કહેશો?" જરા વાર રહી આલાંએ પુછયું.

"મલાદમાંથી નીકળેલો હું મુંબઇ ગયો," અદીએ 'મીકેનીકલી' જવાબ વાલ્યો, "અને ત્યાં રખડ રઝડ કરી માહરા એક ફ્રેંદની ઠરથી એક સ્ટીમર ઉપર એસીસટંટ સ્ટોર કીપર તરીકે નોકરી મેલવી હું મારસેલસ આવ્યો. મારસેલસ આવ્યા પછી મેં નોકરી છોડી દીધી અને ત્યાંજ રખડ રઝડ ભરેલું વકીતરૂં જાત જાતનું કરી, ઠેડાં નાણાં તેમ કરી ઉભાં કરી, ત્યાંથી હું હંઈ આયો. માહરી અંહી આવવાની મતલબ માહરૂ નસીબ ફેરવવાની હતી અને છે. છેલ્લા અધી મહીના થયા હું હંઇજ છું; અને દરરોજ કેસીનોમા હું માહરૂં તકદીર અજમાવવા જાઉં છું. કોઈ વાર થોડું ઘણું મેલવું છું તો કોઈ વાર ગુમાઉં છું; એમ ધીંક પાપે દહાડા કહાડું છું!"

"તમે ચાલી જવામાં ઘણું ખોટું કીધું!" આલાં બોલી, "પ્રથમ તો અમે બધા તમને ચોર સમજ્યાં, પણ પછી ખરૂં જણાયું!"

"શું? શું ખરૂ જણાયું!" કંઇ આશાવંત બની અદીએ સવાલ કર્યો.

"કે ફ્રેની એ કામની જોખમદાર છે?"

અદીની છાતી જવાબ સમઝતાંજ જાણે બેસી જવા લાગી.

"નહી-નહી? એ ખોટું છે. તદ્દન જુઠું છે! હુંજ ચોર હતો. હું કબુલ કરૂંછ કે તમારો નેકલેસ મેંજ તફડાવ્યો હતો!" અદીએ પોતાની બેહેનનો બચાવ કર્યો.

"તમે બેશક ઘણાજ ભલો છેવ, અરદેશર તમારી બેહેનનો એમ બચાવ કરવા કાજ. પણ હવે બધું પાદેફરા થઇ ગયુંછ" આલાં બોલી.

"શું?"

"કે ફ્રેનીજ ગુનેહગાર છે!"

"કેમ? કેવી રીતે?"

આલાંએ સોહરાબને કહેલી વાત પાછી સફાઇથી અદીને કહી સમજાવી.

"આલાંમાય, ગુસ્સો ના કરતાં, મગર મને પણ કંઈ ફ્રેનીની મતલબને બરનુંજ એ બાબદમાં લાગુ'તું, ને હજી બી મને લાગેછ. એવી લાગણી મને ખુદરતી થાયછ કે તમેજ આય બાબદના ખરાં જોખમદાર છો!"

આલાં ચાદર જેવી ફીકકી મારી ગઇ. પોતાના રૂની પુણી જેવા સફેદ થઇ ગયલા ચેહેરા ઉપર રતાશ લાવવા તેણીએ પોતાનો હોાથ જોરમા કરદયો! તેણીનું હાર્ટ એ પળ સ્તબધ બની ગયું!!

"હવે તું શું કરવા માંગેછ?" તેણીએ જરાવાર રહી ઠાવકું મોહડું સખી વાત ફેરવી.

"મને નહી સમજ પડતી કે હું શું કરૂં ?" તે બોલ્યો, "માહરૂં નશીબ ફેરવવાની આશાથી હું હંઈ આયો; પણ હું કમનશીબ કીસમતનોજ મુવેલો છું; એટલે-એટલે—!" તેની છાતી ભરાઈ આવવાથી વધુ બોલતાં અચકી ગયો.

"અરદેસર, માહરી સાચ્ચી સલાહ માનો! આ જગા તમને તવંગર બનાવવાને બદલે ઉલટા વધારે દુઃખી, દલીંદ્ર ને ગરીબાઇમાં અવત્યાં મારતા કરશે. તમારૂ તકદીર ફેરવવાને બદલે સામું તમને વધારે મુશીબતમાં ઉતારશે. માહરૂં માનો ને આજે ને આજેજ અતર ઘડી સદા માટે આ નહેસ્ત ધામ તજી જાવ," તે મક્કારે ઓરતે વળી પાછી પુર સીફતથી પોતાની દગલબાઝીઓની નવી જાલ અદી માટે બીછાવી! અદીને સોહરાબથી દુર કરવા થકી એક નવી દગાબાઝી દીલશોઝ દોસ્તના રૂપમાં રમવાની હામ બાંડી.

"તમારી નશીયત નેક છે; મગર બાહાર જઇને કરૂં શું?" અદી બોલ્યો, "ખાઉ કરદું કોણને? કામ ધંધો શું કરૂં?"

"પાછા હીંદુસ્થાન ફરો!"

"નહી, કદી નહી!"

"ત્યારે અહીંજ કંઈ વેપાર વનજમાં પડો, પણ ખુદા ખાતર આ બદીના ધામથી દુર રહો!" આલાં કમકમાતનો દેખાવ કરી બોલી.

"પણ કયા ચુલામાંથી હું વેપાર વનજમાં પડું? માહરી પાસ બરયુંછ શું જે હું વેપાર કરૂં?"

"હું તમને મદદ કરવા તૈયાર છું!" આલાંએ તુરત દીલરોઝીથી કહયું.

"તમારી ઘણી મેહેરબાંની છે!" અદીએ અનકો કર્યો.

"છટ! એમાં મેહેરબાંની શાંની? માહરી પાસ ખુદાએ આપેલું પુરતું છે તો પછી તેમાંથી જો હું એક માહરા જાત ભાઇ અને તે બી વળી તમારા જેવા મીત્રને નહી મદદ કરૂં તો પછી તે માહરી પાસ બધું હોયલું નહી હોયલું સરખુંજ છે!"

"ઠેંકસ! ઑલ ધી સેમ! તમે બોલ્યા એજ ઘણું છે!" અદીએ હજી પોતાની તોખમી તુમાખી તજી નહિ.

"ઓ નો! આય લેવ, આય માહરી તરફની એક નજીવી ભેટ સમજો, એ ફકટ અગયાર સો લુઈ છે. એ હમનાંજ મેં કેસીનોમાંથીજ મેલવ્યાછ. હું દશ લુઈ લઈ બેઠી હતી ને નશીબના નખરાંથી ૧૫૦૦ લુઈ

લઇ ઉઠીછ!" આલાંએ પોતાનાં બુલંદ એકબાલની વાત કહેતાં, પોતાની પર્સમાંથી ૧૧૦૦ રૂપઇની નોટોનું બંદલ કાઢી અદી આગલ ટેબલ ઉપર મુકયું.

અદીએ ડોકું ધુણાવી તે લેવા ના પાડી.

"નહી લેવ! ના ના કહો!" આલાંએ ગોહોંશ કરી.

"પણ એટલી બધી બોહોંશ કરવાનું શું કારણ છે?" આલાંની જીદથી અદીએ નારાજ થઇ પુછ્યું.

"અરદેશર, હું તમારી વર્ષોની એક મીત્ર છું; એટલે તમને મદદ કરવાનો મને દરેક હક છે. લેવ, અને આય પાપી મકક છોડી જાવ, સદા માટે તજી જાવ! ને આય નજીવી રકમની મદદથી કંઇ પ્રમાણીક કામ ધંધે લાગી તમારૂ રલી ખાવ!" આલાંએ મારી કુટી અદીના હાથમાં બંદલ થેસવતાં કહયું.

"તમારી ઘણીજ મેહેરબાંની છે પણ—"

"મેહેરબાંની ખુદાની છે," આલાં બોલી, "બસ લેવ, માહરા સમ, લેવ! ના ના કહેવ!"

"તમારી ઉદારતા હું સ્વીકારી શકતો નથી!" હજી ધચ્ચું પચ્ચુંજ રહી અદી બોલ્યો. તેની રગેરગમાં તેના તોખમની તુમાખી ભરેલી હતી; એટલે તેને તે મેહેરબાની ભરી ઉદારતા સ્વીકારતાં ઘણુંજ ભારી લાગું. કોઇ વાર પણ આગળ તેને એવી કોઇની મેહેરબાંની સ્વીકારી ન હતી, કે પોતાના ગમે તેવા કબસ વખતમાં પણ એવી કોઇની મેહેરબાંનીની આરજુ તેને કદી કરી નહી હતી; એટલે તેને તે સ્વીકારતાં ઘણુંજ ખસ્યાણું લાગ્યું.

"એ મહેરબાની નથી!" આલાં બોલી, "એમજ સમજો કે તમે માહરી પાસ એ નાણાં ઉછીના લીધાંછ. જાવ, ખુદા તમને મદદ કરે."

"આલાં માય, તમારે માટે હું ઘણુંજ બુરૂ ધારતો હતો." અદી ખરાં દીલથી આલાંનો હાથ પોતાના હાથમાં લઇ તે ઉપકારના ઉભરાથી ચાંપી બોલ્યો. "પણ આજે હું જોઉંછ કે તમે ખરેજ અમારાં કુટુંબના કેવાં ને કેટલાં ભલાં દાદખાહ છો. આ પૈસા હું લઉંછ, યાદ રાખજો ઉછીનાં તરીકે લઉંછ, ને તે બી તમારી માહરાં ભલાં માટેની ખરાં દીલની કાકુલદીથીજ પીગલીને લઉછ. લાગ ફાવતાં હું તમોને તે પાછાં ફેરવરા!"

"તમે એકદમ આ ખુહારીનું ધામ છોડી જજો! એની નાશવંત મોહીનીમાં વધું લલચાતા ના! હમનાંજ અર્ધો કલાકમાં હંઇથી એક ગાડી

ઉપડેછ તેમાંજ હું તમને એડવાઇસ કરૂંછ કે આ પાપી ધામ છોડી જાવ!" આલાં શું એક તેનાં ભલાંમાં દમ બાંધીને કાળજીમંદ હોય તેવા દરેક આવભાવ સાથ બોલી "શું જશો કે?"

"હા! હું જવશ! મૉન્ટેકારલો બીજા અર્ધા કલાકમાંજ છોડી જવશ?"

"સદા માટે!" આલાંએ અંકે કરાવ્યું.

"હા! સદા માટે!"

"ચાલો ત્યારે ગુડ—બાઇ!" આલાં જવા ઉઠી બોલી.

"ગુડબાઈ!" અદી હેશાંનથી ઉભરાતાં જીગરે શેકહેન્દ કરતાં બોલ્યો.

લુચ્ચી આલાં પોતાની આ બીજી ફતેહ માટે મનમાં બેહદ મલકાતી ત્યાંથી પોતાના હૉટલ મેત્રોપોલ તરફ સપાતાબંધ નીકલી ગઇ!

## પ્રકરણ ૪૩ મું.

### પાપનો ઘડો હવે છલકાય છે.

આલાં ખુશાલ જીગરે હૉટલ મેત્રોપોલ તરફ ચાલી; અને થોડા વારમાં હૉટલના દરવાજા પર આવી પોહોંચી.

"મોંસીઅ, તમારે માટે ખોટી થાયછ; મૅડમોઝલ!" એક ફ્રેંચ સરવંટે તેણીને નમીને કહયું; અને આલાંને તેજ વખતે સોહરાબ તેણી પર ઘણો ખોફે ભરાઈ કેસીનોમાંથી ચાલી ગયો હતો તેનું પેહેલુંજ ત્યાર પછી ભાણ આવ્યું.

લગાર ફીકકે ચેહેરે, અને ધડકતાં જીગરે તેણી તેઓ માટે 'એનગેજ' કરેલા રૂમો તરફ ગઇ; અને જેવી પોતાના રૂમમાં દાખલ થવા જાય છે તેટલાં તેના વરના રૂમવાલું બારણું ઉઘડયું; અને અંદરથી ફીરોઝ કાલાપેસી બહાર આવ્યો.

આલાં તેને જોઇ પોતાના રૂમમાં દાખલ થતાં અચકી ફગલાઇ ગઈ.

"કેમ?" તેણીએ પુછયું.

"હેં! મીસીસ દલાલ, તમે મને જોઇને એમ ગભરાઇને ચાલુ ફીકકા શું મારી જાવછ?" તેને હસીને પુછયું.

"કાઉબા—," તેણી બોલવા ગઇ પણ ફીરોઝે તેણીને અટકાવી.

"શ-શ! માહરૂં નામ કાઉબ્આ નથી પણ શીરોઝ કાલાપેસી છે!"

"ઓ આઇ બેગ યોર પારદન, મી. કાલાપેસી!" આલ્લાં વાત ઉડાવી દેતાં બોલી.

"જાવની, તમારે માટે સોહરાબજી ખોટી થાયછ! તેવણુ હમણાજ મને કહેતાંતા કે તમને જુગારનો ચરસ લાગોછ; ને કાંહારનાં કેસીનોમાંજ ભરાયલા છો. કેમ કંઈ જીત્યાં કે?"

"તમે શું ધારોછ?" આલ્લાંએ પ્રશ્ન કર્યો.

"હું ધારૂંછ કે તમે જીત્યાંછ!"

"સબબ?"

"તમે આજ લગી સર્વ કાવાદાવા ને ધોંકાબાજીમાં જીત્યાંછ તેથી!" શીરોઝે મુછ મરડતાં હસી ઉત્તર આપ્યો. આલ્લાંએ ગુસ્સાથી ભવાં જમાવ્યાં; અને પોતાના હાથ પર બાંધેલા રીસ્ટ વૉચ ઉપર નજર કરી. પેલી અદીને કહેલી ટ્રેન ઉપડવાનો ટાઇમ થવા આવ્યો હતો; એમ તેણીએ ટાઇમ પરથી જોયું ને પછી મનમાં મલકાઈ વમાસ્યું કે અદીને દુર કરવામાં તેણી ફાવી હતી!

"આજે શેહેરાંએ કંઇ મને લગાર ન માનવા જેવી ખબર આપી!" શીરોઝ જરા વાર રહી બોલ્યો.

"શું?"

"કે અદી હંઈ મૉન્ટેકારલોમાં છે!"

તોપનો ગોલો પગ પાસ આવી ફાટો હોય તેમ આલ્લાં ચમકી ઉઠી.

"હેં! શું ખરી વાત?" બીજીજ પલે સમયસુચકતા રાખી પોતે પાછી અસલ એક વારની કાંની ફસાઈ નહિ જાય તેથી તુરત બોલી, "શું ખરેખર?"

"શેહેરાં તો મને એમ કહેની'તી!" શીરોઝે ખભાં ચઢાવી જવાબ વાલ્યો.

"એને અદીને કાંહાં જોયો?"

"એ આજે સહવારનાં, હું જ્યારે કેસીનો તરફ તમને મલ્યો ત્યારે મોટારમાં શોપીંગે નીકલી હતી; ને ત્યાંથી પાછી ફરતી'તી ત્યારે તેણીની નજર અછડતી અદી ઉપર પડી!"

"હોય નહી! કદાચ અદીના જેવો કોઇ બીજો હશે!"

"હોય બી! બનવાજોગ છે!"

"તમે હમનાં કાંય અહીં આયા?"

"હું તમો ધણી ધણીઆંણીને આજે માહરી અને શેહેરાં સાથ ડીનર લેવા ઇનવાઇટ કરવા આયોછ !"

"પણ તમે તો આજે અહીં હમારી સાથ ડીનર લેવાના છેવ !" આલાંએ પુછયું

"હા હું હતો ! તમારા માયાળુ ઇનવીટેશનની વાત મેં શેહેરાંને જઇને કહી ત્યારે તેણીએ તમો લોકનેજ અમારે ત્યાં ડીનર પર તેડવાની મરજી બતાવી !

"પછી ?"

"પછી શું વલી ? તેણીની અરજ મુજબ હું અહીં તમને ઇનવાઇટ કરવા તુરત આયો કે મને તમારા પ્રોમીસમાંથી મુકત કરો અને તેના બદલામાં આજે રાતે હૉટલ ડાયદમમાં માહરી તથા નવાબઝાદી શેહેરાંની સાથે ડીનર લેવા પધારો !"

"નવાબઝાદી !" આલાં અચરત બની, "કોણ ?"

"શેહેરાં !"

"તમારી કરી લીધેલી છોકરી !"

"જેટલા તમે માહરાં કરી લીધેલાં છોકરી છેવ તેટલી તે છે ?"

"એટલે ?"

"તે માહરી કરી લીધેલી છોકરી નથી !"

"ત્યારે કોણની છે ?"

"માહરા આગલ શેઠ નવાબ સર ફરામરોઝ-જંગ-બાહાદુર, કે. સી. આઇ. ઇ. ની !"

"તાજુબ ! પણ મને ધ્યાન છે તે મુજબ તો એ નવાબની છોકરી તો આસરે ચઉદેક વરસની વાત પર એકાએક ચોરાઇ ગઈ હતી !"

"હા તેજ એ છોકરી છે ! ને તેને ચોરી જનાર હું હતો !" ફીરોઝ બોલ્યો, "ને તે તેજ રાત હતી કે જે રાતે એક ન્હાની છોકરીને લઇ મુરશીદાબાદમાંના તમારા બાપના પેલા હૉટલમાં રાતના નવેક વાગતે હું આવ્યો હતો; અને હાઝતે ગીયો તેટલાં તમે પેલો નેકલેસ તે છોકરીની ગરદન પરથી સેરવી લીધેલો હતો. યાદ છેની તે ? તેજ છોકરી નવાબની દીકરી શેહેરાં હતી, અને છે. ને તેજ કારણસર મેં તે દહાડે તમારી પર વધું પગલાં ભરવાની હીંમત કરી નહી; કેમકે તમારી માફક હું પણ એક તે વખત ચોર હતો; અને પોલીસના હાથમાં ઝીલાઈ જવાની ધાસ્તીથી ધ્રુજી ધડકી રહયો હતો !"

"પણ તેમ કરવાનું કંઇ કારણ?"

"તે એક ઘણી લાંબી વાત છે, જે હું તમને કોઇ બીજી વખત કહેવશ. હાલ તો ધીર ધરો ને આજે રાતે જરૂરજ પધારજો!" તેને આગ્રહ કર્યો.

"સોહરાબ કહેશે તો મોટી ખુશી સાથે!" આલાંએ પતાવ્યુ.

"સોહરાબજી પ્રૉમીસ થઈ ચુકાછ!"

"થઇ ચુકા?" કંઇક નારાજીથી આલાં બોલી; કારણ તેને ફીરોઝનું આ ઇનવીટેશન જરા થઇને પસંદ આવ્યું નહી. તેના દીલમાં તે સમજતાંજ કંઈ ખાનાખરાબીનો પાયો નખાવાની આગાહીનો છુપો ખતરો ભરાયો.

"હા! સોહરાબે આવવા હા ભણીછ! તમે આવશોની?" ફીરોઝે– પાછું કાળજીથી પુછયું.

"હા!" હોડો વાર ફીરોઝ તરફ એકકી ટગરે જોઇ આલાં બોલી.

ફીરોઝ ગયો!

આલાં પોતાના રૂમમાં દાખલ થઈ અને એક ખુરશી પર પોતાનું ખ્યાલોથી ચકભમ બનેલું માંથું પકડી બેઠી!

ફીરોઝના તે ઇનવીટેસનની શુ મતલબ હતી? તે ટેડાંમાં શું ભેદી ભરમ સમાયલો હતો તે જાણવા, શોધી કાઢવા તે વિચારમાં પડી.

અદી શેહેરાંની નજરે પડયો; પણ તેણીના સારાં ને બુલંદ નશીબે તેઓ વચ્ચે મુલાકાત થઈ નહી; અને સોહરાબ કે ફીરોઝ તેને મલવાને સમર્થ બને તે અગાઉ તો અદીની બાબદમાં તે હમણાજ નચીંત બની આવી હતી! તેની મોટી દીલશોઝ દાદખાહ ને ખયરખવાહમાં ખપી, દોસ્તીનો સાહગો ઓઢી, ફરેશતાનો લેબાશ સજી તેને સફાઇથી અને સહેલાઇથી તેઓના રસ્તામાંથી દુર કરી નાખ્યો હતો; અને તેટલાં આય વળી બીજી આફતનું વાદલ શું ઘેરાઈ આવ્યું?

"માહરા દોસ્તના કુટુંબ પર તેં વરસાવેલી જફાઓનો હું કીનો લેવશ!" ફીરોઝના એ સખુનો તેને યાદ આવ્યા; અને તેણી ધ્રુજી પડી! શું તેના કીનો લેવાના ઠરાવ સાથ આજના 'ઇનવીટેસન'ને કંઈ નીસબત હતી?

થોડો વાર તે એ વિચારમા દતાઇ બેસી રહી, પછી ઉઠી જરા હાથ મોઢું છાંતી; પોતાના વરના રૂમમાં ગઈ.

સોહરાબ તેણીને હજી પાછી નહી ફરેલી જાણી તેણીની વાટ જોતો સદંતર મીજાજે બરખેલાફ બની બારી આગલ ઉભો હતો.

"કેમ? હજી જરા રહીને આવતેની?" તેને નેણુ ફેરવી આ પેહેલ વહેલીજ વાર પોતાની ધણીઆણી સાથ વાત કરી. આલાં તેના મોઢાં પર ચઢેલો ગુસ્સાનો થોભરો જોઈ દગમગી ગઈ; પણ સોહરાબને કેમ રમારી લેવો તે તે બરાબર જાણતી હતી; તેને કેમ સમજાવી ઠંડો પાડવો તેની નાડ તેણીના હાથમાં હતી.

તેણી તેની નઝદીક ગઇ, તેને વલગી પડી કીસી કરી, તેના ગલાંમાં હાથ નાંખી, તેની છાતી પર માથું મુંકી તેના મુંછનાં આંકડા વહાલથી મરોદતી અને ખેંચતી ઉભી; અને પોતાની આંખ તેની આંખ સાથ મેલવી.

સોહરાબનો અર્ધો અર્ધ ગુસ્સો તેણીના આ પ્યારના પ્રાક્રમથી ઉતરી ગયો "શું જો તું બી સોહરાબ? માહરી સાથ દહાડે દહાડે એમ ચીઠડાં કાંય ફારેછ," તેની મુછના આંકડા સાથ ચેડાં કાઘતી તેણી ઘણાજ મીડા હલકે બોલી.

"તું મને નાફરમાન કાંય બની?" સોહરાબે હજી અર્ધા ગુસ્સાથી પુછયું.

"ડીયર, આઈ એમ વેરી–વેરી સોરી! રમતની મોહીનીનાં જોરાવર ખેંચાણમાં મેં તાહરા બોલવા કે ગુસ્સા પર ધ્યાંન આપ્યું નહિ!" આલાં તેને એક મીઠી મધ જેવી બકી લઇ બોલી.

"તાહરી એ વર્તણુંક મને જરા પસંદ નથી!"

"માહરી શું વર્તણુંક તને પસંદ નથી ડીયર?"

"તું જુગાર રમવા બેડી તે!"

"ડીયર, એમાં શું છે? એમાં ખોટું શું હતું ને છે? ભલા ભલાના બૈરાંઓ હંઈ રમવા બેઠેલાં ઉતાં તે તેં જોયાં કેની? વરી હોડી હુ કંઈ રીયલી જુગાર રમવાના ખ્યાલથી રમવા બેઠી હતી; માત્ર એ ઘડી ઍન જોય કરવા હું તો રમવા બેઠેલી!"

"આપણી જાતવાલાં ત્યાં કોઇ હતાં કે તું બેઠી?"

"શું ઠોડા પારસીઓ ત્યાં હતા? મેં કંઇ નહી તો નાખી દેતાં નવ જણુને રમવા બેઠેલા જોયા!"

"પણ તે બધા મરદો હતા! કોઇ બાઇ નહી હતી?"

"જા બા તું તો અમથોજ મને કુહરેછ! મૉન્ટેકારલોમાં કોઈ બીજી પારસણ હાલમાં હોય તો તે રમવા આવે કે? સોહરાબ, તું એમ માહરી

સાથ બરખેલાફ ના થા! મને ઘણું લાગેછ," આલાં સોહરાબની છાતીમાં માથું દાબી, દચકાં ખાવા લાગી. તેણીની આંખમાંથી એક આંસુ પણ તેણીના ગોરા ગાલ ઉપર ખરી પડયું. બસ સોહરાબનો તમામ કટાક્ષ આવભાવ તે દેખી ઠંડો થઈ ગયો. તેનું હૈયું તે આંસુ નીહાલી મોમ મીસાલ નરમ બની ગયું.

તેને પોતાના રૂમાલ વડે ઘણુંજ વહાલથી આલાંના આંસુ નુછી નાખ્યાં; અને તેણીને પોતાની ગોદમાં પ્યારથી ખેંચી; તેણીના પરવાલા સમ સુંદર હોથોની જોડ ઉપર મોહોબતથી ચુબંન કર્યું.

"ડાર્લીંગ, તું રંજીદા યા રડમસ ના બન! તુંને તેમ બનતાં જોઈ માહરૂ કાલજુ ચીરાઈ જાયછ! માહરૂ અંતકરણ બલી જાયછ! ડીયર, માફ કરજે જો હું તાહરી સાથ કરૂર યા ઘાટકી બન્યો હોઉ તો!" તે ઘણોજ નરમ બની માયાથી બોલ્યો.

"છટ, વહાલા, માફી તો માહરે તાહરી પાસ ચાહવી જોઇએ. માંગવી જોઇએ!" આલાં તેને બહાલથી બગલગીરી કરી બોલી.

"કારણ?"

"હું તને આજે નાફરમાન બનીછ!" તેણી બોલી, "ડાર્લીંગ, ફરગીવ મી! ફરીથી એવું કદી નહી બનશે એવું હું તને વચન આપુંછ!"

"નાઉ ડરોપ ધી મેતર!" તે બોલ્યો, "આલાં ડીયર આજે કાઉબા આઇ મીન ફીરોઝ આપણી સાથ જમવા નથી આવવાનો; પણ આપણે તેને ત્યાં ડીનર પર જવાના છઇએ. તૈયાર થઈ રહેજે, શું?"

"વારૂ! મને હમણાંજ ફીરોઝ એ કહી ગયો!" આલાં બોલી, "સોહરાબ કેવું અજબ જેવું. શેહેરાં, પેલી એની કરી લીધેલી દીકરી તો કોઈ નવાબની છોકરી છે!"

"હા! એ મને પણ હમણાંજ કહી ગયો કે શેહેરાંને તે ચોકકસ સબબોને સર ચઉદ વરસની વાત ઉપર નવાબને ત્યાંથી ઉઠાવી ગયો હતો; પણ હવે તે પોતાના પાપી કામથી પશતાઈ પાછો તે છોકરીને નવાબને સપુરદ કરવા માંગેછ; ને નવાબની કાલપરમમાં અહીં આવી પુગવાની વકકી છે!"

"પણ નવાબને ત્યાંથી ઉઠાવી જવાનો સબબ?"

"તે તો ખુદાને ખબર!" સોહરાબ બોલ્યો, "તે ક'ઇ એ વીશે બોલ્યો નહી!"

"બીજું કાંઇ એ બોલ્યો કે?" આલાંએ ચોખો ચાંપ્યો.

"નહી!"

"શેહેરાંને ઉઠાવી લઈ ગયા પછી શું શું બન્યું તેને માટે કંઈ?"

"નહી! કાંઈ નહી! એટલી લંબાન વાત પર એ ગીયોજ નહી!" સોહરાબે કહયું.

આલાંએ તે સમજી સંતોષનો એક દમ ખેંચ્યો.

"ડીયર?"

"કેમ?"

"આજે તાહરો પેલો હીરાનો નેકલેસ ડીનર વખતે સફેદ સાડી સાથ પેહેડજે. તે તાહારી ગોરી ગરદન ઉપર ઘણો દીપી રહેછ!"

"સોરી, સોહરાબ તે નેકલેસ તો હું મુંબઇમાં મુકી આવીછ. એ ભારી દાગીનો લઈ કાંહાં ગ.મેગામ દોડતી ફરૂં. વળી ચોરઇ બોરછ જાય તો આપદા," આલાં બોલી, "ડીયર, માહરે વાસ્તે કંઇ ખાવાનું ઓરડર કર, હું સહવારની ભુખી છું."

"હા! કાહારની બોલતી કાંય નહી, બેસી રહીછ તે?" સોહરાબ બોલ્યો, અને પછી બોયને બોલાવવા ટેબલ પરનો ચંગ જોરમાં અફાલ્યો.

---

## પ્રકરણ ૪૪ મું.

---

### નશીબો ફરે છે.

આલાંના ગયા પછી ઠોડી વાર અદી ત્યાંજ વિચારના વમલમાં વીંટલાઇ બેસી રહયો.

આલાંએ દીધેલી નશીયત ઉપર તે ગોર કરતો હતો. મૉન્ટેકારલો છોડી જવું કે નહી તે માટે દરયાફ્ત કરતો હતો. તે કસા પણ નકકી નીર્ણય પર હજી આવ્યો ન હતો. જવું કે નહી જવું, અને અહીંજ રહી મલેલા પૈસાની બરકતથી એક છોલ્લી વાર પાછું પોતાનું નશીબ એક સારો તડાકો મારી લેવા માટે કેસીનોમા અજમાવું?

પાએક કલાક એમ ખ્યાલમાં ગીરફતારને ચકચુર પડી રહી તે ઉઠયો; અને સ્ટેશન તરફ ચાલ્યો. આલાંએ કહયું હતું તેમ એક ટ્રેન ઠોડા વખતમાં મૉન્ટેકાલોથી ઉપડનાર હતી. તેમાં અંતે આલાંની શીખામણ માન્ય રાખી તે મેન્ટેકારલો છોડી જવાના ધચુંપચુ ઠરાવ ઉપર આવ્યો.

સ્ટેશન ઉપર આવી તેને ત્યાંથી એક નઝદીકનાજ શેહેર નાઇશની ટીકીટ કરાવી; અને પલેટફોર્મ ઉપર ગયો; અને ગાડીના આવી પોહોંચવાની ટગર કરવા પડયો. પલેટફોર્મ ઉપર લટાર લેવા લાગો. આ મધલો વખત જરાજરાવારે તેની નજર કેસીનોની ઠોડે દુર આવેલી બાદશાહી ભવ્ય ઇમારત ઉપર જઇને ઠરતી હતી; અને તેજ પળે તેના હાથ ખુદરતી પાટલુનના ખીસામાં જઇ પડતો હતો. કે જેમા આલાંએ આપેલું નોટોનું બંદલ પડેલું હતું.

તેના હાથોની અંદર ચોકકસ કીડ લાગીઆવી હતી જે પોતાને નરમ પાડવા ખાતર તેના જીગરને જુગારખાના તરફ ધસાડાવા લલચાવતી ભોલવાવતી હતી!

મેહેતા ખાનદાનના લોહીમાંજ જુગારના બુરા લખનો કસ ઉતર્યો હતો; અને તેથીજ અદીનું મન તેની ઘણી બી ના મરજી છતાં,-તેની ઘણી બી મન ઉપર કાબુ રાખવાની જાલેમ તાનતોડ અને ઝહેમત છતાં,-ખુદરતી બસ તે વલાણુ તરફજ ધળતું હતું. તેની નજર કેસીનો તરફજ ચાલું ખેંચાઈ રહી હતી. ગોયા તે પોતાની ખ્યાલી આંખે ત્યાં પલેટ ફોર્મ ઉપરથીજ કેસીનોના જુગારખાનાના દીવાનખાનામાં ચાલી રહેલો ધમચકરી ભરેલો મહેમાર જાણે જોતો હતો! તેના મનની ચશમો આગળ જાંણે સરકલની અંદર બોલ જોરમા ગબરડી લેતો, અને એક ચોકકસ નંબર પર જઈ ઢબ પડતો, અને તે નંબર પર સ્ટેક લેનારાઓને હાથો લંબાવી પોતાની જીતના પૈસા ગણી લેતાં પ્રગટ જોઇ શકતો હતો!

અંતે ત્રેન આવી. એક છેલ્લી નજર કેસીનોવાલી ઇમારત પર નાંખી તે એક ફર્સ્ટ કલાસ કમ્પાર્ટમેંટમાં ચઢી બેઠો. હજી બી તેનુ મન, ગાડીમાં ગોથવાવા છતાં, ઘચું પચું હતું.

સીગનલ પડી, ઘંટો ઠોકાયો, ગાર્ડે લાઇન કલીયર આપી; અને ત્રેને સીપટી ફોડી ધીરે ધીરે ફુંફારા મારી ચાલવા માંડયું; કે તેવુંજ ધડાક દેતું કે અદીએ બારણું ખોલી નાંખ્યું, પલેટફોર્મ ઉપર કુદી પડયો અને સ્ટેશન બહાર દોડયો.

બહાર પડતાંજ તે ઝપાતાબંધ કેસીનો તરફ ચાલ્યો. જરા વારમાં તેં ત્યાં આવી ચઢયો; અને ધડકતે જીગરે તે રૂમમાં દાખલ થયો; અને સહવારે આલાં જે ટેબલ આગલ અને જે ખુરશી પર બેઠી હતી તે તરફ ગયો; પણ કમનશીએ તે રોકાયલી હતી. મનમાંને મનમાં બે ચાર ગાળ તે રોકનારને ચોપડી કાઢી; તે ખુરશીની પાછલ અદી ઉભો.

ડોળા તણાવી કલાકેક તે ખુરશી પર બેઠેલો પેલો કેઈ ઉઠયો; કે તુરતજ અદી તે પર ઠસી ગયો; અને પોતાનાં ખીસામાંથી એકસો લુઈની નોટ કાધી એક નંબર પર મુકી; અને સુકી તસ ચશમોએ બોલને સરકલમા ગબડતો જોવા પડયો.

ધરરરરરરર! દશ એક ચક્કખાઇ બોલ એક નંબર પર જઇ થોભ્યો અને ઓ ખુશાળી! તે નંબર અદીએ જે પર નોટ મુકી હતી તેજ હતું!

*　　　*　　　*　　　*　　　*

આપેલાં પ્રોમીસ મુજબ આંઠ વાગે તેઓ બેઉ ધણીધણીઆણી—સોહરાબ અને આલાં—બનીથની ડાયદમ હૉટલમા ફીરોઝ અને શેહેરાંની સાથ ડીનર લેવા ગયાં.

આલાંની તો ઘણી મરજી હતી કે જવાનું ભાંગી પડે યા પાડે! અથવા તો તેણી પોતે કંઇ બાંહાણું કાધી ઠસી જવાનો વિચાર તેણીને પ્રથમ આવ્યો; પણ તેમ કરી સોહરાબ કે જે આજે તેણીની બપોરની ના ફરમાન વર્નણુકથી ઘણો રંજીદા અને બરખેલાફ બન્યો હતો તે વધું છેડાય ને દીલગીર થાય એ ધાસ્તીથી તેણી તેમ કરતાં અટકી ગઈ; અને સાથે ગઇ.

તેણીને એવોજ ખતરો ખુદરતી ભરાઇ ગયો હતો કે ફીરોઝના આ ઇજ્જ-મનાં કંઇ ભેદ હતો, ભરમ હતો! તેણીની પોતાની સામેજ કંઇ છુપી ઉંદી નેમ હતી? પણ કરે શું? જવા વગર છુટકજ નહી હતો.

શેહેરાંએ તથા ફીરોઝે તેઓને ઘણો હરખ ભર્યો આવકાર આપ્યો; અને ઘણી અચ્છી તરેહથી તેઓની મનમાંનતી આગતાસ્વાગતા કરી. તેઓ વચ્ચે તરેહવાર કીસમની ખુશ ગોફતેગો ખાના અગાઉ ચાલી જેમા ફીરોઝે અદી વીષેની વાત ખાસ ખસુસ પાછી કાધી.

"ઘણુંજ અજબ જેવું કે સરદાર અરદેસર અહીં!" તે બોલ્યો.

"કંઇ ભુલ હોશે," આલાંએ તુરત તાહુકો પુર્યો. તે પકકી ઓરત પામી ગઈ કે તે વાત છેરવામાં ફીરોઝની કંઇ ખાસ મતલબ હતી; કંઇ આડકત્રી રીતે તેણીને ફસાવી દેવાની ઉંદી પેરવી હતી; તેથી તેણીએ ચાલાકીથી તે વાતને ટુંકમાંજ ડહામવાની કોશેશ કરી, "કંઇ નજર ચુક થઈ હશે?"

"નહી! અદીજ ઉતો!" શેહેરાં ખાત્રીથી બોલી, "મેં બરાબર જોયો!"

"કોઇ અદીના જેવોજ બીજો હશે!" આલાંએ હજી બી ટુંકમાંજ પતાવત કરવા ચાહી.

"એમાં કંઇ ઘણું નહી બનવાજોગ નથી. આલાંમાય!" તેણીની મતલબ પામી જઇ ફીરોઝે વાત ચાલુ રાખી, "માહરી શેહેરાં ઘણી ચગોર ચશમની અને ચોક્કસ નજરની છે એટલે તે ભુલ તો નહીંજ કરતી હોય તે વીસેની મને ખાત્રી છે!"

આ વખતે વેટરે આવી ખાનું તૈયાર હોવાની ખબર આપવાથી; આલાંની ઘણી ખુશાલી વચ્ચે વાત ત્યાંજ ઢબ પડી.

તેઓ ડીનર લેવા ગયાં!

ડીનર પછી બહાર ફરવા જવાની ખાહેશ શેહેરાંએ જાહેર કરી.

"ચાલો!" સોહરાબે તે દરખાસ્તને તુરત આવકાર આપ્યો; અને તે ચારો હૉટલમાંથી બહાર પડયા; અને કેસીનો તરફ ચાલ્યાં.

તેઓ કેસીનોના દીવાનખાનામાં દાખલ થયાં ત્યારે કંઇ અસાધારણ 'રશ' આજે તે દીવાનખાનાંમાં પડેલો હતો અને વધુંમાં વલી સઘલાં ડોકાં ઉંચાં કરી ડોળા તાણી વચમાંની એક ટેબલ ઉપર રમવા બેડેલાઓની ગમ જોતાં હતાં.

"અલો, એ શું છે?" સોહરાબે અજાયબી બતલાવી.

"ખુદા ખબર!" ફીરોઝે ખભાં ચઢાવ્યાં.

"મરે, બધાં એકજ ટેબલ પર કાંય ટીંગાઇ ટીંગાઇને જોયછ!" શેહેરાંએ અચરતી પ્રદશીત કરી.

"કોઈ ઘણીજ મોટી સ્ટેકો લેતું હશે, તેથીજ એટલુ 'એકસાઇટ-મેંટ' છે!" સોહરાબ બોલ્યો.

"તેવુંજ કંઈ લાગેછ," ફીરોઝે ઉત્તમ કર્યો; અને પાસે ઉભેલા એક ફ્રેંચમેનને શું હતું તે પુછ્યું!

તે ફ્રેંચમેને પોતાના જાતભાઇઓને પેશ પડેલી હરહંમેશની નર્મ-તાથી ઉત્તર આપ્યોકે એક ફૉરેનર ત્યાં ઘણીજ મોટી સ્ટેકો લઈ ગેમ ઘણીજં સેનસેસનલ બનાવતો હતો; અને તેના જોરાવર એકબાલને સબબે કાંહારનો જીતતો હતો. તે છેલ્લા ચાર કલાક થયાં જરા બી અટકયા કે થોભ્યા વગર ચાલુ આંધલાની મીસાલ રમ્યો જતો હતો. તેને બે વખત ત્યાંની બેંકને નાણાં આપતી બંધ કરી હતી; અને ઘણો ભાગ ત્રીજી વખત પણ તે બેંક ભાંગશે એવું તે ફ્રેંચમેન માનતો હતો.

"બેંકને નાણાં આપતી બંધ કરી એટલે શું? એ શું કહેવા માંગેછ?" આલાંએ પુછ્યું.

શીરોઝે આલાંનો સવાલ પેલા ફ્રેંચમેનને કર્યો; ને બાઉ કરતા અર્ધો અર્ધ કમરમાંથી વાંકો વલી જતાં તે ફ્રેંચમેને ઉત્તર આપ્યો કે, "તે રમનાર એટલું તો જીત્યો હતો કે ત્યાંના બુકીંગ કલારક પાસેના નાણાં બી ખુટી ગયાં હતાં. અને બે વાર રમત કોડોવાર બંધ પાડી બેંકમાંથી મોટી મોટી રકમો મંગાવવાની તેઓને ફરજ પડી હતી!"

"ત્યારે તો એને દશ પંદર હજાર લુઈ એટલાવારમાં માર્યા હશે?" સોહરાબે પ્રશ્ન પુછ્યો.

"ઓછામાં ઓછા પચાસથી સાહઠ હજાર લુઈ એ જીત્યોછ, મોંશીઅ!" પેલા ફ્રેન્ચમેને જવાબ આપ્યો, "અને તે કારણથીજ આય નશીબના લીલાને રમતો જોવા આય બધી તુંતાતુત પડેચ. આવો બનાવ કંઈ ઘડી ઘડી બનતો નથી!"

આ વખતે તે ગુંચલું થઈ ઉભેલા જંગી ટોળામાં ઉભેલી એક મડમ ઘણાં ઉકલાટને લીધે ફેન્ટ મારી ગઇ; અને તેણીને બાહાર હવામાં લાવવા માટે ખીચોખીચ થઇ ગીચ ઉભેલાં લોકના ટોળાંને બાજુ થઇ વગો આપવાની ફરજ પડી; તે તકનો લાભ લઈ શીરોઝે આલાં તથા શેહેરાંને અંદર ઢેસવી દીધાં; અને ત્યાં જડ થઇ ઉભેલા થોડાક ફ્રેન્ચમેનોને તે બાઈ માણસોને મેહેરબાંનીની રાહે જરા જોવા દેવાની તેને અરજ કરી. જે હમેશના 'ગાંલાટ' ફ્રેન્ચમેનોએ એક બોલે ઉપાડી લીધી. તેઓ ખસી ગયા અને તેઓ સઘળાંઓને મોટી ખુશી સાથ જગા કરી આપી.

"ઓ! એ તો અદી છે!" શેહેરાંની નજર તે રમનાર પર પડતાંજ તે ખુશાલીમાં આવી જઇ પુકારી ઉઠી.

"હા એજ છે!" સોહરાબ ધીરેથી બોલ્યો; ને આલાં તરફ ફર્યો તો આલાં તદન ફીકકી મારી જઈ શીરોઝ હાથનો ટેકો લઈ ધ્રુજતી ધડકતી ઉભી હતી.

"શું છે, આલાં?" તેને પુછ્યું.

"ક—ક—કંઈ ન—નહી?" તેણી તુરત પોતાનો હોથ જોરમાં કરડી બોલી.

"એવણ અદીને અહીં જોઈ જરા જોઇએ તે થાંને વધારે અજબ બની ગયલાં દીસેછ!" ફીરોઝે કહયું.

આ પલે અદીની નજર તેઓ પર પડી. તેને હસીને તેઓને ડોકયું કર્યું અને આંખ મીચીને રમતમાં પાછો ગુંતાયો!

દશેક મીનીટ બીજી નહી ગઇ તેટલાં ત્રીજી વાર નાણું ખુટયું. અને તે દીવાનખાનામાં ઘણી ઉશકેરણી ચાલી રહી.

'અદી હવે ઉઠયો, અને તેઓ તરફ આવ્યો.

ફીરોઝે તેને ઘણાજ હેતથી ચાંપીને શેકહેન્ડ કરી, અને તેના બુલંદ નશીબ માટે મુબારકબાદી આપી, સોહરાબે પણ કંઈ ભારી દીલે તેમ કર્યું.

"એ માટે હું તમારી આલાંમાયનોજ આભારી છું." તે બોલ્યો, "એવણુ આજે બપોરે મને આયજ ટેબલ ઉપર મલેલાં ને મને એક સારી જેવી રકમની મદદ કરેલી કે જેની મદદથીજ આજે હું હમનાં એક ન્હાની જેવી દોલત મેલવવાને ભાગ્યશાળી નીવડયો છું," એટલું સોહરાબને કહી તે આલાં તરફ ફર્યો, 'માફ કરજો આલાંમાય કે હું તમારી સલ્લાહ મુજબ ચાલ્યો નથી; પણ તમે જોવછ તેમ ખરેખર તો તેમ નહી ચાલવામાંજ મને લાભ થયોછ."

"ચાલો બહાર જઈ વાત કરતે," ફીરોઝ બોલ્યો; અને તેઓએ બહાર નીકલવા કર્યું, પણ તેમ કરતાં તેઓને ઘણી મુશકેલી લોકની ભારે ઠઠને લીધે પડી.

'હુરરરેએએ!' ના પુકારોથી નશીબવતાં અદીને સઉએ વધાવી લીધો અને સેહેંકડો જણે તેનો હાથ ફરજ્યાત હાલવી તેને મુબારકબાદીઓ પર મુબારકબાદીઓ આપી.

## પ્રકરણ ૪૫ મું.

### પાપ બોલે નહી પણ બોરે.

તેઓને બહાર નીકલતાં ઘણીજ હલામણ પડી. સેહેંકડો જણા નશીબના લીલા·અદીને શેકહેન્દ કરવા અને તેના બુલંદ નશીબ માટે મુબારકબાદી દેવા તેની આજુબાજુ ફરી વલ્યાં; અને શેકહેન્દ માટે હાથ લંબાવતાં લંબાવતાં અને હીલવતાં હીલવતાં અદી બેજાર બની ગયો.

એ બધી ધાંધલ ધરપચની ધમાધમીનાં હીંગામમાં એક મવલા બખશ અદીના નોટો અને ગીનીઓથી બધાં ખીચોંખીચ બની ગયલાં ભરેલાં ગજવાંઓમાંના એકમાં પોતાનો હાથ લંબાવી ચીલઝડપનો દાવ રમવા ગયો, પણ ફીરોઝની નજર તેના પર ખેંચાઇ. તેને બોચીમાંથી ધરી દુર કરી, એક મજબુત કાનસલાપ જોરી કાધી, અને ધકેલો મારી લોકોના

દીલ ઉપર તેને તોડી પાડયો; અને તે બાપડાની પુરી કમબખ્તી જાગી: જેવું લોકોએ જાણ્યું કે તે અદીના ખીસામાં હાથ નાખવા ગયો હતો તેવુંજ કેટલાંક તેઓમાંના છેડાઇ પડયા, ને ત્યાંનો ત્યાંજ તેનો ગુંણ કોથરો કરી નાખ્યો.

અદી તેના પર પડતી મુબારકબાદીની ધમાધમીથી આજેજ આવી ગયો; તેને પોતાને સીધ્ધો ચાલી જવાની મેહેરબાંની ફરમાવવા લોકોને વીનંતી કરી, પણ સમજે કોણની બલા? બસ ખાઇપીને બધા તેને શેક-હેન્ડ કરવા માંગે ને તેટલાં વળી એક સાબુ સુકાલ્યાએ ટાહુકો પુર્યો કે અદીએ એક ભાષણ કરવું; કે તુરતજ દજનેક ગમથી અદીને બે બોલ બોલવાની અરજ થઈ.

અદીને ફરજ્યાત અંતે એક ખુરશી પર ચઢી ઠોડુંક બોલવાની ફરજ પડી. તેને ટુંકું કરતાં તે બધાંઓની તેના તરફની દીલસોઝી માટે ઘણો ઘણો આભાર માન્યો ને ખતમ કરતાં ઇચ્છિયું કે આજના તેના જેવું બુલંદ કીસમત ત્યાં હાજર રહેલાં દરેક જણને ફાજલ આવે.

'હુંરરરેએ!' ના પુકારોથી અદીના તે ન્હાના ભાષણને વધાવી લેવામાં આવ્યું. અદી અંતે મહામુશકેલીથી બાહાર ફીરોઝ, શેહેરાં, તથા કેસીનોના નોકરોની ભેગી મદદથી નીકલ્યો.

આલાં અને સોહરાબ લોકોના રસમાં પાછળ પડી ગયાં. ફીરોઝે બહાર નીકલતાંજ એક ટેક્ષી તેડીને તેમાં અદીને પેહેલો ચઢાવી દીધો, અને શેહેરાંને બેસાડી પોતે પણ ઝટ ચધી બેથો; ને સોહરાબ અને આલાંને જોવા પડયો; પણ તેને તેઓની ધનનસલ નહી જણાતાં, અને ટેક્ષી પર લોકોને રસ લાવતાં જોઈ ડાયદમ હોટલ પર હાંકી જવાનો શોફરને હુકમ કર્યો.

ટેક્ષી હંકરાઇ ગઈ; અને જરા વારમાં ત્યાં હંમેશ મુજબની શાંતી ફૂલાઇ. લોક વીખરાઇ ગયું; અને કેસીનોની ગેંબલીંગ ટેબલો પાછી ચીકાર ભરાઇ ગઇ; ને રોજના સરેસ્તા મુજબ ત્યાં કામ ચાલુ થઈ ગયું.

આલાં અને સોહરાબ, ટેક્ષીના ચાલી જવા પછી કેટલો વખત રૂમમાંજ ઘેરાઈ રહયાં. અંતે તેઓ બહાર પડયાં; અને સોહરાબે પોતાના હૉટલ મેત્રોપોલ તરફ ચાલવા માંડયું.

આખે રસ્તે તે ધણીધણીઆણી વચ્ચે એક બોલ વાતચીત ચાલી નહી. સોહરાબ વીચારમાં લીન હતો. આલાં ધાસ્તીને મારે ઉજલી વાખ

જેવી હજી હતી. તેણીની છાતી ડરને મારે ઉડ ઉડ થતી હતી. અંતે તેણીનું પાપ પકડાઇ જતું હતું! બપોરે તો તેણીએ અદીને મલવા છતાં સોહરાબ આગલ એક બોલ પણ તે માટે કહયો ન હતો; અને ઉલટું શેહેરાંએ કહયું ત્યારે જીદ કરી અદી નહીજ હશે એવી દલીલ ઉઠાવી હતી; અને તે દલીલ ઉઠાવવામાં તે કેટલી વાજબી ને ખરી હતી તે વાંચનાર જાણે છે; કારણ કે અદીએ તેણીને પ્રૉમીસ કર્યું હતું કે બીજા અર્ધા કલાકમાં તે મૉન્ટેકારલો સદા માટે છોડી જશે. તેથી, તેણી નચીંત બની ગઇ હતી; અને તેથીજ ફીરોઝ તથા શેહેરાં સાથ તે અદી તો હોય નહીજ એવી તકરાર તેણીએઉઠાવી હતી. ને આ શું થઇ ગયું?

અદી તો ગયો નહી ને સાંમો સોહરાબ આગલજ ફુટી નીકળ્યો, અને વધુંમાં વળી તેણીએ તેને મદદ કરી હતી એમ વધારે ભાંગડો વાટી દીધો. હવે તેણી તે સર્વ સંબંધી સોહરાબ આગલ શું ખુલાશો કરે?

સોહરાબ આખે રસ્તે એક બોલ પણ બોલ્યો નહી, વાંકી મુંદીએ, વીચારમાં ચકચુર, આલાં ગમ નજર પણ કર્યા વગર તે ગુપચુપ ચાલ્યાજ કર્યો.

તેઓ હોટલમાં આવી પુગાં. સોહરાબ સરભોગ પોતાના રૂમમાં ચઢી ગયો; અને આલાંને પાછલ આવવાની ઇશારત કરી.

રૂમમાં દાખલ થતાંજ, અંદરથી બારણું સોહરાબે બંધ કર્યું, અને આલાં ગમ ફરી ઘણાજ કરડા અવાજે પુછયું, "આલાં, તેં મને કહયું કાંય નહી કે અદી તને બપારે કેસીનોમાં મળેલો?"

આલાંએ જાણે કંઇ બન્યુંજ ન હોય એવા દરેક સાદા અવભાવથી જવાબ આપવાની તજવીજ કરી. અંદર ખાનેથી તો તેણીની છાતી હેબતને મારે ઠડઠડી રહી હતી, છતાં બાહરથી શાંતી જાળવવાનો મકકમ પ્રયત્ન કરી તેણી બોલી, "હું જ્યારે હઇ આવી ત્યારે તું માહરી સાથ ગુસ્સે થયલો ઉતો—ને તે માટે હું તને સમજાવવા માંગતી હતી, તેથી તે વાતની ગરબરમાં હું વીસરી ગઇ, વળી ત્યાર પછી 'ડીનર' પર જવાના ડ્રેસની અફ્રાલઝીકમાં હું ગુંટાઇ તે એ બાબદ માહરાં મનમાંથી નીકલી ગઇ," તેણી પોતાની સાડીની સોડ કાધી ઘણાંજ કંટાળીને ઠાકી જવાના ઢોંગ કરી બોલી, "સોહરાબ, હું આજે એટલી થાકી ગઇછ; ને માહરી બપોરની નાફરમાની માટે તેં જે ઉદાર દીલ બતલાવી મને દરગુજર કરીછ તેથી હું એટલી ખુશાલીમાં આવી ગઇછ કે હમના એ નાપસંદ વાત આપણા વચ્ચે નહી થાય એવું હું ઇચ્છુંછ. શું ડીયર?"

"એ તું બકેછ શું?" આલાંની દેખીતી ઉડાવનારી વાતથી સોહરાબ જીંજર બન્યો. આલાં તેની છાતી પર પોતાનું માથું ટેકવવા ગઇ; પણ સોહરાબે તેને હડસેલી દુર કરી મેલી! પ્યાર અને મોહબતના ઘેલાં ચેડાં કાઢવાના નરમ મુડમાં હાલ તે ન હતો!!

"અદી બોલ્યો કે આજની તેની જીત તને આભારી છે, તેનો મીનીંગ શું?" તેને તીખાસથી પુછ્યું. આલાંએ પોતાના ફીકકા મારી ગયલા ચેહેરા પર લોહી આણવા પોતાના હોઠ જોરમાં પીસ્યા.

"શું જો, તું બી સોહરાબ ડીયર? માહરામાં વીશવાશ નહી હોય તેમ કરેછ?" તેણી હસવાના ચરત કરી મીઠાશથી બોલી, "મને હમણા એ વાત કરવી પસંદ નથી. આપણે સહવારે વીગતથી કરશું. સોહરાબ ડીયર, આપણે જ્યારે અદરાયાં ત્યારે એકમેકને પ્રૉમીશ આપ્યુંછ કે ભુતકાળમાં બનેલાં બનાવોને આપણે સદંતર વીસરી જઇશું. ખરૂ કેની? ત્યારે શું તું બધું પાછલું ભુલી નહી જશે—દરગુજર નહી કરશે?"

"ભુલી જાઉ? દરગુજર કરૂં?" આલાંના માર્મીક બોલવોનો અર્થ ન સમજી સોહરાબે અચરતી દરશાવી "શું ભુલી જાઉં? ને શું દરગુજર કરૂં? ભુલી જવા યા દરગુજર કરવા જેવું વરી શું છે? આલાં, એ બધું તું શું ગોલ ગોલ બકેછ? મને માહરા સવાલનો સીધ્ધો જવાબ આપ. અદી તુંને આજે બપોરે મલેલો કે?"

"હાં!"

"ત્યારે તે વીશે તેં મને કહયું કાંય નહી?"

"તેનો ખુલાશો મેં તુંને આપ્યો કેની!"

"તે તદન શંતોષકારક નથી!"

"તો વધારે શંતોષકારક ખુલાશો સહવારે આપણે હલ્લુ ફલ્લુ કરશું. હમના તો મને ઘણીજ ઠાક ચધીછ!" આલાં એટલું બોલીને સરભોગ પોતાનાં રૂમમાં અંદરનાંજ કનેકટીંગ ડૉરમાંથી ચાલી ગઈ. સોહરાબ તેની પુઠે ગયો.

"સંહવાર સુધી થોભવું માહરે માટે અશકત છે!" તે બોલ્યો.

"શું જો સોહરાબ તું બી મને કંટાલો આપેછ?" તેણી ગુસ્સે થવાના પેતરા ભરી ચીલ્લાઈ, "બપોરે અદી બી કેસીનોમા જુગાર રમવા આયો; ને પોતાના ખીસામાંની પૈએ પૈ હારી ગયો. તે મને ત્યાં જોઇ માહરી આગળ આવ્યો, ને માહરી પાસ ડોડા પૈસાની મદદ માંગી જે મેં આપ્યા!"

સોહરાબે ખુલાશો સમજી ભવાં ચઢાવ્યાં.

"તેં તેને મદદ કીધી! કાંય? શું કામ? એ એની બેહેન જેટલોજ ગુનેહગાર છે તે શું તું નથી જાણતી? એ જો જરા બી સારો માણસ હતે તો આટલું આટલું અત્યાર આગમચ એને જુગારના બુરા લખથી ખમયાં છતાં તે હજી હંઇ રમવા આવતે કે? એ બધુ તું જાણેછ, સમજેછ ને તે છતાં તેં તેને મદદ કીધી? તાજુબ! તેમ કરવા પેહેલાં તેં મને પુછ્યું કાંય નહિ?!

"હું નહી જાણુતી'તી કે તું એટલો કરૂરને કથોર બનશે!"

"એટલે? મને પુછ્યા પરછ્યા વગર એને પૈસા આપવાનું તને શું કામ પડયું?"

"હું મકુજે તું માહરા એ કાર્યથી સામો રાજી થશે!"

"કારણ?"

"તાહરો એ અસલ ફ્રેંદ હતો!" આલાં બોલી, "ઉપરાંત તાહરી એક વારની જીગરનો ભાઈ ઉતો!"

"રાઇટ!" સોહરાબ એ પલ ચુપ રહી, પછી એમથી તેમ રૂમમાં ફરી બોલ્યો, "શું એને તાહરી પાસ આવીને મદદ માંગી?"

"હા! મને આવીને કહયું કે માહરી પાસ ફુટી બદામ બી નથી!" આલાં બોલી, "તે મને દયા આવી ને મેં એને ડોડા પૈસા આપ્યા!"

"અજબ જેવું–ઘણુંજ અજબ જેવું! માહરા માનવામા એ વાત નથી આવતી!"

"એટલે? વરી એમાં અજબ જેવું ને નહી માનવા જેવું શું બયું છ?" આલાંએ ભવાં ચઢાવી પુછ્યું.

"અદી માંગે એ આસમાન ને જમીન એક બનવા બરોબર છે! એની આગલી મુશીબત વખત મેં બોહાશા બોહોશ ને કાલાવાલા કરી એને મદદ આપવા કરીતી પણ એને માહરી ઓજરખવાહી ભરી માંગણી પણ સાફ ના પાડી હતી. તે માણુસ તાહરી પાસ ચાલી ચલાવી આવી માંગે એ બીલકુલ નહીજ બનવા જોગ છે! એના ખાનદાનનું મગરૂર ખમીર એને તેમ કરાવે, એ હું માંનતો નથી. આજે વરસો થયાં હું એને પીછાનુંછકે એ ગમે તેવા મુશકેલ સમયમાં પણ કોઈની આશ કરે તેવો નથી!"

"પણ આજે વખત બદલાયોછ," આલાં બોલી, "અસલનો હાલ અદીનો હાલમા નથી."

"અસલ પણ એજ હાલ હતો, બલકે એથી પણ બતેતર હતો. અસલ બી જો એ ચાહતે તો ૫૦૦ રૂપ્યા જેટલી નજીવી રકમ એક લહેજામાં પોતાના મુંબઇના કોઈ પણ ફ્રેંદ મારફતે મેલવી શકતે પણ તેમ કરવા કરતાં કોઈ આગલ જઈ હાથ ઓરવા કરતાં એ આપઘાત કરવાનું વધારે પસંદ કરતે; અને આજે પણ તે તેમજ કરે એમ મને માહરૂં જીગર કહેછ!"

"સોહરાબ, તને ત્યારે શું તાહારી જીગરના કહેવામાં વીશવાશ નથી?" આલાંએ પુછયું, "શું હું કોઇ દીગર છેઉં કે તને ખોટું કહું."

સોહરાબે શંકાશીલ બની ખભાં ચઢાવ્યાં!

"હું જાતે એ બાબદમાં ખાત્રી કરવા માંગુંછ!" તેને પોતાની હૅટ પાઘડી પેહેડી લાકડી ટેબલ પરથી ઉપાડી કહયું.

"કાંહાં જાયછ?"

"અદીને મલવા!"

"પણ અદી ઠોડો પોતાનું ઠરઠેકાણું આપી ગીયોછ!"

"એ ફીરોઝ સાથ ગીયોછ એટલે હજી હૉટલ ડાવદમમાંજ હશે!"

"હવે રાત પડી શું કામ જાયછ? સહવારે જજે!"

"નહિ! આ વાતની પકકી પતીજ મેલવ્યા વગર મને ઘડીનું ચેન પડવાનું નથી!" સોહરાબ બોલ્યો, "તેં એને કેટલાક પૈસા આપ્યાછ?"

"મને બરાબર ધ્યાંન નથી. પણ આસરે ૧૦૦ લુઈ," આલાં બોલી.

સોહરાબે વીચીત્ર ચશમથી આલાં ગમ જોયું. "એ ખરેજ ઘણો નશીબદાર કે એને આજે તે સો લુઈના લગભગ સીતેર હજાર મેલવ્યા!" તે બોલ્યો.

"હા! ઘણોજ નશીબદાર!" આલાં બોલી, "સોહરાબ, હવે તું કાંહાં જાયછ છેક મોડી રાતે? સહવારે જજે!" તેણી કરગરી તેનો હાથ ધરી બોલી.

"આલાં, તું મને ત્યાં નહી જવા દેતી તેનું કારણ શું? શું સબબ સર તું મને જવા ના કહેછ?"

"ફકટ ઘણી મોડી રાત થઇછ તેથી!" આલાં બોલી.

"તેની કાંઈ હરકત નહી! હું જાઉંછ. તું તાહરે સુઇ જા. માહરે માટે ખોટી થતી ના!"

પોતાનો હાથ આલાંના હાથમાંથી છોડાવી તે ગયો.

આલાં આરસીમાં પોતાનો પડછાયો ટીકટી સુકી તસ ચશમોએ ઉભી, ધાસ્તી તેણીની આંખોમાં વાસો કરી પડેલી પ્રગટજ જણાતી હતી.

## પ્રકરણ ૪૬ મું

### "હું માહરૂં વચન તોડનાર નથી!"

જેવું ટેક્ષીએ ગગડવા માંડયું તેવુંજ શેહેરાં અદી તરફ વહાલ ભરી આંખ્યોએ જોઈ બોલી, "અદી, તું શું કામ નાહશી ગીયો?"

"હું ચોર હતો તેથી!" અદીએ ઉત્તર આપ્યો. તેના મગજમાંથી ભીન્નભીન્ન કીસમના વિચારોનો ધોધ પુર ઝડપે હમના વહેતો હતો. પલકમાં ફેરવાઇ ગયલા પોતાના કીસમતના ફાટાબાઝ નખરાં પર તે મનન કરવા પડયો. એ ઘડી તેને પ્રથમમાં તો માનવાને પણ ના પાડી કે તે બધું ખરેખર બન્યું હતું! પણ નોટોના અને ગીનીઓના ચોરાથી લચ લચીને ઉપસાઇ આવેલા પોતાના દગલાને પાટલુનના ખીસાઓ તે વાતના ખરાંપણાની જીવતી સાહદત પુગાડતા અને પુકારતા હતા, તે જોઇ એ પળ તે અજાયબીના ગારમા ગરકાવ ગયો.

"તું નાહશી જવામાં મોટો ગધેડો બન્યોછ, "અને તાહરા બાપના મરણની ખબર થતાંજ તું નહી પાછો ફર્યો એ તેં ઘણીજ મોટી મુરખાઇ વાપડી! તાહરે તુરત આવવું હતું, અમે તાહરી કાગને ડોલે વાત જોપ હતી!"

"કારણ?" અદીએ પુછયું.

"કારણ એ કે મેં તાહરી નીર્દોષતાની ખાત્રી તેણીને પુરતી કરી આપીછ!"

અદી આ સમજી પોતે તે વખતે એક ટેક્ષીમાં બેઠો હતો તે તમામ ભુલ જઈ પોતાના પગ ઉપર ઉછલી ઉભો થવા ગયો; પણ તેનુ માથું તેમ કરવા જતાં ટેક્ષીના ટૉપ સાથે જોરમાં અઠડાયું, અને તે પાછો ઢબ દેતો કે પોતાની જગાએ બેસી પડયો.

"તમે તેમ કાંય કીધું?"

"ગધેડા!" ફીરોઝ ઠંડે કલેજે બોલ્યો, "મેં તાહરી નીર્દોષતાની ખાત્રીની સાથ તેણીની પોતાની પણ એ બાબદની તમામ નીર્દોષતાની ખાત્રી કરી આપીછ!"

અદી સ્તબ્ધ બની, ડોલા ફાડી, ફીરોઝને ટીકવા પડયો. તેને પોતાનું વિચારોથી ભ્રમીત બની ગયલું મગજ તે વિચારોની યાદ કમી કરવા જોરમા દાબ્યું.

"માઈ ગૅાડ! માઈ ગૅાડ! હું કેવો મુરખ ગધેડો બન્યો! તેણીનું કહયું માની લેવામાં કેટલો સ્ચુપીડ બન્યો,"તે પોતાનું ધમધમી રહેલું દેમાગ દાબી બોલ્યો.

"ત્યારે તેણીએ તાહરી આગળ કનફેશબી કીધેલું કે?" ફીરોઝે પુછયું, "તમે બેઉ તે વખતે એકમેકને બચાવવાની ધુંધમાં હડહડતું જુઠું બોલ્યાં. ખાલી કાગનો વાઘ કરી મેલ્યો. અને એ સઘલો વખત ખરો ચોર તો તમારી મુરખાઈ નાદાન્યત ઉપર હસ્તો અને મનમાં રમુજ મેલવતો ત્યાંજ હાજર હતો!"

"ખરો ચોર ત્યારે શું-? ત્યારે શું-?" અદી બોલતાં અચકી અટકી ગયો. અત્રે ટેક્ષી હૉટલ આગળ આવી થોભી. તેઓ ઉતરી પડયા. ફીરોઝ ભાડું ચુકવ્યું; અને તેઓ પોતાના રૂમમા જઇ બેઠાં.

"કાઉબા!" અદી બોલ્યો.

"મને હવે એ નામથી બોલાવતો ના!"

"કારણ? સબબ?" અદીએ અચરત બની પુછયું.

ફીરોઝે પોતાની કાંહાંણી જેમ આલાંને બપોરના કહી હતી તેમ કહી. તે જાણી અદી કંઈ ઠોડો અચરત ને અજબ થયો નહી.

"ત્યારે શું ફ્રેની નીર્દોષ છે એમ તમો ધારોછ?"

"હા! ખાત્રીથી માનુંછ!"

"ત્યારે ગુનેહગાર કોણ છે?"

"તું નહી અટકલી શકતો?

"હુ અટકલી તો શકુંછ મગર માહરા મનની ખાત્રી થતી નથી!

"કારણ?"

"તે માહરા કુંટુંબની મોટી દીલશોઝ ખપર ખવાહ છે! આજેજ બપોરે તેણીએ માહરી સાથ એવી ભારી વાપરીછ ભલાઈ કે તેણી પર શકબી લઇ જવો એ હું ગુનાહનું કામ સમજુંછ. આજેજ બપોરે એને

મને એકએને અગયારસો લુઇ આપ્યાં, અને આ મઠક એકદમ છોડી જવાની ભલી સલાહ આપી ?"

"કોણે ?" શેહેરાંએ પુછયું.

"આલાંએ !"

"એજ–એજ રાંડ નાપાકના ત્યારે બધાં કર્તુક છે !" શેહેરાં બોલી ઉઠી.

"એ તું શું બકેછ, શેહેરાં ?"

"અદી–અદી–તાહરી સુદ્ધી કાંહાં ગઇછ ! તું શું વિચારી શકતો નથી કે એ આલાંએ તુને એટલા બધાં નાણાં કાંય આપ્યાં ? શું તેં માગ્યાં ?"

"નહી ! મને ઉલ્તતાં એનેજ બોંહોંશા બોંહોંશીથી આપ્યાં. પેહેલાં તો હું લેતોજ નહી હતો; કારણ તું જાણેછ શેહેરાં કે કોઈ પાસ હાથ ઓરવા કરતાં મરવું હું વધારે પસંદ કરૂ છ !"

"બોહોંશા બોંહોંશીથી ?"

"હા ! ને જ્યારે મેં લેવા નાજ પાડી ત્યારે કહયું કે બસ એમ સમજ કે એ મેં તને ઉછીના તરીકે આપ્યાંછ !"

"ને બીજુ શુ કહયું ?"

"મને મૉન્ટેકારલો અર્ધા કલાક પછી ઉપડી જનારી ત્રેનમાં છોડી જવાની મજબુત ભલામણ કરી !"

"ને તે છતાં–ને તે છતાં અદી તું સમજી શકતો નથી કે તેમ કરવામાં તેણીની મતલબ શું હતી ?"

"વળી શું ? મને આય બદીના ધામથી દુર રાખવાની—"

"ખામોશ ! તાહરી સુધ્ધી બુધ્ધી મને ગુમાયલી લાગેછ. અદી તું શું એટલું નથી જોઇ શકતો કે તેણીની તેમ કરવામાં મતલબ તુને સોહરાબને મલતો અટકાવવાની હતી !" ચગોર શેહેરાં બોલી.

"તેનો કંઈ સબબ–કારણ ?"

"સોહરાબ અને ફ્રેનીનાં ગોઠવાવા—"

"બસ–બસ ! હું સમજયો–બધું સમજયો !" અદીની આંખ આગલ અત્યાર સુધી ફરી રહેલો અંધકારનો પરદો હવે તડાકામાર ખુલી ગયો. હવે તે દીવાની જોત જેવું બધું પ્રગટ જોઇ શકયો.

"આલાં સોહરાબ પર મોહીત હતી, માટે ફ્રેનીનું નીંકદન કાઢી નાખવા પોતાનો નેકલેસ તેણીના ઝવેલ કેસમાં છુપાવ્યો ને—ને આય બધો ઘોંટાલો વરી ગયો! હા! હવે મને ભાન આયું!" તે બોલ્યો.

"દીવાની જોત જેવું એ પેહેલેથીજ ખુલ્લું હતું!" ફીરોઝ કે જે અત્યાર સુધી ઉપલી વાતચીતમાં એક પણ બોલ બોલ્યો નહી હતો તે હવે બોલ્યો. તેના નહી બોલવાનું કારણ તેને આલાંને એ સંબંધી આપેલું વચન હતું કે કોઈ પણ પ્રકારની તેની નામોશી તે હોઠ બહાર કાઢશે નહી. પણ હવે તેણીનું પાપ અદી અને શેહેરાંની નજર આગલ વધુંવાર છુપું રહેલું નહી જોઈ; તેને પોતાના વચનમાંથી મુકત થયલો ધારી તે બોલ્યો. "અગર જો તમે ધીરજથી વિચાર કીધો હતે તો તુરતજ ખરૂં જણાતે! પણ એકમેકને બચાવવાની ઉમીદમાં તમે શાંતી તજી સામો ગોલો પીંદારો વારી દીધો. ખરાંનું ખોટું અને ખોટાંનું ખરૂં કરી માર્યું!"

"મને તો પેહેલેથીજ એવો ખટકો થયો હતો!" અદી બોલ્યો.

"તો તે પર તેં પેહેલેથીજ પુખ્ત વિચાર કાંય નહી કીધો?"

"મને તેમ કરવાનો સમો મલ્યોજ નહી!"

"કારણ?"

"આલાંની બહારની ભલમનશાઈ તથા દીલશોઝી ભરી ખ્યરખ્વાહીયે તે ખ્યાલ માહરા ભેજાંમાંથી નાબુદ કીધો. ફ્રેની પણ ખરી ખંખારીને કંઈ બોલીજ નહી તે!

"કારણ તે તુને ચોર ધારતી'તી?"

"હા! હવે બધું મને ખુલ્લું સમજ પડેછ, પ્રગટ જણાયછ. આલાં દોસ્તના સાહયામાં દુશમન નીકળીછ; ફરેશતાના લીબાશમા શયતાન નીવડીછ. એ દગાબાઝ દદાનાજ મટલબી પ્રપંચોનો હું અને ફ્રેની સેહેલાઇથી ભોગ થઇ પડયાંછ. અને તેથી સોહરાબની જીગર કોઈ દીગર થઇછ ગરીબ માહરી વાહલી માજાઇ, તે હાલ શું કરેછ?"

"એક આબરૂદાર પારસી ફ્રેમીલીમાં 'ગવરનેસ'ની નોકરી!"

"નોકરી! ગુડ હેવનસ! નોકરી!!" અદી પુકારી ઉઠયો, "સરદાર નવરોજીની બેટી, અને સરદાર અરદેશરની બેહેન એક હલકી નોકરી કરે! માહરા ખુદાય; એ કેવી નામોશી? કેવી બેજાલત!!"

"અદી, એમાં નામોશી કે બેજાલત જેવું કંઇજ નથી! કોઇ બી રીતે આબરૂ દરકારથી ગુજરાન કરવામાં શરમાવા જેવું નથી. મેં તેણીને

મદદ કરવા માંગી, માહરી સાથ હંઇ આવવા પણ સમજાવીને કહયું પણ તે એકની બે થઇ નહી. મેં આપવા કરેલો સારો માસીક મુસારો પણ તેણીએ કબુલ રાખ્યો નહી. એટલે પછી છેલ્લે સરવારે નાચારીએ એની મરજીથીજ મેં આય નોકરી એને મેલવી આપી!"

"ઓ હીનસપતી!" અદી છેડાઈ બોલ્યો, "એ બધી નામોશી અને બેજ્જાતોનું પુરેપુરૂ વેર પેલી દગાબાઝ દદા ઉપર હું જરૂર બા જરૂ લેવશ!" તે બોલ્યો; અને ઠડાક દેતો કે ઉઠી ઉભો થઈ, બારણા તરફ ધસ્યો.

"કાંહાં જાયછ?"

"આલાં આગલ!"

"કાંય?"

"એનું પાપ ઉઘાડું પાડવા! એ દગાખોરને એને ફેજે પુગાડવા! એ ચુંડેલને તેના ખરા રંગ રૂપમાં રજુ કરવા!"

"એવકુફ! તું કરવા શું માંગેછ!" ફીરોઝે પુછ્યું.

"ખરૂં નરૂં!"

"તાહરી પાસ પુરાવો શું છે?"

"પુરાવો? પુરાવો?"

"હા! પુરાવો! તું ત્યાં જઇને કહેશે કે તું ચોર છે તે એ કંઇ એમ માની ને કબુલી લેવાની છે યા બીજું કોઈ બી માનનાર કોણ છે? તાહરૂ સાંભળનાર કોણ છે? તાહરી પાસ પકકી પતીજનો પરૂફજ શું છે? આલાંને તું હજી પુરતી પીછાનતો નથી. તે મકકરબાઝ માહીલાને બરાબર ઓળખતો નથી! તું શું એમ ધારેછ કે તેણી પોતાનો અપરાધ તાહરી એવી વગર પાયાની ધામધુમથી એક ઘડીભર બી કબુલ કરી દેશે! જા-જા, નાદાંન તે ખંધી ઓરતે તને અહીં જોતાં સાથજ કંઇ એવો પલાન આગમચથીજ પોતાના બચાવ કાજ મનમાં ગોઠવી રાખ્યો હશે કે તું જેવું કંઈ એવું કરવા જશે તેવોજ હડધુત ને પશેમાન બની બહાર પડશે! આલાંને ગુનેહગાર પુકરાવનારો એક બી પુરાવો જ્યારે તાહરી પાસ નથી તો પછી તાહરૂ ઘડીભર બી કબુલ કરશે કોણ?"

"બચ્ચીતજ! તમે કહેવછ તે ખરૂંજ છે, વાજબી છે! માહરી પાસ કંઇ બી પકકો પુરાવો નથી! ને તેની ગેરહાજરીમાં કોઇ બી માહરી વાત માનનાર નથી! પણ ત્યારે હું શું કરૂં? શું તે દગાબાઝ દદાને સુખે જવા દેઉ?"

"નહી! તેના કરતુક મુજબની શીક્ષા તેને થવીજ જોઇએ!"

"કેવી રીતે? શું સોહરાબ પાસ જાઉ ને આ વાત કહું?"

"નહી! આલાંએ તેના મનને એવી રીતે વસ કરી લીધુંછ કે તે તાહરૂં બીલકુલ માનનાર નથી! તે તો તને એમજ સામો સવાલ કરશે કે તેજ વખતે એ ખુલાશો તેં કર્યો કાંય નહી? રહી રહીને હમના કયાંથી આયો?"

"રાઇટ યું આર! ત્યારે શું કરૂં?"

"આલાંને માહાત કંઈ આડકત્રી રીતે કરવી જોઇએ! તેણીએ રમેલા ફરેબનો બદલો ફરેબથીજ વાલવો જોઇએ!! એ અફલાતુન ઓરતને તું તેના મોઢાં પર જઇ ચોર પુકારશે, યા તેના ખાવીંદ આગળ એવી વાત કરતો જશે તેથી કંઇ એ ડરશે, યા માહાત થશે નહી? એને ઘેરવા માટે તો કંઇ આડકત્રો ઉપાય ગોટી, એને અચાનક સપડાવવી જોઇએ!"

"તેવો ઉપાય તમે નહી સુચવો, કાકા?" શેહેરાંએ અદી તરફથી વીનંતી કરી,

"તમે મને નહી મદદ કરો?" અદીએ સવાલ કર્યો.

"હું તને મદદ કરૂં ને નહી બી કરૂં એવી કઢંગી હાલતમાં છું!"

"તે કેમ?"

"જેમ તું એ નાપાકની દગાબાઝીનો ભોગ થઇ પડયોછ, જેમ સોહરાબ તેના ફરેબમાં ફસી તેણીને ભલાઇનો ભંડાર ને નેકકેરદાર નમુનેદાર સમજી તેને વરી બેસી પોતાને વેચી ચુકોછ તેમજ હું પણ એ ચંડાલ ઓરતના હાથ ઉપર વેચઈ ચુકોછ."

"માઇ ગૉડ! શું તમારી સાથ બી એને કંઇ દગો કીધોછ?"

"માહરી સાથ અંગત તો નહી-પણ આડકત્રો!" ફીરોઝ બોલ્યો.

"કેમ? કેવી રીતે?" શેહેરાંએ પુછયું.

"અદી, મને પેહેલેથીજ શક હતો કે તમો ભાઇ બેહેન નીર્દોષ છો: અને તે માહરા શકમાં તેં શેહેરાં આગળ તે યાદગાર દીવસની સહવારે ફ્રેની અને સોહરાબ વચ્ચે નકકી થયલા કારજની કીધેલી વાતથી ઉમેરો થયોછ! પણ એક ચોકકસ સબબ સર હું અનઘન વિચારમાં હોવાને લીધે તે વખતે માહરા વિચાર જાહેર કરી શકયો નહી. ત્યાર પછી મેં આલાંને, હું મહાલ છોડી ગયો તેની બે દીવસ આગમચ ઓચીંતો એ સવાલ કર્યો; તેણી ફુગલાઈ ગઈ—સપડાઇ ગઈ. પણ તે મકકારે ઓરતે પોતાના ફીતુરી આ

ચરીત્ર ચલાવી મને ઘડી ભર ભાન ભુલો બનાવી દઇ, માહરા મુવા બાપના કસમ માહરી પાસ લેવાદી તેણીની કોઈ પણ પ્રકારની નામોશી હોથ બહાર નહી કાધવાના ફરેબથી સપત લઇ લીધા; અને હું તેમ કરી ફસી ગયો !"

"પણ એવા કસમ લેવાનો સબબ ?" અદીએ પુછ્યું.

"તે હું જાહેર કરી શકતો નથી !"

"કારણ ?" શેહેરએ ઇનતેજારીથી પુછ્યું.

"તેમ કરતાં તેણીની નામોશી જાહેર થાયછે !"

"નામોશી ! કંઈ નામોશી ? આય નેકલેસ સંબંધીજ ?"

"નહી બીજી !"

અદીએ કંઈ નહી સમજ પડવાથી અજાયબીથી ડોલા ફાડી તેની ગમ જોયું.

"ત્યારે શું તમો અદીને નહી મદદ કરશો ?" શેહેરાંએ ગદગદીત કંઠે કહયું.

"નહી ! માહરા મુવા બાપના સોગંદ હું તોડનાર નથી !"

"પણ તે સોગંદ તમારાજ પોતાના કહેવા મુજબ બીલકુલ ફરેબથી લીધા હતાની ?" શેહેરાંએ દલીલ કરી.

"હા ! સરયામ લુચ્ચાઇથી—દગાથી—ધોકાથી !"

"તો પછી તેવા કેસમાં આપેલું વચન એક વચન કેમ ગણાય ?"

"આખર કરે તે વચનજ છે ! ફરેબથી કે દગાથી, દાગાથી કે ફીતુરથી તે જે હોય તે મગર માહરા મુખમાંથી પુર ગંભીરાઇથી નીકળેલા તે બોલો એક સાચ્ચા જરથોસ્તી તરીકે હું કદી તોડનાર નથી,"

"ત્યારે શું તમે અદીને મદદ નહિજ કરશો ?" શેહેરાંએ આંખમાં પાણી સહીત પુછ્યું.

"નાચાર છું ! અગર જો હું ચાહું તો હું એક તડાકામાં—એક પલમાં તેણીને ઉઘાડી પાડી શકું; પણ માહરો બોલ—કોલ મને તેમ કરતા અટકાવેછે !"

"ત્યારે હું શું કરૂં ?" અદીએ ઓાજરપવાહીથી પુછ્યું, "મને કંઇ ઉપાય તો સુચવો ?"

"હું તુંને દરેક આડકત્રી મદદ કરશ ! મગર કોઈબી પ્રકારની સીધ્ધી મદદ કરવાથી તદ્દન પરહેજ રહેવશ !

"ઠીક ! કહો હું શું કરૂં ?"

"તું આવતી કાલે સહવારના પોહોરમાં મૉન્ટેકારલો છોડી જા ને રાતના આસરે સવાનવ સાડાનવને સુમારે હંઈ પાછો ફરજે ને સીધો રૉયલ ઑપેરા હાઉસમાં નંબર ત્રીજા બોકસમાં આવજે. જ્યાં હું, શેહેરાં, સોહરાબ અને આલાં બેઠેલાં હોઇશું. ત્યાં આવી તું જાહેર કરજે કે ફ્રેની નાઇસ આવીછ. તું આલાં તરફ ઉભો રહી આ ખુલાશો આપજે; ને મને ખાત્રી છે કે એ તાહરા બોલવાની સાથ તેણી બેહદ ગભરાટ તથા દીલના દંખને મારે ફીકકી મારી જશે, કદાચ 'શૉક'થી બેશુદ્ધ બી બની જશે. પછી તું સોહરાબ આગળ પરમ દહાડે જઇ સઘલો ખુલાશો વીગતવાર કરજે!"

"ને શું સોહરાબ તે માનશે?"

"હા!" ફીરોઝે ખાત્રી આપી.

"કારણ?"

"તું આવશે તેની અગાઉ હું સોહરાબને આલાં સંબંધી કંઇ સામુટ વસવસામાં મુકશ ને તાહરા એકાએક આગમણ અને ખબરથી તેણીનું ચોકવું તેને વધારે વસવસામાં મેલશે! એટલે તાહરૂ કામ પછી સેહેલું થશે?"

"પણ તમે એવુ તે શું કરશો કે જેથી સોહરાબ વસવસામાં પડશે?"

"વૅલ! તે હમના હું તને કહી શકતો નથી! બસ હું કહુંછ તેમ તું કરજે!"

"પણ આલાં, સોહરાબ ઑપેરામાં આવશે?" અદીએ પુછયું.

"હું કંઇ બી કરી તે લોકને લાવશ! પણ તું હંઇથી સહવારના પોહોરમાં ને બને તો રાતો રાત, નાઇસ યા મેન્ટન જેવા કોઇ નજદીકના મથકે ચાલી જા, ને ત્યાંજ કાલનો આખો દહાડો કાઢી નાખજે!"

"પણ એમ એટલું બધુ કરવાનો સબબ!"

"તું હજી તદન નાદાન છે! લુચ્ચી આલાંને તાહરી હંઇની હાજરી ઘણી ગભરાવનારી થઇ પડીછ, તેથી તે કાંઇ બી કરી હંઇથી કાલ બપોર યા રાત પડતા નાહશવા કરશે! મૉન્ટેકારલો છોડી જવા સોહરાબને ઉંધું ચતુ સમજાવશે, દબાણ કરશે ને હાથમાં આવેલો શીકાર જો તેમબેમ થયું તો છટકી જશે! શુ સમજ્યો? તેથી જો હું એ લોકને સહવારના જઈ એવી ખબર પુગાડશ કે તું રાતો રાત હંઇથી ઉથાંગરી કરી ગીયોછ તો પછી આલાંને જરા ધીરજ આવશે; નચીંત બનશે; અને તે નચીંતાઇનો લાભ તને એવડો મુલશે! શું વાત ધ્યાનમાં ઉતરી?"

"હા! તમે કેહવછ તે તદન રાસ્ત વ દરૂસ્ત છે!"

"તો જા! મેં કહ્યુંછ તેમ બરાબર કરજે?"

"ઠીક! ત્યારે હું રજા લેઉંછ!" તે ઉઠી ઉભો થતાં બોલ્યો; અને ફીરોઝને શેકહેન્ડ કરી શેહેરાંને બાઉ કર્યો.

"કેમ? મને શેકહેન્ડ કરતાં શરમાયછ શું?" શેહેરાંએ હસીને પુછ્યું.

"ન–નહી! પણ તમારો હવે દરજ્જો માહરાં થાને વધારે આલા છે માટે તે માહરે જાલવવો જોઇએ!" તે બોલ્યો.

"માહરા વધેલા દરજ્જાની સાથ માહરી તાહરા તરફની લાગણી પણ ફેરવાયલી સમજેછ શું?" તેણીએ ગુસ્સો કર્યો; તેણીના મુખ ઉપર તે બોલવા સાથ સુરખી ચઢી, "અદી, હું તને વીસરી ગઇ નથી! શું તું મને વીસરી—!"

"ઓ ના! જરા બી નહિં! તમારી યાદ માહરા દીલમાં હરપલ છે!" અદી બોલ્યો.

"નાઉ યું કવીટ અસ!" ફીરોઝે જરા ભવાં ચઢાવી કહયું, "ને મેં કહયુંછ તે ધ્યાન રાખજે!"

"ઠીક ટટા!"

"ટટા!" શેહેરાં શેકહેન્ડ કરતાં બોલી.

અદી હાટલ ડાયદમમાથી બહાર પડી પોતાના હૅટલમા ગયો. એક ઘણાજ મધ્યમ કલાસના કંગાલ જેવા હૉટલમા તે રહેતો હતો..

તેના ગયા પછી શેહેરાં ઠોડો વાર ટાહેલું કરતી બેઠી. પછી સુવા ગઇ; અને રૂમમાં એખલો ફીરોઝ વ્હીસકી સોડા સીપ કરતો, ને આજના બનેલા બનાવો પર વિચાર કરતો બેઠો. પણ તે ઘણો વાર એકલો રહયો નહી કેમકે આલાં સાથ તણુપાંચ કરી નીકળેલો સોહરાબ તેટલાં ત્યાં આવી ચઢયો!

## પ્રકરણ ૪૭ મું.

### શંકાની શરૂઆત.

"કેમ? તમે હઈ રાત પડી!"

"હા! મને કામ છે.

"શું?"

"અદી કાંહાં છે?"

"ગીયો!"

"ગીયો? કાંહાં ગીયો?" કંઇક નાશીપાસ બની સોહરાબ બોલ્યો.

"બેસો, બેસો એટલો બધો અકરાત ગભરાત શાંનો કરોછ?" ફીરોઝે ધીરજ આપી, "શું છે?"

"કંઇ નહી રે! હું અદીને મલવા માગુંછ!"

"એ તો હમણાંજ અહીંથી ગીયો!"

"કાંહાં?"

"એના હૉટલમાં!"

"કયાં?"

"તે કંઇ મેં એને પુછયું નહી!" ફીરોઝ બોલ્યો, "પુછી લેવાની મને ફામ બી રહી નહી?"

"કેટલો વખત થયો એને ગીયાને?" દીલગીર સાદે સોહરાબે પુછયું.

"પા કલાક ઉપર થયો!" ઘડીયાલ તરફ જોઈ ફીરોઝ બોલ્યો.

"કયા હૉટલમાં એ હંઈ રહેછ તે કંઈ એને તમને નહી જણાવ્યુ?

"નહી! ને મને પુછી લેવાની બી યાદ નહી રહી."

"પીટી! હું એને મલવા માંગતો'તો! એક ખુલાશો એની પાસ મેલવવા માંગતો'તો!!"

"શાંનો ખુલાશો?"

"એને પોતાનેજ લગતો!"

"યું મીન પેલી નેકલેશની ચોરીને લગતો!" ફીરોઝે પુછયું.

જરા વાર રહી સોહરાબે હકારમાં જવાબ કર્યો,

"તે વીશે મને એની સાથ હમનાજ વાત થઇ!" ફીરોઝે કહયું.

"હાં! પછી! એને શું ખુલાશો કર્યો?" ઘણીજ આતુરતાથી સોહરાબે પુછયું.

"એ નીર્દોષ છે!"

"વેલ, તે તો મને બી ખબર છે કે એ ગુનેહગાર નથી. હું તો એમ પુછવા ચાહતો તો કે એ ચોરીમાં એનો જરાબી હાથ છે કે? એ ચોરીની વાત એ ચોરી થઇ તે આગમચની જાણતો હતો કે?',

"તેઓ તો 'કવેશચન' મેં એને પુછયો નથી!" ફીરોઝ બોલ્યો, "સોહરાબજી તમે શું એ વીશે નકકી ધારોછ!"

"આઇ એમ નોટ એટ ઓલ સ્યુર! મગર એટલું તો ખરૂંજ છે કે એ અદી બગડીને ધુર થઇ ગયોછ! માહરી ધણીઆણીએ આજે એને નાણાંની મદદ કીધી તે મને આટલી થઇને પસંદ નથી. તેમ કરવા માટે હમના હું તેણીને ગાંગરી આયોછ!"

"ઘણીજ દીલગીરી સાથ મને તમારા વિચારથી છુટું પડવું પડેછ. હું અદીને જરા બી બગડી ગયલો ધારતો નથી. તે અસલ જેવો હતો તેવોજ હાલ છે," ફીરોઝ ભાર મુકી બોલ્યો, "સોહરાબજી, અદી માટેનું તમારૂં મત ઘણું હલકું પડી ગયલું લાગેછ."

"હા! તેમ છે ખરૂં!"

"ને તેની બેહેન માટે?"

"મીસ ફ્રેની વીષે કંઈ વાત હું કરવા માંગતો નથી." સોહરાબ બોલ્યો.

"સોહરાબજી શેઠ, આજ વરસો થયાં હું અદી અને ફ્રેનીને પીછાનું છું, બલકે રાસ્ત કહું તો માહરી નજર આગલ તેઓ ઉછર્યાં છે; ને તેથી તે લોકની ચાલચલન ને રહેની કરની તપાસવાની મને ઘણી અચ્છી ટકો મલી છે, ને તે ટકોનો ઉપયોગ મેં પુરેપુરો કરેલો છે, ને તે પરથી હું કહુંછ, ખાત્રીપુરવક કહુંછ કે અદી યા ફ્રેની ચોરી જેવો નીચમાં નીચ અપરાધ કરે, એ હું યા તમે હમના જીવતા નથી એવું કહેવા બરાબર છે. તેઓ નીર્દોષ છે એમ હું સાચ્ચાં દીલથી ને ખાત્રીથી માનુંછ; ને ચાહવુ ખુદાનું છે તો ચંદરોજમાં તે પુરવાર કરી આપવા માંગુંછ!"

સોહરાબ ફીરોઝનું બોલવું સમજી ખુરશીમાંથી ઉછલી ઉભો થયો; અને ઘણાંજ ઝનુંનથી ફીરોઝ તરફ જોઇ બોલ્યો, 'ગુડ ગૉડ, મૅન! તમે એ વાત અત્યાર અગાઉ બોલ્યા કાંય નહી! તમે તેઓને નીર્દોષ પુરવાર કરવા માટે કંઇ પગલાં ભર્યાં કાંય નહી!?"

"બેસો! ધીરા પડો, સોહરાબજી, ઉશકેરાવ ના! મેં કાંય નહી પગલાં ભર્યાં તેનું કારણ હું તમને કહું! હું તે વખતે એક સાધારન ફરજી નોકર હતો, તેથી કાંઈ પણ બોલી શકયો નહી, તે ઉપરાંત માહરી પાસ પકકા પુરાવાઓ પુરતા પ્રમાણમાં હતા નહી!"

સોહરાબ ઓરડામાં આમથી તેમ વિચારના વમલમાં ફરવા લાગો. ખ્યાલોના ઘસારાથી તેનું મગજ બધું ધમધમી ગયું. તરેહવાર વિચારો તેના મગજમાં કલાકના હજાર માઇલથી બી વધું ઝડપે પસાર થવા લાગા;

જેમાંનાં કેટલક તો વળી હદ ઉપરાંત આશ્ચર્ય પમાડનારા અને ભયંકર હતા! તેને તે ખ્યાલોનો રેલ પોતાના મગજમાં વહેતો અટકાવવાની ઘણી બી તજવીજ કરી જોઈ; પણ તેઓએ તેને છોડી જવા ના પાડી. ફીરોઝ ચુંચી આંખે બારીકાઇથી તેની આ હીલચાલ જોતો બેઠો હતો. શંતોષનું એક છુપું હસવું તે તે જોઇ હસ્યો.

"તમારી પાસ હવે હાલમાં પુરતા પુરાવાઓ છે કે?"

"નહી!"

"તમે જેટલું જાણોછ તેટલું મેહેરબાંની કરી મને નહી કહો? જો તે બેઉ ભાઈ બેહેનો નીર્દોષ છે, તો ખરૂં દોષીત કોણ છે?" તેને આજીજીથી પુછ્યું.

"તે હું કહી શકતો નથી!"

"સબબ?"

"મેં કહયુંની કે માહરી પાસ પુરતા પુરાવા હજી નથી!"

"પણ તમને કોઈ પર શક તો છેની?"

"હા છે?"

"કોણ પર છે?"

"ધેટસ અન ફેર! જો એકબારગી ગુનેહગારનું નામ તમને હું કહું તો બી તમને કાંઇ તેથી ફાયદો થનાર **નથી**!"

"ફીરોઝ, એ તમે શું બોલોછ? તે જાણવાથી મને ફાયદો નહી થશે એમ તમે કેમ ધારોછ? સમજો, એ બેઉ ભાઇ બેહેનોને લાગેલો કલંક દુર કરવા, તેઓને બેગુનાહ પુરવાર કરવા, હું ઘણોજ-ખાહેશમંદ છું; ને તેમ કરતાં હું કંઇ બી ભોગ આપતાં અચકશ નહી!"

ફીરોઝ ઉઠી ઉભો થયો; અને સોહરાબના ખભાં પર હાથ મુકી, તેની તરફ એકકી તગરે જરાવાર જોઈ બોલ્યો, "કોઈ બી ભોગ, મી૦ દલાલ?"

"હા! કંઈ બી-કોઇ બી ભોગ!" સોહરાબ મકકમતાથી બોલ્યો.

"માઇન્ડ વૅલ! શું કોઈ બી ભોગ તે માટે તમે ઘણો નહી ગણુશો," ફીરોઝે ફરીથી ભાર નાંખીને પુછ્યું.

"નહી ગણુસ!" સોહરાબે તેવીજ મકકમતાથી વલતી ખાત્રી આપી.

"વૅલ, ત્યારે તો ઠીક! તમોએ આજે મને આપેલી ખાત્રી ભવીશમાં મને ઘણી મદદ કરતા થઈ પડશે!" ફીરોઝ બોલ્યો, "હવે એ વાત

જવા દેવ, લેવ જરા વ્હીસકી બીસકી લેવ!" ફીરોઝે એક ગલાસ તથા વ્હીસકીની ડીકાન્ડર તેના હાથમાં થેસવી કહયું. સોહરાબે એક પેગ લીધો.

"બાઈ ધી બાઇ, સોહરાબજી, હું તમારે ત્યાં સહવારના પોહોરમાં તમને ઇનવાઇટ કરવા આવનાર હતો!" ફીરોઝ જરાવાર રહી બોલ્યો.

"વળી શાંનુ ઇનવીટેશન છે?"

"રૉયલ ઑપેરાનું, આવતી કાલનું! તમે તમારા ધણીઆણીને લઈ જરૂર આવજો. નંબર ત્રણવાલા બૉકસમાં. તે સ્પેશીયલી આપણે માટેજ નવાબઝાદી શેહેરાંએ રીઝવર્ડ કરાવેલો છે."

"થેંકસ! નવાબઝાદીની ઘણી મેહેરબાની છે. પણ—"

"નાઉ નો પણ! તમને આવવુંજ પડશે! શું? જરૂર પધારી અમને માન આપજો!"

"ઠીક છે આવીશ!"

"આલાંમાયને બી જરૂર બા જરૂર લાવજો!"

"વારૂ!" સોહરાબે ઉત્તર આપ્યો, "અદી સહવારે અહીં આવનાર છે કે? જો તેમ હોય તો—"

"નહી! એ તો આજે ને આજેજ રાતે મૉન્ટેકારલો છોડી જનાર છે!"

"કાંય?"

"મેંજ તેને સલાહ આપી;"

"શું કામ?"

"એ જો અહીં રહે તો વળી કેસીનોની મોહીનીમાં પાછો સપડાય ને વધું મેલવવાના બુરા લોભમાં, આજે જે મેલવ્યુંછ તે બી કદાચ ગુમાવી દય!"

"રાઇટ યું આર! તમે ઘણુંજ નેક કીધું! પણ એ આપણને કેઠે પાછો મલશે ખરો કે?"

"તે હું કહી નથી શકતો?"

"એ કાંહાં ગીયોછ?"

"ખુદા ખબર! મેં તો એને મૉન્ટેકારલો એકદમ છોડી જવાની સલાહ આપીછ ને તે એ પ્રમાણે ગીયો હશે. કયાં તેની મને ખબર નથી!"

"ઓલ રાઇટ! ત્યારે હું હવે રજા લઉંછ! ગુડનાઇટ!"

"ગુડ—નાઇટ!"

સોહરાબ ફીરોઝથી છુટો પડી હૉટલ ડાગ્ડમમાં પાછો ફર્યો ત્યારે આલાં જાગતી બેઠી હતી!

"કેમ ડીયર હજી સુતી નહી?" તેને પુછ્યું.

ડીયર સુવે ક્યાંથી? ડીયરના પેટમાં એવો ધાર જેવો ધસકો પડયો હતો કે ઉંઘ તેણીની આંખમાંથી ઉડી ગઈ હતી.

"હું તમારીજ વાર જોતી'તી!" તેણીએ ફીકરમંદ ચેહેરે સોહરાબ ગમ નજર કરી કહયું. "કેમ શું કરી આયો? અદી મલ્યો?"

"નહી! તે તો મૉન્ટેકારલો છોડી ગીથોછ!"

આલાંનો અર્ધો અર્ધ ચીતાંનો બોજો આ સમજતાં ઉતરી ગયો. શંતોષનો એક ઉંડો શ્વાસ તેણીએ ખેંચ્યો.

"કયારે?"

"આજે રાતેજ!"

"કયાં ગીયો?"

"તે કંઈ ખબર નથી!"

"ફીરોઝને કહયું હશેની?" આલાંએ પુછ્યું.

"નહી!" સોહરાબ બોલ્યો, "આલાં ડીયર, આય શું કહે તો'તો જો, હું વીસરી ગીયો. હા, કાલે આપણને ઑપેરામા જવાનું છે, આવશેની?"

"કયાં?

"રૅાયલ!"

"કોણની સાથ?"

"નવાબઝાદી શેહેરાં ને ફીરોઝની સાથ."

"હું નહિ આવશ!

"તને આવવુંજ પડશે!"

"મને નથી ગમતુ!"

"નેવર માઇન્ડ! હું પ્રોમીસ આપી આયોછ કે તને બી લાવશ, એટલે તાહરે આવવુંજ પડશે. બીચારા ફીરોઝે ખતી ખતીને તને બી લાવવા કહયુંછ. આપણે માટે સપેશયલી બોક્ષ' રીઝરવ કરાવેલો છે!

"પણ માહરી મરજી નથી!" આલાં બોલી. "તું જજે!"

"હું વચન આપી ચુકોછ એટલે તને આવવુંજ પડશે.!" સોહરાબ જરા ચીરડાઈ બોલ્યો; ને તેનો મીજાજ ચસકતો જોઈ આલાં કાંઇ વધું બોલી નહિ. તેણીના પેટમાં પાછો ધાસ્તીનો ધસકો પડયો.

તે આખી રાત સોહરાબે પોતાના બીછાના પર જાગીને કાઢી. તેને ઉંઘ મુદ્દલજ આવી નહિ. પેલી નેકલેસની ચોરી સંબંધી વિચારોથી તેનું મગજ ચવાઈ ખવાઇ ગયું. તેનું દેમાગ બધું ધગધગીને ધમધમી આવ્યું. છેક પાછલો પોહોર થવા આવતાં વીચારોના જબરા ઘસારાથી તેના મગજને ઠાક ચઢી, અને તેની આંખ જરા લાગી. તે ઉંઘમાં પડયો. પણ તે ઉંઘ બીલકુલ શાંતી વગરની હતી.

# પ્રકરણ ૪૮ મું.

## નવો દાવપેચ.

મૉન્ટેકારલોની કેસીનો ઠીએતરનું આલીશાન બાદશાહી મકાન ઉલટ-બંદ તમાશગીરોની ભારે ઠઠથી તમામ ચીકાર ભરાઇ ગયું હતું. આખા યુરોપની બત્રીશીએ ચધી રહેલો એક ઘણોજ સુંદર ઑપેરા આજે ત્યાં સ્ટેજ થનાર હતો; અને 'કવીન ઓફ બ્યુટી'ની પોતાની અનુંપમ ખુબસુરતીને લીધે વાજબી ઉપમા પામેલી એક ઘણીજ પ્રખ્યાત એક્ટ્રેસ આજે તે ઑપેરામાં પાર્ટ ભજવનાર હોવાથી, હાઉસ અસાધારન બમ-પર હતું.

સ્ટેજની બરાબર સાંમેજ પેહેલા મજલાની ગેલરીની ઉપર બૉક્ષી-સોની અલગાર હતી; અને તેમાં નંબર ત્રીજાવાલા બરોબર વચલાજ બોકસમાં નવાબઝાદી શેહેરાં તથા ફીરોઝ કાલાપેસી ખેલ શરૂ થવાની પંદર મીનીટ આગમચના આવી બેઠાં હતાં. આખાં ઑડીયંસની નજર ઠોડોવાર સુધી તેઓ પરજ ખેંચાઈ રહી. તેઓ પોતાનાંજ નેશનલ ડ્રેસમાં હોવાને લીધે આટલું બધું ખેચાન થયું હતું. શેહેરાં તરફ ચાલુ ઑપેરા-ગલાસીસો ઑરકેસત્રા તથા સ્ટોલસમાંથી ટીકાતા હતા; કારણ શેહેરાં કસબી સફેદ સાડીમાં કંઇ અજબ હદ સુધીની મનોહર અને મનહરણ દીસ્તી હતી; અને તેણીની તે ખુદરતી ખુબસુરતીમાં તેણીની ગોરી ગરદન આસ-પાસના એક હીરાના કીંમતી નેકલેસથી જ્યાદા વધારો થયો હતો. તે નેકલેસમાં જડેલા આબદાર મોટા સુંદર હીરાઓ ઇલેકત્રીક લાઇટના ઉજા-

શમાં ઝગઝગી રહી દીપી રહયા હતા, અને તેના પેહેરનાર પંખેરાંને પણ દીપાવી રહયા હતા.

પેહેલી ઘંટી ઠોકાવા છતાં આલાં તથા સોહરાબને ન આવેલાં જોઈ ફીરોઝ જરા ચીંતાતુર બન્યો હતો; અને ઘણીજ આતુર ચશમોએ બૉકસના બારણાં તરફ વારંવાર જોતો હતો. તે ઇતેજારીમાં પડયો. રખે તેઓ નહી આવે, ને હાથમાં આવેલી બાજી પાછી બગડે!

બીજી ઘંટી પડી; અને તેના અવાજનો ગનગનાત નાબુદ થતાંની સાથજ બૉકસનો દરવાજો ખુલ્યો; અને દરવાજા પર નાંખેલી મખમલની ભારે ઝાલર ખીસાડી સોહરાબ તથા આલાં અંદર આવ્યાં.

ફીરોઝ, શેહેરાંએ તેઓને ઘણાંજ હેત અને કદરથી આવકાર આપ્યો. ફીરોઝ સાથ હાથ હલાવી, સોહરાબે શેહેરાં તરફ શેકહેન્ડ માટે હાથ લંબાવ્યો, તેજ વખતે તેની નજર પેલા નેકલેસ પર પડી; કે તુરત શેકહેન્ડ કરવાનું બી એ ઘડી ભાનભુલો બની જઇ, સોહરાબ વીસરી ગયો; અને નીકળી પડતે ડોળે ટગર ટગર તે નેકલેસને જોવા પડયો. તેની અજાયબી માઇસમાઇ ગઈ નહી. શેહેરાંને શેકહેન્ડ કરી તે એક ખુરશી પર ગોથવાયો, અને આલાં ગમ નજર કરી.

આલાંની નજર પણ નેકલેસ પર શેહેરાં સાથ હસ્ત મીલાપ કરતી વખત ખેંચાઇ; અને તેજ પળે તે ધાસ્તીથી મોહોત જેવી ફીકકી મારી ગઈ. ગભરાત તેણીની આંખમાં સ્પષ્ટ તે વેલા જોઇ શકાતો હતો. તેણીનું તનબદન ધાસ્તીને મારે ધ્રુજી રહયું હતું, શેહેરાંએ પુછેલી ખેર આફયતનો જવાબ બી અલઇટપ્પે આપી તે એક ખુરશી પર ધબ દેતી કે બેસી પડી. તેણીએ સોહરાબ ગમ જોયું; સોહરાબે પણ તેણી તરફ તેજ વખતે નજર કરી; અને તેણીના બદનમાં મચી રહેલું ગભરાતનું તુફાણ તેને તુરતજ તેણીની ફગલાઈ ધાસ્તી ખાઈ ગયલી ચશમોમાંથી વાંચી લીધું.

પડદો ઊંચકાયો, પણ સોહરાબે નાટક જોવાને બદલે શેહેરાંની ગોરી ગરદન ઉપર બીરાજેલા પેલા નેકલેસને જોવાનું જારી રાખ્યું.

"ખચ્ચીતજ, તેને વમાસ્યું; એટલા બધા એક સરખા બે નેકલેસ તો દુન્યામાં હસતી ધરાવતા હોયજ નહી! તે ત્યારે તેજ નેકલેસ હતા કે જે એકવાર તેના પોતાના હાથમાં મલાદમાં હતો, તે તેજ નેકલેસ હતો કે જે એકવાર આલાંની ગરદન ઉપર બીરાજતો હતો, આલાંની મતા-મીલકત હતી. ત્યારે તે શેહેરાંની પાસે આવ્યો કયાંથી?

તેને ફીરોઝ ગમ નજર કરી, તો ફીરોઝને પોતાની મોહોરદાર ગમ ટગર ટગર કંઇ જાણવા ઇચ્છતી ચશમોએ જોતાં જોયો; અને તેજ વખતે ગઇ રાતે ફીરોઝે તેણીને ઑપેરામાં લાવવાનું કેવું દાબીને—ખતી ખતીને ઇજન કર્યું હતું તેની યાદ થઈ અને તેની પોણી ખાત્રી થઇ કે શેહેરાંએ હમના પેહેરેલો નેકલેસ અસલ આલાંવાલોજ હતો!

પેહેલો એકટ પુરો થયો; તેજ વખતે એક નોકર એક ત્રેમાં કાર્ડ લઇ બૉકસમાં આવ્યો, અને ફીરોઝ હજુર તે કાર્ડ ધર્યો. ફીરોઝે ઉપરનું નામ વાંચી તે શખશને અંદર લાવવાનો હુકમ તે નોકરને કર્યો અને બીજીજ પળે સરદાર અરદેસર મેહેતા ત્યાં હસ્તો હસ્તો આવી પુગો!

સોહરાબ એ ઘડી તેને પેહેલે ઓલખી પણ શકયો નહી; કારણ તે ગઈ કાલે કંગાલ ચીંઠડે હાલ કપડામાં સજ થયલો હતો. જ્યારે આજે તેના દીલમાંનો ડ્રેસ કીંમથી અને લેટેસ્ટ ફેશનનો ટીપ–ટૉપ હતો. પોતાની દાઢી તેને કલીન સેવ કરાવી હતી; બાલો આર્ટીસ્ટીકલી કપાવ્યા હતા; અને ફાંકડો ભીંગ્યો સેંટો વચમાંથી કાઢ્યો હતો; દીલમાં મોંઘામાંનો ઇંગલીશ શુટ ઘાલ્યો હતો. તથા પગમાં ઘણાંજ ફાંકડા બુટની નવીજ જોડી તેને પેહેડી હતી. ગઇ કાલે તેને હાલ હવાલ અવતારે ને તે બી વળી ઠોડો વારજ જોવાથી તેનો હાલનો ફેરવાયલો અવતાર જોઇ સોહરાબ તેને પ્રથમમાં તો પીછાની પણ શકયો નહી.

તે હસ્તો હસ્તો અંદર આવ્યો; અને ફીરોઝને ચાંપીને શેકહેન્ડ કરી; અને સોહરાબ તરફ ફર્યો; સોહરાબે પણ તેને ચાંપીને શેકહેન્ડ કરી, કે તે આલાંગમ ફર્યો. આલાં તો તેને જોતાંજ ધાસ્તીને મારે ફાટીજ ગઇ. તેનો ચેહેરો જર્દ મારી ગયો; હદબાહર ગભરાતને મારે તેણીને ચકકર આવવા લાગા; તેણીએ શેકહેન્ડ માટે હાથ લાંબો કયો પણ તે પાંદડાં પેરે ધ્રુજતો હતો; એમ સોહરાબ જે એક ચી-તે તેણી તરફ કયારનો ટીકતો હતો તેને સ્પષ્ટ જોયું.

"અલો! તું અનધાર્યો અહીં?" ફીરોઝે પુછ્યુ.

"હા! નાઇસમાં મને કંઈ શોહવાયું નહી તે પાછો ત્યાંથી ચાલી આયો. હૉટલમાંથી મને ખબર મલી કે તમે અહીં આયાંછ તે અહીં આયો. !" અદી બોલ્યો.

"ઠીક કીધું!" ફીરોઝે કહયું, "કેમ બધું નાણું તાહરૂં ઠીકઠાક કીધું?"

"હા! આજેજ નાઇસની ફ્રેંચ બેંકની શાખામાં મુકયું!" અદી એક ખુરશી પર બેસતાં બોલ્યો, જે ખુરશી આલાંની બરાબર સામેનીજ

હતી, "માહરા કીસમતની અજાયબીઓ ગોયા જાણે ગઈ કાલની બપોરથી શરૂ થઇછે. ગઈ કાલે બપોરના અનધાર્યા મીસીસ દલ્લાલ મલ્યાં, ને તેવણુની મદદની બરકતથી કેસીનોમાંથી સારો જેવો હાથ માર્યો ને વરી ખુશ નસીબે તમે લોક બી બધા મલ્યાં; વરી આજે બપોરે ફ્રેંચ બેંકમાં ગયલો ત્યાં શું ધારોછ મને કોણ મલ્યું ?"

"કોણ?" સોહરાબે પુછયું.

"ફ્રેની!"

"ફ્રેની!" આલાં ગભરાતને મારે ઝબકી ઉઠી બોલી.

"હા! માહરી બેહેન ફ્રેની?" આલાં સામેજ નજર રાખી અદી બોલ્યો, "એ જે કુટુંબમાં ગવરનેસ તરીકે રહીછ તે કુટુંબ કોન્ટીનંટની મુસાફરીએ નીકલ્યુંછ ને સાથે એ બી આવીછ. ગઈ કાલેજ તેઓ નાઇસ આવી પુગાં ને આવતી કાલે હંઈ આવનાર છે."

આલાં પેહેલાથાંને હવે વધારે સુફેદ મારી ગઈ; અને ધાસ્તીઓના ધસારાને મારે ઓય તેણી સુધ્ધી ખોહી બેશુદ્ધ બની ખુરશી પરથી ઉખલાઇ જશે એમ તેણીને લાગયું; પણ તેણી જીવ પર જોરાવરી કરી, હીંમત રાખી, ખુરશીના હાથા જોરથી પકડી રાખી ટટાર બેસી રહી સોહરાબે એ સઘલો વખત તેણી તરફ ચાલુ નજર રાખી હતી; અને તેણીના ચેહેરા પર થયલા ફેરફારો બારીકાઇથી જોયા હતા.

"આલાંમાય, હું કાલે બપોરે તમારૂં પેલું માંગતું મોટા ઉપકાર સહીત ભરી જવાની રજા લેવશ?" તેને માંગી લીધું.

"ક-ક-કંઇ નં—નહિ! ગમે ત્યારે!!" આલાં ધ્રુજતા સાદે જેમતેમ બોલી.

"મને બી મલતો જજે, અદી," સોહરાબ બોલ્યો, "માહરે તાહરી સાથ કંઇ અગતની વાત કરવી છે."

"ઠીક!" અદી બોલ્યો; અને પછી શેહેરાં સાથ વાટ કરવા પડયો આ વખતે તેની નજર પેલા નેકલેશ પર પડી; અને તે પણ બે પળ અચરતીને મારે દીગમુઢ બની ગયો. તેને શેહેરાં પર ને શેહેરાં પરથી આલાં પર વારંવાર અજાયબીથી પુર ચશમો ફેંકી. સોહરાબ જે નાટક જરા બી જોવાને બદલે, એક ચી-તે પોતાની ધણીઆણીને, ફીરોઝને તથા અદીને જોતો બેઠો હતો; તે અદીની અજાયબી નીરખી વધું ખાત્રીપુરવક થયો કે તે નેકલેસ આલાંનોજ અસલ હતો. પણ ત્યારે તે તેની પાસ આવ્યો કયાંથી ?

અંતે તે એ અંકી ઑપેરા પુરો થયો ને તેઓ છુટાં પડયાં. સોહરાબ આલાંને લઈ પોતાના હૉટલ પર આવ્યો, અને પોતાના રાખેલા રૂમમાં જતાંજ એક ખુરશી પર બેસવાની આલાંને ઇશારતથી ફરમાશ કરી. તેણી બેઠી.

"આલાં, એ તાહરો નેકલેસ શેહેરાં પાસ કયાંથી આયો?" તેને સીધોજ સવાળ કર્યો.

"હું નહી જાણુતી!" આલાંએ તુરતજ રોકડો જવાબ આપ્યો.

"શુંઉઉ? તું નથી જાણુતી," સોહરાબ છેડાયો, "હું કહુંછ કે તું જાણેછ. એકદમ મને કહે કે એ તેણી પાસ કેમ ને કયાંથી આગ્યો?"

"હું નથી કહેવાની?" આલાં ટડડાઇ.

"તને કહેવુંજ પડશે!" સોહરાબે ડોલા કકડાવી બાંગ મારી. આલાં ઠઠરી ગઇ. પણ માત્ર એજ પળ ત્રીજીજ પળે તેણીને કંઇ વિચાર એકાએક સુઝયો. તેણી ખુરશી પરથી ઉઠી ઉભી થઇ અને ઘણાંજ મકકમ સાદે બોલી, "સોહરાબ, એ માહરી પાસથી બીજી વખત ચોરાઈ ગયો હતો; હું હૉલમાંથી ફ્રેની સાથ રીકઝીક કરી પાછી આવવા નીકલીતી ત્યારે! પણ એ ખબર મેં કોઇને કેહેવાની હીંમત કરી નહી; કારણ કે પેહેલી વખતની એ ખબરે જે ભયંકાર પરીણામ નીપજાવ્યું હતું તેથી હું ડરી ગયલી છું. બીજી વખત પણ ખુદાની કરમો બક્ષેશથી ચોર પકડાયોછ, ને તે ચોર કાઉબા—ફીરોઝ છે!"

---

## પ્રકરણ ૪૯ મું

---

### "ખરૂં બોલ, ખુદા ખાતર ખરૂં બોલ!"

ઐયારી આલાંએ હજી પોતાના મકકર મુકયાં નહી; હજી પોતાની દગાબાઝી છોડી નહિ; પોતાના પાપી પ્રપંચોમાં આટલી હદે પકડાવા, સપડાવા છતાં, તેમાંથી છટકવા ખાતર નવાં પ્રપંચો રચવાં તે દગાબાઝ દદાએ ચાલુજ રાખ્યાં!

સોહરાબે તેણીનો ખુલાશો સમજી કઈ ઉત્તર ઠોડો વાર સુધી વાલ્યો નહી; તે તેણીને એકકી ટગરે ટીકતો તેણીની સાંમે ઉભો. આલાંએ દમપર સુમાર રાખી હીંમતથી કેટલો વાર સુધી પોતાની આંખોને તેની આંખો

સાથ મલવા દીધી, પણ અંતે તેણીના પાપી હૈદાંના દુ:ખે તેણીને આજેજ કરી મેલી. તેણીએ પોતાની ચશમોં નીચે કરી દીધી, ફેરવી લીધી.

"તું જુઠું બોલેછ!" ઘણુંજ કરદા સાદે સોહરાબ બોલ્યો, "તું સદંતર જુઠું બોલેછ. ગઇ કાલેજ મેં તને નેકલેસ ડીનર પર પેહરી આવવા કહ્યું—"

"તે વખત બીહીને મેં એ ખરો ખુલાશો નહી કીધો!" આલાં બોલી.

"પણ તને બીહીવાનું શું કારણ હતું?"

"હું તે સમજી નહી શકતી- પણ પેલી ના પસંદ વાત હું પાછી ઉભી કરવા નહી માગતી'તી!" આલાંએ બચાવ કર્યો.

પાછી તેઓ વચ્ચે ચુપકીદી ફેલાઇ. સોહરાબ તે રૂમમા એક ધીમી લટાર મારી આવી પાછો આલાંની સાંમે ઉભો. તેનો ચેહેરો સદંતર કરદો બની ગયો હતો.

"વાત માહરા માનવામાં નથી આવતી!"

"સબબ?"

"ફીરોઝ જેવો એવું કામ કરે એ બનવા જોગ નથી," તે બોલ્યો, "આલાં, મને ખરૂં કહે?"

"મેં ખરૂં કહયુંછ. ફીરોઝજ એ નેકલેસ માહરી પાસથી ચોરી ગીયોછ!"

"તો પછી એ નેકલેસને જોઈ તું મોહોત જેવી ફીકકી કાંય મારી ગઇ?"

"ફીકકું શાનું મારી જાય? એ તો શેહેરાંને એમ છડે ચોક પેહેરી બેઠેલી જોઇ હું અચરત થઇ?" આલાં બોલી.

"નોનસનસ! મેં માઇન્યુટલી મારક કીધુંછ કે તું કંઈ છુપી ધાસ્તીને મારે ફગલાઈ ગઇ, ફીકકી ફચ મારી ગઇ!" સોહરાબ ભાર મુકી બોલ્યો.

"કમલાની આંખે બધુ પીલુંજ દેખાયછ!" આલાં બોલી.

"એટલે? વૉટ ડુ યું મીન?"

"એટલે એજ કે તુંને માહરામાં વીશવાશ વધુ વાર રહયો નથી!" આલાં ચીલ્લાઇ.

"ને તે માટે તું તને પોતાનેજ આભારી છે! તાહરી જુઠી વાતોથીજ માહરો વીશવાશ તાહરા પરથી ઉઠી ગીયોછ!"

"શેમ! તાહરે એમ બોલતાં બી શરમાવું જોઇએ—લજવાવું જોઇએ!" આલાં ખીજવાઇ બબાલી.

"આલાં! આલાં!! તું મને બનાવવાજ બેઠીછ—ચીડાવવાજ બેઠીછ!" સોહરાબ કરગરી બોલ્યો, "ખુદા ખાતર ખરૂં બોલ! એ ફીરોઝને જોઈ તું વારંવાર ફીકકી કાંય પડી જાયછ?"

"મને એની ગંધ મુદલજ ગમતી નથી! મને એના જેવા એક નીચ નોકરડા સાથ ભેલાવા બીલકુલ ગમતુંજ નથી! એને જોતાંજ માહરા દીલમાં કંપારી છુટેછ!"

"કારણ?"

"હું એને ધીકકારૂંછ!"

"સબબ?"

"એ ચોર છે!"

"માઈ ગૉડ! શું ત્યારે તું નહીંજ ખરૂં બોલશે?" સોહરાબે વીનંતી કરી.

"પણ શું ખરૂં બોલું માહરૂં કપાલ!" આલાં તડડાઇ.

"મને કહે કે એ નેકલેસ એની પાસ કેમ ગીયો? કાંય ગીયો?"

"મેં એકથી અનેક વખત કહયું કેની કે એ ચોરી ગીયો, તફડાવી ગીયો, ઉંચકી ગીયો!" આલાં બોલી.

"એને ચોરી જવાનો મબબ શું? કારણ શું? એ પોતે લાખોનો ધણી છે, તો પછી એવો એક નેકલેસ ચોરવા જેવો અજીમ અપરાધ કરવાનું એને કારણ શું? અગર જો એ ચાહે તો એથી દશ ગણો સરસ ને કીંમતી નેકલેસ એ ખરીદી શકે એવી સારી હાલતમાં એ છે!"

આલાં લજવાબ ઉભી. સોહરાબની મુસ્તકીમ દલીલનો રદયો તે બી તેણી શું આપે?

પાછી તેઓ વચ્ચે જરાવાર ચુપકીદી ફેલાઇ. રૂમમાં બે ચાર આંટા મારી સોહરાબ પાછો તેણીની સાંમે આવી ઉભો.

"વારૂ, તું આજે અદીને જોઈ એટલી ફીકી કાંય બની ગઈ?"

"તે વળી કોણે કહયું?" આલાં તોરમાંજ બોલી.

"હું કહુંછ!" સોહરાબ ઉશકેરાઇ બોલ્યો, "મેં માહરી નજરે નજર જોયું કે તું તેને જોતાંજ એટલી ગભરાઇ ગઈ કે બેશુધ થઇ જતી જેમ તેમ અટકી."

"તું તદન જુઠું બોલેછ!" આલાં હવે કંઈજ બચાવની બારી નહી જોઈ તરીઆપાંવપર આવી ગઈ.

"તાહરા જીવને પુછ આલાં કે હું જુઠું બોલુંછ કે સાચ્ચુ" સોહરાબ તેણીને ખભાંમાંથી હીલવી બોલ્યો, "હજી બી મને બધું સાચ્ચું કહી દે. નહી તો કાલે હું ફીરોઝ આગલ બડી બામદાદમાં જવશ; કારણ એ નેકલેસના ભેદની માહીતી મેલવ્યા વગર મને ઘડી ભરનું ચેન પડવાનું નથી. માટે આલાં, હું તને વીનંતી કરૂંછ—આગ્રહ કરૂંછ—અરજ કરૂંછ કે બધું સાચ્ચે સાચ્ચું જે હોય તે મને કહી દે?"

"મેં તુંને બધું ખરૂંજ કહયુંછ!"

"બીલકુલ જુઠું!"

"નહી! સાચ્ચું!"

"આલાં, ખુદા ખાતર સાચ્ચું બોલ?"

"મેં તુંને સાચ્ચુંજ કહયુંછ!" આલાં બોલી.

"હું માનતો નથી!"

"શું તને તાહરી બૈરીમાં વીશવાશ નથી?"

"બીલકુલ નહી!" સોહરાબ ઉશકેરાઇને બોલ્યો, "તું ખરૂં કહી દે, નહી તો મને ફીરોઝ આગલ જવાની ફરજ પડશે!"

"તેમ કરી તું નાહક આપણો ફેસ્તો કરશે?" આલાં બોલી, "આપણા વચ્ચે ફાટફુટ પડીછ એવી ચાવાચીવી ઉભી કરશે!"

"તે માટે તું પોતેજ જોખમદાર છે!" સોહરાબ બોલ્યો.

"નહી તું છે, કારણ તુંજ એ ઘેડફજેટો ફીરોઝ આગલ જઈ ઉભો કરવા માંગેછ!" આલાં બોલી,

"આલાં, અગર જો તું સાચ્ચુંજ બોલી દય તો પછી કોઈ બી આગલ જવાનું મને કામ નથી!" સોહરાબે હજી બી સમજાવ્યું.

"મેં તો સાચ્ચુંજ કહયુંછ!"

"જો હજી બી માન. બહેરે ખુદા સાચ્ચું બોલ!" સોહરાબે અરજ કરી.

"મેં કહયુંછ તે ખરૂંજ છે. જો તે તું નહી માનતો હોય તો જા પછી તાહરે ગમે તે કર!" આલાંએ છેવટનો 'અલટીમેટમ' આપ્યો.

* * * * *

સોહરાબ બીજી સહવારે ઉંઘમાંથી જાગ્યો ત્યારે તેનું માથું કટકા થઈ જતું હતું. આખી રાત તેને જરા ઉંઘ નહી આવી હતી. છેક પાછલી રાત પડતાં તે જરા જુકૂણુમાં પડયો હતો. પેહેલી રાતના કલાકો તેને પોતાનાં બીછાનામાં ગજબનાક દારૂન વિચારોની દુઃખદાયક તાસવીસમાં કાઢ્યા હતા.

તે ઉઠી ઉભો થયો, અને બારી આગળ જઈ પરદો ખીસાડી બહાર ડોકાવ્યું. સહવાર કયારની પડી ગઇ હતી. સુરજના તાજગી અને હુંફ બક્ષનારા કીરણો તેના મુખ પર પડયાં. ઠંડા સીતલ પવનની મધુર લેહેકીથી તેના દુખતા દેમાગને જરા તાજગી મલી. તે થોડોવાર બારીએ હવા ધોરતો ઉભો. એ સઘલો વખત તેના મગજમાંથી ડોકા બંધ સેહેંકડો વિચારો પસાર થયા હતા; તેઓ એક ઘડી બી તેને શાંતી બક્ષી રાહત આપતા ન હતા.

ઘડીયાલમાં નવના ટકોરા પડવાનો અવાજ સમજી તે ચોંકયો; અને બારીએથી ખસી દાંતણ પાણી કરવા પડયો અને પછી તૈયાર થઈ આલાંના રૂમમા ગયો તો તેને મોટી અજાયબી વચ્ચે જોયું કે આલાં રૂમમાં ન હતી.

તુરતજ તેને ઘંટ વજાડી માણસને બોલાવ્યો ને તે સંબંધી પુછપરછ કરી તો તેની મોટી અજાયબી વચ્ચે તેને જાણ્યું કે આલાં અર્ધો કલાક અગાઉ તૈયાર થઈ હૉટલમાંથી બહાર ગઈ હતી.

આ ખબર સમજી તે ઘણો વીસમ્ય પામ્યો; ને તે નોકરને એક કોફીનું કપ લાવવા દોડાવ્યો; અને તે આવી પુગતાંજ જલદીથી ઓટી જઇ તે પણ હૉટલમાંથી બહાર પડયો.

ગરીબ બાપડો તે! એક દીગરને મન મનાવી પોતાની જીગર બનાવવા માટે હવે તે પશતાતો હતો. ફેની! તેની ખરી જીગર અગર જો તેની મોહોરદાર બની હતે તો તે આવું અનુભવતે કે? મીઠા ખવાસની તે રૂપસુંદરી તેની સાથ એબી દુઃખ ભરી રીતે વર્તતે કે? ફેની ઉપર ખરાં દીલથી ફીદા સોહરાબને હવે ખ્યાલ થતો હતો કે આલાં ઉપર નહી દીલ છતાં તેણીને વરવામાં તેને એક ગંભીર ભુલજ કરી હતી, કે જે ઉતાવલી ભુલનું પરીણામ આજે તે સેહેવતો હતો.

# પ્રકરણ ૫૦ મું.

---

## "કબુલ કર—યા મર!"

આલાંએ પણ આખી રાત મનમગજની તેવીજ સીતમનાક તાસવી-સમાં સબરીને ગુજારી હતી. ઉંઘ તેણીના આંખમાંથી સદંતબડી ઉડી ગઈ હતી. મનની શાંતી તમામ નાબુદ થઇ ગઇ હતી. છેલ્લા ત્રણ દહાડા થયા જે ઉપરાસાપરી ફટકાઓ તેણી ઉપર આવી પડયા તેથી તેણી સર બ સર બેબાખરી પડી ગઇ. આવશે ત્યારે આફતો એમ ઝુરાબંધ સામતીજ આવશે એવી તેણીએ વકકી રાખી ન હતી. આવી બલાઓ આજે નહી તો વરસો પછી પણ કોઇ દહાડો બી આવી તો પડશેજ એવી તેણીની પકકી ખાત્રી હતી, અને તેવી વખતે તે બલાગતોને કુનેહથી પુગી વલવાને તેણીએ પુરતી તૈયારીઓ કરી રાખી હતી, અને કહેવાની જરૂર નથી કે જો આ બધી આફતો છુંટી છુંટી તેણી પર આવી પડી હતે તો તેણી પોતાનાં ચરત અને મકકરથી તેઓને સફાઇથી અને સીફદુર કરી બેસતે! પણ ઇનશાન ધારેછે શું ને ખુદા કરેછે શું?

હજી તો તેણીની મનની મુરાદને ભારે દગાબાઝીથી પાર પડવાને પુરા પાધરા ત્રણ મહીના થયા હતા નહી ને તેટલાંજ તેણીના કીધા કર્તુંકોની શીક્ષાઓ તેણીને મલવી ગૈબી શરૂ થઈ. કરમ સંજોગે ફીરોઝ અને અદી સામતાજ તેણી પર ઉલટી આવ્યા; અને તેણી ઘેરાઇ ગઈ.

હવે શું કરવું તે તેણીને સમજ પડયું કે સુઝયું નહી. સોહરાબને મનાવવાની દરેક બનતી તજવીજો વાપરી જોતાં આપણે તેણીને છેલ્લા પ્રકરણમાં જોઈ આવ્યા છીએ; પણ સોહરાબ એકનો બે થયો નહી, સમજયોજ નહી. તેના મનની સમાધાનીજ થઈ નહી, તેના દીલમાં પેઠેલો ખતરો દુર થયોજ નહી. અને સહવારે તો તે હવે એ વાતની પકકી પતીજ મેલવવા ફીરોઝ આગલ તેના હાટલમાં જનાર હતો, એટલે તો બસ આલાંએ વિચાર્યું કે તેણીનું આવીજ બન્યું હતું. ફીરોઝ પોતાનું વચન તોડી સઘલુ ખરૂં કહી દેશે, સત્ય પ્રગટી નીકલશે, અને તેણીની સઘલી દારૂન દગાબાઝીઓ ને શયતાનયત ઠાગો ઉઘાડો પડી જશે! ને તે જાણતાં સોહરાબ તો શુંનું શું કરી બેસશે? સોહરાબને સર્વ થાંને પોતાની આબરૂ વધારે પ્રીય હતી એમ આલાં સારી રવેસે જાણીતી ને માનતી હોવાથી તેણી વધારે ડર ખાઇ ગઇ—હેબતાઇ ગઇ!! સોહરાબ પોતાને એમ સાબુર

વેચાયલો જોઇ; આલાંના હાથ ઉપર થગાયલો, ભોલવાયલો જોઇ; તથા એક ચોર ઓરત સાથ–બબ્બે મરતબાની ચોર બનેલી ઓરત સાથ પોતાને સરયામ ઠાગાથી શેહાદીના ગાંઠથી જોડાયલો જોઈ તે કેવો ગુસ્સાથી. હદબાહ-રના ક્રોધથી હાવરો બાહવરો, દીવાના જેવો બની જશે!!

આલાં, નીકળી પડતા ફાટે ફાટે ડોળે, ને વિચારોથી ધમધમીને ધગધગી રહેલાં મગજે ઉપલો ગજબનાક ખ્યાલ વમાસતી સીંલીગને ટીકતી પોતાના બીછાનામાં તદન સજાગૃત કલાકો વેર પડી રહી.

સહવારના તો સોહરાબ ફીરોઝ આગળ જશે, સઘલું પાદેફરા થઇ જશે, તેણીની સદાની સત્યાનાશીનું સીલ તે મુલાકાતના સાથ મંડાઈ, મરાઇ જશે!!

શું તેમાંથી છટકાનો ઇલાજ નથી–ઉપાય નથી?

તેણીએ હજી બી આવા કટોકટ આઇન વખતે પણ માહામુશકેલીએ પોતાના મનને જરા શાંત પાડી પોતાના પાપી અંતકરણને સવાલ કર્યો; અને તેવો કંઈ ઇલાજ જો હોય તો–દર્યાફ્ત કરી, ગમે તે ભોગે પણ તે અજમાવવાનો તેણીએ મોહકમ ઠરાવ કર્યો!

નવ્વાણું તાંહાં ભર્યાં સો! તેણીએ આટલા આટલા પ્રપંચો વગર ડરવે ધ્રુજવે કર્યાં હતા તો કાંય નહી તે ઢાંકવા એક ઓર બી, તે છુપાવવા, પોતાની સલામતી જાલવવા એક વધું બી!

પ્રપંચી પાપીઓનો હંમેશ એજ હાલ થાય છે. એક પાપ કરી, તે છુપા-વવા બીજું, બીજું છુપાવવા ત્રીજું, ત્રીજું છુપાવવા ચોહું, એમ એક પછી અનેક અસંખ્ય પાપો આગલાંઓને ધાંકવાની મીઠયા ઉમીદમા આંખ વીંચીને કર્યાજ જાય છે, અને તેમ કરી ખુવાહરીના ગાર તરફ વધું ને વધું ઘસ્યાજ જાય છે; અને અફસોસ, જેમ દુન્યાનો છેડોજ નથી તેમ તેઓના પાપી કર્મોનો પણ અંતજ આવતો નથી.

તેણી વિચારમાં પડી; અને તે વિચારમાંને વિચારમાં અંતે સહવાર પડી. સુરજના તેજસ્વી કીરણો તેણીના રૂમની ઉંઘાડીજ રહેલ્રી બારીમાંથી પોતાનો પ્રકાશ ફેંકતાં અંદર આવી તેણીના મુખ ઉપર પડયાં, અને તેણી બીછાનામાંથી ઝબકી ઉથી ઉભી થઇ, હાથ મોહું ધોઇ, દાતણ પાણી કરી તૈયાર થવા લાગી.

ડ્રેસ કરી તેણી હલવે હલવે પોતાના પતીના રૂમમાં દાખલ થઇ, અને પોતાના શુંની ટો ઉપર ચાલતી તેના બીછાના આગલ ગઈ અને તે સુતો

હતો, ઉંઘમાં હતો એવી ખાત્રી કરી, તેણી એક ત્રંક આગલ ગઈ, અને તે જરા પણ ખખડાત કર્યા વગર ઉંઘાડી; અને અંદર જરાવાર કંઈ શોધવાના ફાંફાં મારી તે પાછી બંધ કરી દીધી. પછી બીજી ત્રંક ખોલી અને અંદર બહુંજ સાવચેતીથી તંતોસવા માંડયું. એક ધીમું હસવું તેણીના મોંહ પર પ્રગટી રહયું. અને બીજીજ પળે એક ન્હાનો કેસ તેણીએ બહાર કાઢ્યો; અને ત્રંક ધાંકી દઇ, પોતાના રૂમમાં દોડી!

પોતાના રૂમમાં પોહોંચતાંજ તેણીએ અંદરથી બારણું બંધ કર્યું; અને પછી તે કેસ ખોલ્યો; અને અંદરથી એક ડબલ બારની ન્હાની રમકડાં જેવી રીવોલવર કાધી, તેની ચેમબરસો ભરેલી હતી કે નહિ તે તેણીએ ખુબ સંભાલથી તપાસી. તે ભરેલી હતી. તેણીએ તે ન્હાની રીવોલવર બહુંજ સાવચેતીથી પોતાની પૈસા રાખવાની ફુલટી મોટી હેન્ડ પસમા મુકી. પેલો કેસ પાછો બંધ કર્યો; અને પોતાની એક ત્રંકમાં તે આલાંએ સંતાડી દીધો. તે પછી તે રીવોલવર સાથની પર્સ લઈ તેણી પાછી પોતાની ભરથારના રૂમે તરફ ગઈ અને તે હજી સુતો હતો કે નહી તેની તપાસ કરી; અને પછી તેણી ધીમેથી બારણું ખોલી બહાર પડી.

* * * * *

ફીરોઝ કોફીનુ કપ સીપ કરતો પોતાના હૉટલના રૂમમાં બેઠો હતો; તે એકાએક ચમકી ઉઠી ઉભો થયો; કારણ આલાં ચેટાવ્યા પુછાવ્યા, યા નોકર પાસ કહેવડાવ્યા વગર એકદમ સરભોગ અંદર ધસી આવી, ને અજાયબીથી ચમકી ખડા થઈ ઉભેલા ફીરોઝની સામે એક ખુરશી પર ગોઠવાઇ; અને તેને (ફીરોઝને) માટે પડેલું, અર્ધું પીધેલું કૉફીનું કપ તેણી એક શ્વાસે ગટાવી ગઇ! પછી મોઢું લુંછી તેણીએ છેડાયલી વાઘણની અદાથી રાતી ભુંદ ચશમોએ ફીરોઝ ગમ જોયું.

"કેમ? એટલાં જલદી કંઈ તમે આજે અહી પધારયાં?" ફીરોઝે હસી સવાલ કીધો; અને પાછો પોતાની ખુરશી પર ધીરેથી બેઠો.

"ફીરોઝશાહ શેઠ, તેનું કારણ તમે છો!" આલાં ક્રોધથી વાલેલી મુથ્થીઓ ને પીસેલા દાંત્યાંઓ સાથ ચીચવાયલા સાદે બોલી, "તમે એક ગ્રહસ્થ તરીકે મને આપેલા પવીત્ર વચનનો ભંગ કીધોછ. તમારા બેહેશતી બાપના નામના પાક કોલનું તમે ઉલંઘન કીધુંછ!"

"બીલકુલ નહી! માહરાં વચનને હું અક્ષરે અક્ષર વલગી રહયો છું," ફીરોઝ હલવેથી બોલ્યો, "મેં વચનના એક બોલનો પણ ભંગ કર્યો નથી!"

"શેમ! તમે જાુઠુ બોલોછ?" આલાંએ છેડાયલા સર્પની અદાથી સનસનાત કર્યો.

"નહી મીસીસ દલાલ, તમે મને ગેરઇનશાફ કરોછ!" ઘણોજ ઠંડે પેટે ફીરોઝ બોલ્યો.

"તમે પેલો નેકલેસ શેહેરાંને શું કામ આપ્યો? કાંય આપ્યો!"

"કાંય આપ્યો? એટલે? એ અસલ એનો ઉતો તેથી મેં એને પાછો આપ્યો!"

"શું કામ?"

"પેહેડવા!"

"નહિ મને ફસાવવા!" આલાં બોલી.

"એઅદબી માફ છે, પણ જો તમો એમ ધારતાં હોવ તો એમ!"

"ઓ બેવચની, તમે તેમ કરી તમારા મુવા બાપના નામનું કસમ વેચયુંછ!"

"નહિ જરા બી નહીં! મેં શેહેરાંને એ નેકલેસ ગઇ સાંજે આપ્યો ને ઑપેરામાં તે પેહરી આવવા કહયું એ ખરૂં, પણ તેની આગલી તવારીખ માટે તથા હાલમાં તે માહરા હાથમાં કેમ આવ્યો તે સંબંધી મેં એક હરફ પણ એની આગલ કાઢયો નથી!" ફીરોઝે ખુલાસો કર્યો, ને વાંચનારા સાહેબોને અત્રે જણાવવાની જરૂર છે કે તે ખુલાસો બીલકુલ સાચ્ચોજ હતો.

"માહરી સામે અદીને પણ તમે હુલકાવી મુકયોછ, એમ તેના ગઇ રાતના આવભાવ ઉપરથી હું જોઇ શકીય?" આલાં ચીલ્લાઇ.

"ખુદા સાહેદ છે કે માહરો તેમા હાથ નથી! અદીની સુધ્ધ રહી રહીને છેક અગ્યારમે કલાકે હવે ઉઘડી છે. ધીરજથી વિચાર કરતાં તેને હવે ખરી વાતનો ખ્યાલ ખુદરતી થયો છે; તે દહાડની બપોરની તમારી એણે ૧૧૦૦ લુઇ આપી મૉન્ટેકારલોમાંથી ખરતો કરી નાંખવાની નાદાન્યત ભરી ગફલતીએ એને તે ખ્યાલમાં ટેકો આપ્યો છે!"

આલાંએ પોતાના હાથ જોરમાં કરડયા;

"પણ બધું હજી તમારા હાથમાં છે! હજી મોડું થયું નથી! જો તમો ચાહો તો હજી બી મને બચાવી શકો એમ છે!!" આલાંએ સુંચવ્યું.

"આલાંમાય, માહરૂં વચન હું તોડશ નહીં, એ ખાત્રી અસાર અગાઉની મેં તમને એકથી અનેક વાર આપી છે, ને આજે ફરીથી પણ

આપું છું; પણ તે સીવાય હું તમને મદદ કરવા માહરા હાથની છેલ્લી આંગલી પણ ઉચકીશ નહી, હું તમને ફરીથી કહું છું ને ચેતાઉં છુ કે કોઇ બી આડકત્રી રીતે હું તમારી પર વેર લેવા ચુકશ નહી!"

"જો જો પસતાશો!" આલાં તેને નહી સમઝતો જોઈ ધમકી આપતાં બોલી.

"મને પરવાહ નથી!"

"ફીરોઝશાહ, હું જીવ પર આવી ગયલી છું; ને શુંનું શું કરી બેસશ. માટે હું તમને ચેતાઉંછ, સલાહ આપુંછ કે મને બચાવો. માહરો સોહરાબ પેલો નેકલેસ તમારા હાથમા કેમ ને કયાંથી આવ્યો તે સંબંધી પુછપરછ કરતો હમનાં આવી ચઘશે!" આલાં ઉશકેરાઈ જઇ બોલી.

"હં! ત્યારે તેવણે તે નેકલેસ ગઇ રાતે દીઠો કે?" ફીરોઝે એનકો કરી અંજાણી અમ્મા બની પુછ્યું.

"હા જોયો! તમે માંડેલાં છટકામાં તે સપડાયો!"

"નહી એમ કહો કે તમે સપડાયા!" ફીરોઝે ભુલ ભાંજી.

"બસ બસ મને વધું ના છેડો!"

"તમારી ધાંધલ ધરપચ છોડી દો! તમે જો કંઇ નવો દગો માહરી સાથ રમવા આવ્યાં હોવ તો હવે ખાંડ ખાવછ! જાવ, માહરી આગળથી તમારૂં કારૂં કરો. સોહરાબ આવશે તો સાફ સાફ હું કહીશ કે તે નેકલેસ તેજ છે કે જે એકવાર અસલ તમારી મતા હતી, અને તમે મને આપ્યો છે; પણ તેની કંઈ પણ વધું વીગત આપવાથી માહરા વચનના સબબ સર હું પરહેજ રહીશ!" ફીરોઝ ઉઠી ઉભો થઈ એટલું ગુસ્સાથી બોલ્યો, અને ટેબલ પર પડેલો ચંગ વગાડી, નોકરને બોલાવી આલાંને બાહર મુંકી આવવાનો ઓર્ડર કરવા ગયો, પણ આલાં તેની મતલબ પામી ગઇ, તેણીએ તુરતજ તેને તેમ કરતાં અટકાવ્યો; અને તેની સામે પેલી બે બારની રીવોલપર કાઘી ધરી. તે જીવલેન આગયાબતાલને તેણીના હાથમાં જાઇ, તથા તેણીનો મકકમ ઠરાવભર્યો ચેહેરો નીરખી, અને તેણીના આંખમાં વરસી રહેલો ગુસ્સાનો આતસ નીહાલી, બે ઘડી ફીરોઝ સ્તબધ બની ગયો!

"ખબરદાર!" તેણી રીવોલવર તેની સાંમે ટાંકી રાખી બોલી, "મને છેડશો ના! હું જીવપર આવી ગયલી છું. ફીરોઝશાહ, જો માહરા ફરમાવવા મુજબ તમે નહી કરશો, માહરી મતલબ રાખવાનું વચન જો

એક ઘડી તમે નહી આપશો તો બીજીજ પલે હું તમારૂં ભેજું, ખાત્રીથી માથજો કે જરૂર ઉડારી મેલીશ!"

"તમે શું કહેવા ને કરાવવા માંગોછ?" ફીરોઝ તે ખુનપર ચઢેલી ખુબસુરત ગલાથી ડગમગી ડરી જઇ બોલ્યો.

"એજ કે સોહરાબ આવે તો તેને એ નેકલેસ તેજ છે કરી બેલાશક કહેજો, પણ મેં આપ્યોછ એમ કહેતાં ના!"

"તો શું કહું?"

"કંઇ બીજુ કહેજો!"

"શું?"

"મેં તો એને ગઇ રાતે એમ કહયુ કે તે નેકલેસ પાછો માહરી પાસથી ચોરાઇ ગયો હતો, ને તે ચોરનાર તમે હતા!"

"હેં!" ફીરોઝે ગુસ્સે થઇ બરાડ મારી. "એમ કહયું!"

"હા! ને તમે બી એ વાત ખરી તરીકે કબુલ કરજો!" આલાં બોલી.

"અરે વાહ! એ શું તમે નરમ ઘી જેવી વાત કરોછ? એ તમે શું બકોછ?"

"એજ કે તે નેકલેશના બીજી વારના ચોર તમે છો!" આલાં ઠંડે સાદે બોલી.

"ખામોશ! ઓ બેહયા ઓરત! ખામોશ!!" ફીરોઝ છેડાયો, "એ કદી બનનાર નથી!"

"એ બનવુંજ જોઇશે!"

"એટલે? તમે મને સાચ્ચું ખુલ્લું કરવાથી રોકનાર કોણ છો? હું તો જે ખરૂં છે તેજ કરીશ!"

"તે તમે કદી કરી શકશો નહી!" આલાં ઠડડાવનારા સાદે બખાલી, "જોવ, ફીરોઝશાહ વિચાર કરો–ખ્યાલ કરો! હું તમને કહી ચુકીછ ને ફરીથી કહુંછ કે હુ જીવ પર આવી ગયલી છું. અગર જો પ્રોમીશ નહી થશો તો તમે જ્યાં હાલ ઉભાછ ત્યાંજ જાનથી બેજાન બની મુરદું થઇ પડશો. હું ફરી એક વાર ચેતાવિછ કે હું જીવપર આવી ગયલી છું, ને ખુન કરવાથી બી હું અચકનાર કે અટકનાર નથી!" આલાં ઘણાંજ ઠરાવ ભરેલા સાદે બોલી. બસ! તે હવે જીવપર આવી ગઇ હતી!!

"ના અટક! ના અટક! ઓ દગાબાઝ ઓરત, ના અટક!! તાહરી એ માંગણીને કદી હું શરણ થનાર નથી. સત્ય હવે વધું વાર હું છુપાવનાર નથી!" ફીરોઝ મોહકમ અવાજે બોલ્યો.

"તો યાદ રાખો કે તમને હું જીવવા દેનાર બી નથી; સત્ય પુરવાર કરવા જીવતા રાખનાર બી નથી. હં! ખબરદાર, હુશીયાર, જો જરા બી તમારી જગોએથી તમે ખીસ્યાઉ તો હું તેજ ઘડીએ ફાયર કરશ!" આલાં પોતાની જગાએથી ફીરોઝને ખીસવાની ત્રાય કરતાં જોઈ તુરત બોલી. ફીરોઝની ખીસવાની મતલબ નેમ છટકાવી, ચુંકાવી, તેણીના હાથમાંથી પેલું જીવલેણ હથ્યાર પડાવી લેવાની હતી.

"તમારા પાપોના ભારામાં એક ઓર બી ઉમેરી લેવ; પણ યાદ રાખજો કે કર ને જો બધું અહીંનું અહીંજ છે!" ફીરોઝે કહયું.

"બસ ચુપ થઈ જાવ! વધું બકવા ના કરો! માહરી માંગણી કબુલ કરો, યા મરો!"

"તમારી માંગણી કબુલ કરૂં? નહીં, કદી નહી, હરગીઝ નહી, માહરા એક બદલ એક દજન જાન હોય, તો બી નહી!"

"તમને શું તમારા જાનની દરકાર નથી!" આલાંએ તેનો મોહકમ ઠરાવ જોઇ હયરત બની પુછયું.

"નહી! નથી. મને માહરા જાન કરતાં માહરાં મીત્રના છોકરાઓનું ઇમાન જીયાદા વાહાલું છે, કે જેઓના ઇમાન પર તાહરા કાળાં કરતુકથી એક સીહા કલંક લાગેલો છે, જે માહરા જાનના ભોગે બી ધોઇ નાખવા હુ આતુંર છેઉ!"

"શું તમે નહીજ સમઝતાં?" આલાંએ હજી તે પોતાની હઠ છોડશે એવા વિચારથી ફરી એકવાર પુછયું, "અને નહી સમજી, મને તમારા લોહીમાં હાથ તર કરવાની ફરજજ પાડોછ!"

"લે–લે–ઓ ઓરતના રૂપમાં શયતાનના અવતાર, તાહરી બધી ભયંકર દગાબાઝીઓના અપરાધમાં એક ખુનનો અપરાધનો પણ ઉમેરો કરી લે! નહી તો ખચ્ચીતજ તે તને શરમાવા જેવું લાગશે!" ફીરોઝ અનકો કરી બોલ્યાં.

"હું તમને વિચાર કરવાની હજી· ત્રણ મીનીટ આપુંછ," આલાં બોલી

"ત્રણની ત્રીસ મીનીટ આપ.યા ત્રીસ વરસની મહેતલ આપ! પણ માહરો વિચાર હરગેઝ થઇને ફરનાર નથી. નેંકીની સાથ હું છોડનાર નથી!"

"અંહ! એટલું બધું! તો ચાલો મોહોત માટે તૈયાર બની જાવ!"

"તૈયાર છું, તાહરી સાંમનેજ ઉસતવાર ખડો છું."

"મોહતના ખ્યાલથી શું તમે ડરતા નથી?"

"મોહોતથી બીહવાનું કામ હીચકારાઓનું છે. મોહોત એક દેશ છોડી બીજે દેશ જવાનું માત્ર નામ છે," ફીરોઝે મક્કમતાથી જવાબ કર્યો. તે આલાં પર એકદમ હલ્લો લઇ જઈ તેણીના હાથમાંથી રીવોલવર પડાવી લેવાની ટક મલવાની ઘણી આતુરતાથી રાહ જોતો હતો; પણ આલાંએ એક ઘડી ભરનીબી ગફલતી ખાઈ તેને તેવી ટક આપી નહી.

"ત્રણ મીનીટ પુરી થઇછ!" જરા વાર રહી આલાં બોલી. તે વાર તેણીની ચશમોમાં ખુન વરસી રહયું હતું, "બોલ, તું શું કહેછ! છે માહરી માંગણી કબુલ?"

"ના કબુલ!" ફીરોઝે જવાબ કર્યો. ને આલાંએ તે સમજી ગોડો ચલડાવી રીવોલવર ફીરોઝના માંથાની સાંમે બરાબર ટાંકી; અને ત્રીગર ઉપર અંગુઠો મેલ્યો, કે તેજ સેંકદે ઠડાક દેતું કે તે રૂમનું બારણું ઉઘડી ગયું, અને અંદર સોહરાબ ધસી આલ્યો.

"ખબરદાર, આલાં, ખબરદાર!" તે પુકાર્યો.

સાદ પીછાની આલાં બારણાં તરફ ફરી, અને સોહરાબને ત્યાં જોઇ એક જીગર તોડ ચીસ સમેત પોતાના પગ ઉપર ચક્કર ખાઈ, બેશુધ્ધ બની, જમીન ઉપર તુટી પડી!!!

---

## પ્રકરણ ૫૧ મું.

---

### બાપ બેટીનો મેલાપ.

તે અનુંપમ સુખનું એક નાદર ચીત્ર હતું.

ડાયદમ હૉટલના એક કુશાદે રૂમમાં એક કૉચ ઉપર નવાબ સર ફરામરોઝ–જંગ–બાહાદુર, કે. સી. આઈ. ઇ. પોતાની વર્ષોની ગુમ થયલી છોકરી શેહેરાં, ખુદાની કરમો બક્ષેશથી પાછી મલવાથી, ખુશાલીના આંસુઓનો એક ન્હાનો જેવો દર્યાવ પોતાની જઇફ ચશમોમાંથી વરસાવતા, પોતાની બેટીને માયાથી ગોદમાં લઇ બેઠા હતા. શેહેરાંની આંખમાં પણ હર્ષના આંસુઓ ભરાઇ આવ્યાં હતાં; તેણીનું જુવાન જીગર તે ભારે ખુશાલીને મારે તેણીના ગલામાં આવી ખુટું હતું.

તેઓ બેઉ બાપ દીકરાંને એકમેકની ગોદમાં વહાલથી ચંપાઈ સુખ અને ખુશાલીના આંસુઓનો ધોધ વરસાવતાં જોતો ફીરોઝ કોડે દુર ચુપ બેઠો હતો. તેની આંખમાં પણ આંસુઓ હતાં.

નવાબને નજરે જોતાંજ એક અસહ્ય દુઃખનો કારી ચમતો ફીરોઝના જીગરમાં તુટયો. નવાબ છેકજ લહડી ગયા હતા.તે ધારતો હતો તે થાંને પણ વધું ખખડી ગયા હતા. તે જોઇ તેનું દીલ દયાથી દાઝી ગયું. તેને તેના પોતાના પર હદબાહરનો કાર છુટયો, ધીકકાર ચડયો. તેને દુઃખથી ઉછલતાં જીગરે પોતાનો ગુનાહ નવાબ આગલ કબુલ કરી, તેની માફી ચાહી; અને શેહેરાંને તેનાં હકદાર પીતાને સપુરદ કરી.

નવાબ પોતાના ગુમાઇ ગયલાં બચ્ચાંને વરસો પછી જીવતું જાગતું હસતું રમતું પાછું મલેલું જોઈ હરખથી ફાટીજ ગયો. તે ખુશાલી ભરી ખબર સુનતાંજ તેની બધી નાતવાની નાશ પામી ગઇ. તેનું બુઢ્ઢું મંદ મારી ગયલું લોહી પાછું તેની જઈફ રગોમાં જોરમાં-જુવાનીના પુરતા બાહરના વખતના તોરમા ઉછલી રહયું! તેની આંખોમાં વરસોની જડ ઘાલી બેઠેલી ગમી એક પળમાં નાબુદ બની ગઇ અને ખુશાલી-નાચતી કુદતી ગેલગમત કરતી ખુશાલી તેની જગાએ પ્રગટી રહી. તેવણના મુખ પરનો ગંભીર ઉદાશીનો છાપ પણ પલમા ગાયેબ થઈ ગયો; અને તેવણ અસલની મુઆફક મલક મલક હસતા રમતા બની ગયા.

હદબાહરના હરખના અવેશમાં આવી જઈ ફીરોઝને તેવણે ચાંપીને શેકહેન્ડો પર શેકહેન્ડો ને કોટીઓ પર કોટીઓ કરી; તેનો ઝાલીમ ગુનાહ સદંતર વીસરી, ભુલી ગયા; ખરાં દીલથી તેવણે ફીરોઝને માફી બક્ષી.

બસ તેવણના દીલમાં પેદા થયલી હરખ અને ખુશાલીની લાગણીઓની સીમાજ ન હતી, તેવણે શેહેરાંને ભચડી કચડી કોટીઓ પર કોટીઓ કરી, અને તેણીના ગોરા ગાલો પર અસંખ્ય ચુમ્મીઓનો ન્હાનો જેવો વરસાદ વરસાવી તેણીને તમામ ગુંગલાવી મેલી.

તેવણ પોતાના તમામ દુઃખ દરદોને ભુલી ગયા; જાણે તમામ તંદરોસ્ત બની ગયા; ને જો તેવણ જરા વધારે ટટાર હતે તો ઓરડામાં શેહેરાં અને ફીરોઝનો હાથ પકડી 'ડેન્સ' પણ કરતે!!

ફીરોઝનો તાર પુગતાંજ તેઓ જીનોઆથી એકલાજ નીકળી પડયા હતા; પોતાના મોટા રસાલા મસાલાના જંગી અરાબાને ત્યાંજ જીનોઆમાંજ નાંખી આવ્યા હતા. તે મોટા રસાલામસાલાના અરાબાને મૉન્ટેકારલોમાં ટેડી લાવવાની પોતાની જીજ્ઞાસા દેખાડતાંજ, તેવણનો પડયો બોલ અદીએ ઉપાડી લીધો, ને તે પોતે જીનોઆ જઇ આ ખુશખબરથી તે રસાલાને વાકેફ કરી, તેઓને મૉન્ટેકારલોમાં પોતાની બાંહેધરી અને સંભાલ હેથલ

લાવવાને તૈયાર થઇ ગયો; અને નવાબની રજા લઈ સહવારના પોહોરમાંજ જીનોઆ તરફ નીકલી ગયો.

આ પેલા ઑપેરાવાલી રાત પછીનીજ બીજી સહવારની અને આલાંના બેશુધ થઈ પડવા પછીની વાત છે.

અદીની આ વગર માંગવે અરપણ થયલી સેવાએ નવાબને બેહદ રાજી કરી મેલ્યા. અદી માટે ઘણુંજ–ઘણુંજ સારૂ મત તેવણે બાંધ્યું.

"ફીરોઝ, પણ તેં એમ કાંય કીધું?" પોતાના હદ વીનાનો હરખનો ઉભરો જરારતી નરમ પડતાં નવાબે પુછ્યું.

"નવાબ, મેં તમને કહયું કેની કે મોહોબતની જીગરતોડ હારથી હું દીવાનો બની ગયો હતો–ફીનાબાઝ થઇ ગયો હતો; તે મેં માહરૂં વેર શેહેરાંને ઉથાવી જઇ લીધું. શીરીને માહરૂં જીગર તોડી નાખ્યું હતું તેના બદલામાં મેં તેનું તોડયું!"

"ને સાથે માહરૂં બી," નવાબ લાગણીથી બોલ્યા.

"મને અભાગયાને તે વખતે તમારો ખ્યાલ બીલકુલ હતોજ નહી! ફીનાની આગમા હું એટલો જલતો બલતો હતો કે તમારો વિચાર મેં મૂતલગ કીધો નહી. માહરા વેરની પ્યાસ છુપાવવાજ હું કસદ કરી બેઠો ને શેહેરાંને ઉઠાવી ગયો. મેં ત્યાર પછી તમારી એ છોકરીને ઘણીજ સારી જતન ને માહવજતથી પોષી છે. માહરાં પોતાના બચ્ચાના જેટલાજ–બલકે તેથી બી વધું વહાલથી મેં એને ઉછેરી છે. મેં એની પર આટલું બી દુઃખ પડવા દીધું નથી!"

"પપા ડીયર, એવણ કહેછ તે ખરૂંજ છે," શેહેરાં પોતાના પપાને ગલે વહાલથી વળગી બોલી, "હું એવણને ત્યાં ઘણીજ–ઘણીજ સુખી હતી. એવણ માહરી પર અતયંત મેહેરબાંની, માયા ને કદરદાંની ધરાવતા હતા!"

"માહરાં વહાલાં બચ્ચાં, તાહરા જેવી એક મીઠી મધુરી પર કોણ સંગદીલ બી નહી માયા ને મેહેરબાંની રાખે;" નવાબ તેણીના સુંદર જુલફાઓ પસવારી બોલ્યા, "ફીરોઝ હું તાહરો ભારે એહેશાનમંદ છું કે તેં માહરા બચ્ચાંને એટલી કાલજી ને જતનથી એટલું સુખમાં ઉધાયુંછ; ને એટલી સારી તરબીયત એને આપીછ!"

"તમારી માફી માહરા હેશાંનોનો જોઈતાં થાંને પણ વધું પુરતો બદલો છે," ફીરોઝ બોલ્યો.

"ફીરોઝ, મેં તને માફ કીધું છે. સાચ્ચા દીલથી માફ કીધું છે," નવાબ બોલ્યા, "પણ મને જનાવી દેવા દે કે આય બધી તાહરી પરની તેમજ માહરી પરની મુશીબતોનું મુલ જો જોશે તો તુંજ છે!"

"તે હું જાણું છે-માનું છે," ફીરોઝ ઘણાજ ગમનાક સાદે બોલ્યો, "ને તે મેં કમનશીબે ઘણુંજ મોડેથી જાણ્યું!"

"મગર જો તેં તેજ દહાડે મને કહયું હતે કે શીરીન સાથ તું ગોથવાયલો છે તો હું હરગેઝ થઇ—"

"બસ નવાબ હવે એ વાત જવા દેવ!" ફીરોઝ વચમાં બોલ્યો.

"નહી મને ખરૂ કહેવા દે!"

"તેથી હું હવે પુરતો માહીતગાર છું!" ફીરોઝ બોલ્યો, "મેંજ ભુલ કીધી મેંજ કમબખ્તે ચુક કીધી. અગર જો તે દિવસે હું તે જરા જેટલું જુઠું નહી બોલ્યો હતે તો આજે આય હાલે હું નહી પોંહચ્યો હતે!!"

"ખરીજ વાત છે, ફીરોઝ, ખરીજ વાત છે! મેં તુંને ખતીખતીને અને ફેરવી ફેરવીને તે વાર શીરીન સાથના તાહરા સંબંધ માટે પુછયુ હતું; પણ તાહરા કમભાગયે તે વખતે તને ઉંધુંજ સુજ્યું. તેં સાચ્ચુ છુપાવ્યું; અને પછી આજને નતીજે પોહોંચ્યો. એમાં માહરો કંઇજ વાંક નથી-કસુર નથી!"

"અને નવાબ તેથીજ મેં તમને આજે તમારી દીકરી પાછી સ્વાધીન કરી છે. જેની પર માહરૂં વેર લેવાનું હતું તે લેવાઈ ચુકેલું જોઇ માહરા જીગરમાં પડેલા જખમને નિતેકામના મલમથી રૂઝાયલો જોઇ, મેં વધું વેરસી બનવાનું તહકુબ કીધું છે."

"પણ તેં ઘણું મોડે કીધું છે?"

"તેમાં માહરો કસુર નથી. તમારી તે વખતની મને ખતીખતીને પુછવાની શુભ નેમથી તો હું માત્ર ત્રણ માસ અગાઉજ એક અકસમાતીક સંજોગથી માહેર થયો, ને તે જાણતાંજ હું તમારી પુઠે બગડી બાઝી સુધારવા નીકલી આવ્યો."

"તેં ઘણુંજ ઠીક કયું. માહરી પર તેં ઘણુંજ તેમ કરી હેશાંન કર્યું છે. હું જીવતો છતાં અત્યાર સુધી મુવેલા જેવોજ હતો. દુન્યા બધી મને અકારી ઝેર જેવી હતી. બાઝે વખત જીવપર કરી બેસી માહરી દુઃખી જીંદગીનો અંત આણવા જેટલી હદે હું પુગી જતો હતો પણ તેમ કરવામાં સમાયલા મોટા ભારે ગુનાહના ડરથી હું અટકી જતો હતો!!"

"પપાજી, કાકીઆ!" શેહેરાં તેઓની આ વાતથી દીલથી દુ:ખી થઇ બોલી, "હવે એ ના પસંદ વાત હાલ તુરત વધુ કરી આજની આપણી મેલાપની અનુંપમ ખુશાલીમાં ખલલ ના કરો! એ વાત હમના જવા દેવ. કોઈ બીજી વખત કરજો."

"જેમ તાહરી મરજી દીકરી," નવાબ બોલ્યા. શેહેરાં પોતાના પીતાના પાસામાથી ઉઠી ફીરોઝ આગલ જઈ, તેને કોટી કરી, ચુંમી લઇ ઘણાંજ વહાલથી બોલી, "કાકીઆ, તમે માહરી પર આજે માહરા પપાજી સાથ મને મેલવી જે મોટું હેશાંન કયુંછ તેનો બદલો કેમ વાલવો તે હું સમજી શકતી નથી, તમારા માહરી પર તો અસંખ્ય ઉપકારો છેજ કે જેનો બદલોજ વાલી શકાય એમ નથી; તેમાં આજે તમે એક ઘણાંજ મોટા આભારથી હદ વીનાનો ઉમેરો કર્યો છે!"

"માહરી બચ્ચી," ફીરોઝે તેણીને ઘણાંજ હેતથી પોતાના પાસામાં દાબીને કહયું," તાહરા મુખમાંથી નીકલેલા મીઠા સખુનોમાં માહરી તમામ માયા મેહેરબાંનીઓનો બદલો મલી ગયલો હું સમજુંછ. તું માહરીજ ઘણીજ કહયાગરી ને તાબેદાર ડાહી ને શયાણી બેટી હતી, માહરી દુવા છે કે તેવીજ તું તાહરા બાપની બી થાય. શેહેરાં, તું રંગ રૂપ ને શીકલમાં આબાદ તાહરી માયના જેવીજ છે પણ ખુદા કરેને તું તેણીના જેવાજ સ્વાર્થી ગુણોની નીકલે નહી! આય તાહરા સાચ્ચા દીલશોઝ ફીરોઝને હર હંમેશ યાદ કરતી રહેજે—મને ભુલતી નાં એટલીજ માહરી ઉમીદ છે!"

"તમને હું કોઇ કાલે ભુલનાર નથી. તમારી ભલાઇઓ હરગીઝ થઇ વીસરનાર નથી. માહરા દમમાં દમ રહેશે ત્યાં સુધી તમારી મીઠી યાદ સદા માહરા મનમાં મોજુદ રહેશે. પણ કાકીઆ, મરે તમારૂં નવું નામ તો મને યાદજ નથી રહેતું, તમે એમ કાંય બોલોછ? શું તમે અમને મુકી જવાના છો, છોડી જવાના છો?"

"નહી દીકરી, શેહેરાં; એવણ હવે આપણી સાથેજ રહેશે," નવાબ બોલી ઉઠયા.

"શું ખરેખર?" શેહેરાં ખુશીમાં આવી જઇ બોલી.

"તુંને ગમશે?" ફીરોઝે હસીને પુછયું.

"જાનો જીગરથી! તમે માહરી આગલ રહેશો તો હું ઘણીજ—ઘણીજ ખુશી થવશ—સુખી થવશ!!" શેહેરાં બોલી, અને અતીશય હરખમાં આવી જઈ પોતાના પીતાને અને ફીરોઝને બકીઓ લેવા વારાફરતી દોડી.

# પ્રકરણ પર મું

## મારી!—મારી!

ચોવીસ કલાક પસાર થઈ ગયા પણ કમબખ્ત આલાં શુધ્ધીમાં બેશુધ્ધીમાંથી આવી નહી.

સોહરાબની એ અરસામાંની હાલતની તો વાતજ પુછતા ના. તે બિચારો તો સદંતર સર બ સર દીવાના જેવો બની ગયો હતો. કસ્સું તેને સુઝ કે સમજ પડતું નહી હતું. તે છેકજ સકમબકમ બની બેબાખરો પડી ગયો હતો; અને અર્ધે અર્ધે કલાકે આલાંના રૂમમા દોડી જઇ તે શુધ્ધીમાં આવી હતી કે નહી તેની ઇનતેજારી ભરી પુછપરછ કરતો હતો.

આલાંના બેશુધ બની જવા પછી તુરતજ તેણીને ઉપાડી તેજ હૉટલના એક રૂમમાં તેણીને લઈ જવામા આવી હતી; અને સોહરાબ પણ ત્યાંજ રહી પડયો હતો; હાટલ મૅત્રોપોલમાંથી તેને પોતાનો સઘલો સર સામાન મંગાવી લીધો હતો. આલાંની સારવાર માટે મૉન્ટેકારલોના સર્વથી સરસ તબીબને સોહરાબે મોટી ફીએ ખાસ રોકયો હતો.

પણ તે બાહોશ ડાકતરની બધી કોશીશો પાણીમા ગઇ. આલાં બેશુધ્ધીમાંથી શુધ્ધીમાં આવવાની કંઇ પણ નીશાણીઓ બતાવવા લાગી નહીં; અને તેથી વખતે તેણી બેશુધ્ધીમાંજ ગુજારી જશે એવી તે કાબેલ અને વીદવાન ડાકટરે અંતે શંકા બતાવી. સોહરાબ તો આ ખબર સમજી છેકજ બેફામ બની ગયો.

"માઇ ગૉડ! ડાકટર, શું એ નહીજ બચશે?" તેને ભારે ઇંતેજા-રીથી કાળજીમંદ પુછપરછ ચલાવી.

"હું તમને કંઈ પણ ચોકકસ મત આપી શકવા અશકત છું. કદાચ એ બાઈ શુધ્ધીમાં આવશે તો પણ તે ભેજાની સખ્ત તાવની ખરાબ બીમારીથી તે વખતે પીડાતી તો રહેશેજ; કારણ હમના પણ બાઈનું આંગ બધું ખખરી જાયછ!"

આ સનાનના સમાચાર સમજી તે છેકજ હારી ખાઇ ગયો, તેને જેટલું આલાંની ભયભીત માંદગી માટે નહી લાગતું હતું તેટલું તેને આલાંના પેલા નેકલેસ સંબંધી ભેદી ભરમ માટે લાગતું હતું. તે ભરમ જાણવા

તે ઘણોજ તલબગાર હતો; અને બીજા કસાં ખાતર નહિ તો તે ભરમ ખુલો કરવા થકીજ આલાં શું ધીમાં આવે એવું તે ઇચ્છિતો હતો.

ઉપર કહયું તેમ તે ઘણીજ ઇનતેજારીથી પુછપરછ કરતો ઘડે ઘડે વારે આલાંના રૂમમાં જતો હતો; પણ સઘલી વખત 'ના' નો નાશીપાશી ને ખીજવાત ઉતપન્ન કરનારો જવાબ સીવાય, બીજો કસો ઉત્તર તેને મલતો નહિ હતો.

તે બધો ગુંચવાઈ ગયો હતો! આલાં ફીરોઝ આગલ શું કામ ગઇ હતી? શું કામ તેને મારી નાખવા– તેનું ખુન કરવા તૈયાર બની ગઈ હતી!! તે તે જાણવા થકીજ આલાંના ઓરડા તરફ ઘકેલા ખાયા કરતો હતો!

આલાંના બેશુધ્ધ બની જવા પછી જરા વારમાં ફીરોઝ તો શેહેરાંને લઇ નવાબ સર ફરામરોઝ-જંગ-બાહાદુરને સ્ટેશન ઉપર લેવા ગયો હતો; અને નવાબને લઈ હૉટલમાં પાછો ફરતાંજ તેવણ સાથ રૂમમાં ભરાઇ બેઠો હતો; તે હજી બાહર નીકલ્યો નહી હતો તેથી સોહરાબની ઇનતેજારી બેવડી વધી ગઇ હતી. ફીરોઝ જો તેને મલે તો તેનીથી બી કંઇ પુછપરછ કરી પોતાના હદબાહર જીજ્ઞાસાથી આતુર બનેલાં અધીરાં જીગરને શંતોકે! પણ ફીરોઝને બી પત્તો ન હોવાથી તે ઘણો મુજવણ ને ગુચવણમાં પડયો!!

ત્રણ કલાક પછી--ફીરોઝ નવાબ સાથ સ્ટેશન ઉપરથી આવી તેના ઓરડામાં તેવણ સાથ ત્રણ કલાક સુધી ભરાઈ બેઠા પછી બાહર આવ્યો કે અધીરો બનેલો સોહરાબ તેને પોતાના રૂમમાં ખેંચી ગયો.

"કેમ સોહરાબજી તમારા વાઇફ 'સેન્સ'માં આયાં?" ફીરોઝે કાલજીથી પુછ્યું.

"નહી!" સોહરાબે જવાબ આપ્યો, ને ફીરોઝને એક ખુરશી પર બેસવાની ઇસારત કરી. ફીરોઝ તેના ફરમાવવા મુજબ બેઠો.

"ફીરોઝ માહરી આલાં સહવારે તમારે ત્યાં કાંય આવીતી?" તેને સીધોજ સવાલ મુકયો.

"સોહરાબજી!" ઘડો વાર સુધી સોહરાબના ઇનતેજાર બનેલા ને સોહરાબ ફીકકા બનેલા ચેહેરા પર નજર કરી ફીરોઝ બોલ્યો, "તે પુછવાનો કંઈ સબબ?"

"હું જાણવા માંગુછ કે સહવારે તેણી તમારી આગલ કાંય આવી'તી?" સોહરાબ જરા તોરમાંજ બોલ્યોં, "ને તે જાણવાનો મને દરેક હક તેણીના

હક્કદાર ભરથાર તરીકે છે. ખરૂં કેની ?

"તે તો રાસ્ત છે !"

"તો પછી જવાબ દેવ કે તે કાંય આવી'તી ? ને તેણીનો નેકલેસ તમારી પાસ કેમ ને કયાંથી આવ્યો ?" સોહરાબે ઘણીજ ઇનતેજારીથી પુછ્યું.

"તમારા કયા સવાલનો જવાબ તમે પેહેલાં માંગોછ ?"

"કોઇ બી ! ખુદા ખાતર જલદી જવાબ દેવ ! માહરા મનની મુંજવણ કમ કરો ! વખત કાધી મને ના વધું તવલાવો ! ફીરોઝ ખરૂં બોલો, આય નેકલેસ શું તેજ છે કે ?"

"હા !"

"અસલ આલાંવાલોજ ?"

"હા !"

"તે તમારા હાથમાં કેમ આવ્યો ?"

"આલાંમાએજ મને તે આપ્યો !"

"કયારે ?"

"મલાદમાંથી હું નીકલ્યો ત્યારે !"

"સબબ ?"

"તે હુ તમને કહી શકતો નથી !"

"કારણુ ?"

"તે નહી કહેવાનાં વચનથી હું બંધાયલો છું ?"

"કોણુને ?"

"તમારા ધણીઆણીનેજ !"

"તેણીએ રાજીખુશીથી નેકલેસ તમને આપ્યો ?"

"નહી ! તેમ કેવું સ્ત્રીકલી જોતાં વાજબી નથી !"

"ત્યારે ?"

"મેંજ તેણી પાસ મેલવ્યો !"

"કેવી રીતે ?"

"માંગીને !"

"જોર જુલમથી ?"

"તેમ ધારો તો ચાલે !"

"કંઈ ડીઝહોનેસ્ટ મીન્સથી ?"

ફીરોઝના કપાળ પર ગુસ્સાનો ચીલ્લો ચઢયો

"એક્ષક્યુઝ મી! પણ આલાંએ તેમ મને ગઇ રાતે કહ્યું!"

"શું?" ફીરોઝે પુછ્યું.

"કે તેણીનો એ નેકલેસ એકવાર ફરીથી ચોરાઇ ગયો હતો અને તેના ચોર તમે હતા!" સોહરાબ બોલ્યો.

"તે તમે માન્યું?"

"નહિ! તે મારેની પકકી પતીજ મેલવવા હું હંઇ સહવારે આવનાર હતો પણ માહરી અગાઉ આલાં હંઇ આવી. એ શું કામ હંઇ આવી તે કહેશો?"

"માહરી પાસ એમ તમને કહેવડાવવા કે તે નેકલેસ તેણીએ મને આપ્યો નહિં હતો, પણ મેં તે તેણી પાસથી ડીઝહોનેસ્ટ મીન્સથી—ચોરીથી મેલવ્યો હતો. મેં તેમ કરવા ના પાડી; ને માહરી નાથી છેડાઈ તેણીએ માહરીપર પીસ્ટોલ ટાંકી તેટલાં કટોકટો વખતે તમે આવ્યા તે પછી શું બન્યું તે તમને રોશન છે?"

"મને નહી કહો કે એ નેકલેસ તમને આપવાનો તેણીનો સબબ શું છે?"

"તે હું કહી શકતો નથી. માહરૂં વચન—માહરો બોલ તોડી શકતો નથી!"

"ફીરોઝ, જરા વિચાર કરો, દર્યાફ્ત કરો. તેણી હાલ બેશુદ્ધ પડેલી છે ને તેણી કદાચ બેશુદ્ધીમાંજ મરણ પામશે, તો એ ભેદ તેણીની છાતીમાંજ લઇ તે આખર થશે; ને એ ભેદ જાણવા હું બેહદ તત્પર છું. તો શું તે કેસમાં બી તમે મને નહિ કહેશો?"

"નાહિજ!"

"પણ હવે એ જીવનાર નથી એમ તબીબો કહેછ!"

"તો શું થયું? માહરૂં વચન હું પાલશ!"

"તમારૂં વચન બી તેણી સાથ મરણ પામવું જોઇએ!"

"નહિ? માહરા મુવા બાપના નામના ગંભીર સોગંદ લઇ આપેલું વચન હું મરતાં તુલીક પાલશ!".

"તમે ઘણાંજ ગેરઇનસાફી બનોછ!" સોહરાબ કરગરી બોલ્યો.

"બચ્ચીતજ હું બનુંછ-તમે ધારોછ ને માનોછ તે થાંને પણ વધારે બનુંછ. પણ લાચાર છું. માહરૂ વચન મને સઉથી વધું વાહલું છે!"

"ત્યારે તમે માહરા હાલપર નહિ દયા કરતા?"

"હું દીલગીર છું. ચાલો ટટા, હું ઇચ્છુંછ કે આલાંમાય જલદી સુધ્ધીમા આવે ને એ ખુલાશો કરે!"

"આમીન!" સોહરાબ ધીમેથી બબડયો.

અને એ રીતે સોહરાબના મનનો વસવસો એક લાખઘણો વધુ પેહેલાં થાંને ફીરોઝ સાથ થયલી ઉપલી વાતચીત પછી વધી ગયો.

એક આખો દહાડો ને આખી રાત-પુરા ચોવીસ કલાક પસાર થયા પણ આલાં સુધ્ધીમાં આવી નહિ. એ કલાકો સોહરાબે કેમ કાઢયા તે તો સોહરાબજ જાણે યા તેનો પરવરદીગાર જાણે!!

બીજી સહવારે આસરે દસને સુમારે નર્સ સોહરાબ આગલ દોડતી આવી ને તેને ખબર આપી કે આલાં સુધ્ધીમાં આવી હતી અને તેને મલવા માંગતી હતી. ડાકટરોએ તેને શાંત પડી રહેવા, કોઈ પણ સાથ વાતચીત નહી કરવાની સલાહ આપી હતી, પણ તેણીએ તે ગનકારી નહી, અને સોહરાબને મલવા જીદજ લઇ બેઠી. તેણીએ જણાવ્યું કે તેણી હવે વધું જીવસેજ નહી એમ તેણીને ખુદરતી લાગતું હતું માટે તેણીને તેના ભરથાર સાથ મલવા દેવો. એટલે ડાકટરોએ અંતે તેણીની મમત આગલ હારી ખાઇ સોહરાબને તેણી આગલ ટેડાવ્યો હતો.

સોહરાબ તો આ ખબર સુનતાંજ દોડયો—ઉડયો આલાંના રૂમ તરફ, અને ડાકટરોની તેણીને ઘણી નહી ઉશકેરવાની સલાહનો કંઇ ભાગો ટુટો જે નહી સમજી શકાય એવો ઉત્તર ઉતાવલમાં આપી તે ધસ્યો રૂમની અંદર.

આલાં તેને જોઈ બીછાનામાં ઉઠી બેસવા ગઈ; પણ નાતવાનીને સબબ સર તેણી તેમ કરી શકી નહી. સોહરાબ તેની પાસ બીછાના પર બેઠો, ને તેણીનો હાથ પોતાના હાથમાં લીધો. તે તાવથી ખખલી જતો હતો.

સોહરાબનો હાથ પોતાની આંખમાં ચાંપી આલાં પેહેલાં ધોધમાર રડી પડી, પછી તેણીએ સઘલો ખરો ખુલાશો ધીરે ધીરે કર્યો.

સોહરાબ તે સમજીને એટલો તો ભડકયો, ખભડયો, ફફડયો ને ગુસ્સાથી બાહવરો બની ગયો કે બોલવાનીજ વાત નહી.

[illegible]આહર ઝનુંની ગુસ્સાથી ઠરઠર કાંપતો તે બીછાનામાંથી ઠડાક દેતો કે ઉઠી ઉભો થયો.

"માઇ ગૉડ! માઇ ગૅાડ!! આલાં—આલાં!! એ હું શું સમજુંછ?" ગુસ્સાથી ઉછાલા માહરી રહેલી છાતી સહીત તે આલાં તરફ ક્રોધથી રાતી બની ગયલી ચશમે હદવનાના ગુસ્સાથી જોતો, દાંતો કચકચાવી બોલ્યો, "શું એ બધું ખરૂં છે?"

"હા!" આલાં બોલી. "ખરૂં છે! તદન ખરૂં છે!!"

"એવું દારૂણ કર્મ કરવાની તને હીંમતજ કેમ થઇ? એવો શયતાન્યત ખ્યાલ તાહરાં ભેંજામાં બરપાજ કેમ થયો? તાહરા મગજમાં આવ્યોજ ક્યાંથી?"

"તાહારાથી થયો! તેં કીધો?" આલાં રડતી બોલી.

"મેં? માહરાથી?"

"હા તેં! તાહરાથી! સોહરાબ, તાહરાથી, તાહરી મોહોબ્બતથી! તાહરા પ્યારમાં હું દીવાની બની ગઇ હતી; ને તે દીવાન્યતપણામાં મેં આએ બધું કીધુંછ, સોહરાબ મને માફ કર, ખુદા ખાતર મને માફ કર! એમાં માહરો કસુર નથી! માહરી તાહરા તરફની હદ વીનાની મોહોબતનો કસુર છે. હું તને ચાહતી હતી, જાનથી બી જીયાદા ચાહતી હતી, તેથી, તુંને કોઇ બીજીનો બનતો હું જોઈ શકી નહી. તેથીજ મેં આય ઘોર કર્મ કર્યુંછ.

"કદી નહી! ઓ ઓરત, કદી નહી! તેં જે ભયંકર દગાબાઝીઓ ચલાવીછ તે નહી માફ થઇ શકે એવી છે!"

"પણ તે બધી તાહરી મોહબતને ખાતર હતી. તાહરી ચાહતને વાસ્તે હતી તેનો ખ્યાલ કર, વિચાર કર! સુખે તું હવે તાહરી જીગરનો થજે, હા સોહરાબ, હું જાણુંછ કે તું મને ખરાં જીગરથી ચાહતોતો નથીજ. તાહરી જીગર કેની છે, મગર તેં તેને માહરી મોહોકાણમાં દીગર કીધી, આલાં સોહરાબનો હાથ પકડી ઘણીજ આજીજીથી બોલી, "પણ હું હવે વધું જીવનાર નથી. માહરી પર પડેલા છેલ્લા સામતાં ફટકાઓએ મને બેહાલ બનાવી મુકીછ; માહરા સાંધે સાંધા બધા ઢીલા પડી ગયાછ. મને લાગેછ કે માહરૂં આવી બન્યુંછ. માહરી છાતી બધી ધીરે ધીરે દબાઇ જતી હોય એમ મને લાગેછ. માટે મને માફ કર. દરગુંજર કર?"

"કદી નહી! અગર જો ફરીશતાબી સીફારશ કરે તો બી તાહરા જેવી એક દગાબાઝ દદા ઉપર મુતલગ રેહેમ થવી નહીં જોઇએ!" સોહરાબ ઘણોજ કથોરતાથી બોલ્યો.

"ઓ દયા કર?" આલાંએ ભારે ઓજારખવાહીથી માંગી લીધું.

"કદી નહી!"

"મયા કર!"

"ઝીનહાર નહી!

"હું હવે જીવનાર નથી માટે માહરી એટલી છેલ્લી અરજ બહાલ રાખ. મને માફી બક્ષ!"

"કોઈ કાલે નહી!" સોહરાબ એકદમ સંગદીલ બની જઈ બોલ્યો.

ગંભીર ચુપકીદી તેઓ વચ્ચે પંથરાઇ. મીનીટો પછી મીનીટો પસાર થઇ. પણ આલાં એક બીજો બોલ બોલી નહી. બોલે કયાંથી! સોહરાબના સંગદીલ જવાબોએ તેને ફરી એકવાર બેશુધ્ધ કરી મેલી હતી!

"આલાં!" તેણીને ચુપ જોઇ સોહરાબ જરા વાર રહી બોલ્યો, "આલાં—આલાં!" જવાબ નહી મલતો જોઈ તે ગભરાઇ ગયો; અને ટેબલ પરનો ઘંગ જોરમાં વગાડયો. ડાકટર અને નર્સ દોડી આવ્યા.

"એ પાછી બેશુદ્ધ થઈ ગઇછે," ડાકટરે આલાંને તપાસી કહયું.

સોહરાબ એક ખુરશી ઉપર ઢબ દેતો કે બેસી ગયો.

તેને પોતાની ઉપર ઘણોજ ધીક્કાર છુટો. અરેરે! તે કેવો સંગદીલ બન્યો હતો? કેવા પત્થરના હૈદાંનો નાતરસ બન્યો હતો!! તેનાજ સંગદીલપણાથી—હેવાન્યતપણાથી ગમ ખાઈ તે પાછી બિચારી બેશુધ્ધ બની ગઈ હતી!! સોહરાબના જીગરમાં આ ખ્યાલથી ઘણુંજ ચચરી આવ્યું.

"ડાકટર, એ પાછી સુધ્ધીમાં આવશેની?" તેને ઘણીજ ઇનતેજા-રીથી પુછયું.

"હું આશા રાખનો નથી," ડાકટર ગમખાર સાદે બોલ્યો, "તમે કંઈ ઘણીજ નાજુક બાબદપર, માહરી તેમ ના કરવાની સખત તાકીદ છતાં, વાત કરી તેણીને અસાધારણ ઉશકેરેલી જણાયછ?" તે ડાકટરે કરડા સાદે ઠપકો આપ્યો.

સોહરાબે પોતાનું કપાળ નાશીપાશીને મારે કુટયું!

અરેરે! કેવો નીર્દય તે બન્યો હતો!!

"શું બીલકુલ આશા એની સુધ્ધીમાં આવવાની નથી?" તેને ભારે ગમખાર જીગરે સવાલ કર્યો,

"જ્યાં સુધી ઇનશાનના દમમાં દમ છે ત્યાં સુધી આશા હમેશાં રહેછ!" ડાકટર બોલ્યો.

"ત્યારે એ સુધ્ધીમાં આવે એવા કંઈ ચાનસીસો છે કે?"

"સોએ એક! કદાચ આવે બી, પણ તેણી તેમ સુધ્ધીમાં આવ્યા પછી પણ ઝાઝું જીવશે નહી. તમારી સાથની વાતચીતના ઉશકેરાતના ગભરાતથી અથવા નાશીપાશીથી હાર્ટ છેકજ નબલું પડી ગયું છ;" તે બાહોશ તબીબે અભીપ્રાય આપ્યો.

ડાકટરના મુખમાંથી નીકલેલા એકેએક શબ્દો સોહરાબના આઝોરદે થયલા જીગર ઉપર તાવેલાં સીસાંના ચોબાની મીસાલ જઈ પડયા.

"મને તરત તમે એ સુધ્ધીમાં આવે ને તેડાવી મંગાવજો," તેને ડાકટરને કહયું.

"તમે અહીંજ રહેવ તો ઠીક. તમે આવો તે પેહેલાં કદાચ એવણનો દમ આખર બી થઇ જશે. કેશ ઘણોજ સીરયસ છે!" તે વિદવાન ડાકટરે મત આપ્યું.

સોહરાબ ત્યાંજ થોભી ગયો. કલાક-એક જમાના જેટલો લાંબો કલાક ગુજર્યો-જે સઘલો વખત ડોળા ફાડી આલાંને એકકી ટગરે ટીકતો તે ખુરસીપર દુઃખથી છીન્ન ભીન્ન થતાં જીગરે બેસી રહયો.

એક કલાક પછી આલાં સુધ્ધીમાં આવી, તુરતજ સોહરાબ તેણીના બીછાના આગળ દોડી ગયો.

આલાંએ પોતાની આંખો ખોલી ઘણેજ દયામણે ચેહેરે સોહરાબ ગમ જોયું.

"સોહરાબ!" તેણુ ઘણાંજ દબાયલા સાદે બોલી.

"આલાં!" સોહરાચે ઘણાજ નરમ અને માયાલું અવાજે ઉત્તર આપ્યો.

"સો-હ-રા-બ, મ-મ--ને માફ ક-ર!" તેણીએ બેહદ આજીજી ભરી ધપે માંગી લીધું, "મેં-જે-કીધું છ તે-તાહરી-મોહોબતને ખાતર કીધું છ."

"આલાં, મેં માફ કીધું છ!" સોહરાબ આંખમાં પાણી સહીત આલાંનું માથું માયાથી પસવારી બોલ્યો.

"માહરી વીટી તું અદી અને ફ્રેની પાસ પણ માફ માંગજે ને કહેજે કે માહરી મરતી ઇચ્છા એ છે જે તેઓ બી મને માફ કરે! સોહરાબ વહાલા તાહરો હાથ મને આપ!" તેણીએ ઘણાજ કરગરેલા સાદે માંગી લીધું.

સોહરાબે પોતાનો હાથ તેના હાથમાં મુકયો. આલાંએ તે પોતાના તાવથી ખલખલી જતાં હાથોમાં લઇ હેતથી દાબ્યો; અને તે પર ચુમ્મીઓ લઈ, પોતાની આંખોમાં દાબ્યો.

"સોહરાબ ડી-યર, તું ફ્રેની સાથ હજી બી સુખી થજે- તેણીને સુખી કરજે, સ-લા-મ, માહરા જા-ન-થી વ-હાલા સોહરાબ, સ-લા-મ-છેલ્લી સ-લા-મ!" સોહરાબનો હાથ પોતાની છાતીએ દાબી બહુંજ ધીમા સાદે આલાં બોલી, "છે-લ-લી-સ-લા-મ!"

કશી પણ ખેંચતાણ કે તાણ તોડ વગર ધીમેથી તેણીનો શ્વાસ ચાલતો બંધ પડી ગયો! તેણીનો જીવ કબજ થઈ ગયો!!

## પ્રકરણ ૫૩ મું.

### છેવટ.

કર ને જો બધું અહીંનું અહીંજ છે. નેકી અને બદી, ભલાઈ અને ભુંડાઇ, આદી બુરાં કર્મોનું ફળ આ સૃષ્ટીમાંજ જોવાનું ને મેલવવાનું છે. એ એક ખુલ્લુ સીધ્ધાંત છે, છતાં અફસોસ ઇનશાન આ ચાર દીનની નાપાયદાર જીંદગી માટે કેટલી ઉઠવેઠ કરે છે. આ અવણીની તકલીદી ને નાપાયદાર મોહીનીઓમાં લલચાઈ કેવાં શયતાન્યત ભુંડાં કર્મોનો જવાબદાર બને છે. રોજે અવ્વલથીજ એ ચાલતું આવ્યું છે અને આખર હજારોના દીન તુલીક એ ચાલવું જાયજ રહેશે એ એક વગર શકની વાત છે. આપણી આ વારતાની હીરોઇન આલાંના બાબમાં બી તેમજ બનેલું આપણે આગલા સફાઓમાં વાંચી આવ્યા છીએ. તેણીએ પોતાની સઘળી કુનેહ ને હુશયારી બદીની પાછલ પોતાનો સવાર્થ સાંધવા વાપડી આંયદા શું નતીજો મેલવ્યો? નામોશી, પાયામાલી, ખુવ્હારી! બસ એજ! એથી બેહેતર હાલ બદીના બંડમાં હાથ બોરનારાઓનો કદી થયો નથી અને રોજે કયામત તુલીક થનાર પણ નથી.

આલાંના અચાનક નીપજેલાં મૃત્યથી સોહરાબ ઘણો ગમ ખાઈ ગયો. તેને આલાંએ તેની આગલ કરેલો સઘળો ખુલાશો પાછલથી અદી, શેહેરાં ફીરોઝ અને નવાબ આગલ કર્યો. તે સઘલાંઓએ તેને બનતો ઘણો ઘણો દીલાસો આપ્યો.

આલાંની લાશને મૉન્ટેકારલોમાંજ દફનાવવામાં આવી, અને તે બાદ અદી, ફીરોઝ, શેહેરાં અને નવાબ હિન્દુસ્થાન આવવા ઉપડયા. તેઓએ સોહરાબને પણ પોતા સાથ હિન્દુસ્થાન પાછું ફરવા ઘણું સમજાવ્યું, મગર તે સમજયો નહીં. તે બાપડાને સારી દુન્યા અકારી ઝેર જેવી થઈ પડી

હતી. આલાંએ તેની ઇજ્જતને દગાથી લગાવેલો કારી ફટકો તેનો કાંકણો રાંક સ્વભાવ ન સહન કરી શકે એટલો સખ્ત હતો.

તે પોતાનું મોઢું કોઇને ન બતાવવા ચાહાતો હતો; અને તેથી તેને હિન્દુસ્થાન પાછું ફરવા સાફ ના પાડી; અને પોતાની જીંદગી રખડી રઝડીને કૉન્ટીનંટ ઉપરજ તે પુરી કરવાનો વિચાર રાખતો હતો, એવો નિશ્ચય જાહેર કર્યો.

તેની એવી ઇચ્છા જાણી તેઓ ઘણાજ દીલગીર થયા. તેને મનાવ-વામા—સમજાવવામાં તેઓએ કાંઇજ બાંકી રાખ્યું નહી. પણ સોહરાબ કોઇનું સમજાવેલું સમજ્યોજ નહિ! અંતે નાચારીએ અને ભારે દુઃખી જીગરે તેને મૉન્ટેકારલોમાંજ છોડી નવાબ, ફીરોઝ, અદી તથા શેહેરાં મુબઇ આવ્યાં.

સરદાર નવરોજીની વરસીને દહાડે સરદાર અરદેશર નવરોજજી મેહેતાના લગન નવાબ સર ફ્રામરોઝ-જંગ-બાહાદુરની બેટી શેહેરાં સાથ મુંબઇમાં કશી પણ ભારે ધામધુંમ વગર થયાં.

સરદાર અરદેસર માટે નવાબને એટલો સારો છાપ પ્રથમથીજ બેસી ગયો હતો કે તેવણે પોતાની દીકરી સાથના તેના લગનની બાહાલી એકકે બોલે આપી.

એ અરસામાં સરદાર અરદેશરે પોતાની બેહેન ફ્રેનીને તેણીની નોકરી એથી તેડી લઇ પોતા સાથ 'મેહેતા માહાલ'મા ઘણાંજ અમન ચમનમા પાછી રાખી હતી એમ જણાવવાની જરૂર નથી.

તેઓના લગનના ખુશબખ્તી ભર્યા દીવસે મેહેતા માહાલને લગતી તમામ જાગીરો કે જે ફીરોઝના નામ પર મારગેજ હતી. તે તમામે તમામ પોતાના તરફની લગનની પહેરામની તરીકે તે ધણીધણીઆણીના જોડયા નામ પર તેને ચઢાવી આપી.

શેહેરાં અને અદીના સાચ્ચા પવીત્ર પ્યારની એ રીતે આયંદા કામ યાબીજ થઇ!અહા! બુલંદ પવીત્ર પ્યારની ફતેહ કયારે થઈ નથી? ગમે તેવી મુશીબતો, આફતો તથા સંકતોના ભારે પર્વતો સાથ અઠડાઇ પવીત્ર પ્યારનો મુસ્તકીમ મોજો દીવસેને દીવસે તેની પરની અસંખ્ય સીતમ જારીઓ છતાં વધું બલવાનજ હર હંમેશ બન્યો જાય છે; ને અદી અને શેહેરાંના પાક પયારમા એ સીદ્ધાંત કંઈ ખોટું પડયું નહિ. તેઓનો અગાધ પ્યાર તેઓને નડેલી મુશીબતોથી વધું મકકમ ને તેઝશવી બન્યો હતો.

પણ સોહરાબ એ રસ્વલો વખત કયાં હતો ?

કોન્ટીનંટ પર !

અદીએ પોતાના લગનમા પધારવા તેને ઘણું ઘણું વીનવીને કરગરીને લખ્યું હતું; પણ તેને નાજ પાડી હતી; અને નહી આવી શકવા માટે ઘણી ઘણી દરગુજર ચાહી તે ઘણીઘણીઆણીઓને ખરાં દીલથી શેહાદી મુબારક ઇચ્છી હતી; અને તેઓ માટે બે કીંમતી ભેટો મોકલી હતી.

પણ સોહરાબ શું એ અરસામાં જરા બી સુખી હતો ?

નહી! જરા બી નહી!

સુખ! એ શબ્દ જાણે તેની જીંદગીની ડીક્ષનરીમાથી ભુસાઈ ગયો હતો !

તે શેહેરે શેહેર શાંતીની શોધમાં દમકયો; પણ કેઠે તે તેને મલી નહી. તે જ્યાં જતો હતો ત્યાં આલાં, અને આલાંએ લગાડેલી નામોશીના વિચારો તેને પજવતા, સતાવતા હતા; અને તે તેઓની ઝાલેમ અને દુર નહી થઇ શકે એવી સતાવણીઓથી બીલકુલ આઝેઝ આવી ગયો હતો, જીવ પર આવી ગયો હતો!!

એકથી વધું વાર તેને ખુદકશી કરી પોતાની દુઃખી જીંદગીનો અંત આણુવાનો વિચાર કર્યો; પણ તેમ કરવાથી હમેશાં તે એક ખ્યાલથી—એક વિચારથી પરહેજ રહી જતો હતો, અટકી જતો હતો; અને તે ખ્યાલ અને વિચાર ફ્રેનીનો હતો !

સાચ્ચી મોહોબત જેમ કોઇની માંગેલી મલતી નથી તેમ કાઢેલી જતી પણ નથી. સોહરાબના બાબમાં બી તેમજ હતું. ફ્રેનીનો ખ્યાલ પડતો મુકવાનો તે મકકમ નીશ્ચય કરતો હતો, પણ જ્યારે તેના મનની અનદીથ આખ્યો આગલ તેણીનો મીઠડો મોહોબતવંતો મધુર આકાર આબાદ આવી ખડો રહેતો હતો ત્યારે પોતાનો પાકટ નીશ્ચય તે સઘલો ભુલી જતો હતો.

ધીરે ધીરે અને મકકમપણે તેણીની મોહોબતનો આતશ પાછો સોહ-રાબના જીગરમાં પુરતા જોરમાં સજાગૃત બન્યો; અને અંતે તેનાથી તેનો તાપ વધું વાર નહી ખમાયો, અને હિન્દુસ્થાન સદા માટે નહી જવાનો તેનો પાકકો વિચાર બરફ પેરે પીગલી ગયો; ને તે એક દીન એકાએક હિન્દુસ્થાન ઉપડી આવ્યો.

મુંબઇ પુગતાંજ તે દોડયો મેહેતા માહાલમાં જ્યાં હાલ નવાબ, ફીરોઝ, અને અદી, શેહેરાં તથા તેના મનની મુરતી ફ્રેની બધાં સાથેજ અમનચમનમાં રહેતાં હતાં.

તેઓ તેને આમ અચાનક પાછો ફરેલો જોઈ ઘણા અજબ ને ખુશી થયાં.

ફ્રેનીની અજાયબી ને ખુશાલીની તો વાતજ ના પુછતા. તેણીના તો બધાં હૈયાંજ તેને પાછો ફરેલો જોઈ હરખાઈ હરખાઈ જતાં હતાં.

"મને માફ કરજો, મને માફ કરજો, ફ્રેનીઆઇ," સોહરાબ તેણી સાથ એખલો પડતાંજ બોલ્યો.

"શાંને માટે?" તેણીએ મીઠાશથી હસીને પુછ્યું.

"પેલા નેકલેસની——"

"શ–શ! ચપી જાવ, સોહરાબજી એ વાત જવા દેવ! ગઈગુજરીને યાદ ના કરો. જે બન્યું તે તો બન્યું. આપણા લલાટમાં કંઈ એવુંજ બુરૂં બની જવાનું સરજાયલું હશે તે બધું બની ગયુંછ. હવે બધું પાછું યાદ કરવાની કંઈજ અગત નથી."

"તમે તેમ સમજોછ?" સોહરાબે ધડકતાં જીગરે પ્રશ્ન કર્યો.

"હા. હું તો એમ સમજુંછ કે કંઈ બન્યુંજ નથી," ફ્રેની જવાબમાં બોલી.

"ખરાં દીલથી તમે તેમ સમજોછ."

"હા!"

"હું એ સમજી કેટલો ખુશી છેઉં તે તમને કયા શબ્દોમાં કહું. ફ્રેની, ડીયર ફ્રેની, અગર જો તું તેમજ સમજતી હોય તો પછી આપણે દીગર શાંને માટે રહીએ, ત્યારે તો આપણે જીગરજ બન્યે, જેમ અસલ એક વખત આપણે હતાં તેમ! બોલ, ડાલીંગ, તું તેમ બનશે?"

"હા, જીગર, જરૂરજ. હું દીગર તમને કરી શકીજ નથી ને શકનાર બી નથી," ફ્રેની ખુશાલીથી ઉછલતાં જીગરે બોલી. "મગર શું તું પાછો એ સંસારી જુસરીમાં પડવા ઇચ્છેછ?" તેણીએ ઘણુજ મીઠાસથી હસી તેના ગમ જોયું, "અગર જો હોય તો આ તાહરી માંગણી મને મંજુર છે."

"હા. માહરા જાન, ખુદા મને એ જુસરી મુબારક કરે!" તેણીને વ્હાલથી પોતાની ગોદમાં લઈ ચુમી લેતાં સોહરાબ બોલ્યો.

"આમીન!" ધીમા મીઠા હલકે ફ્રેનીએ પડઘો કયો.



# બલસારા ટયુશન ક્લાસ.

## સ્થાપના ૧૯૦૫.

**(૧) ધોબીતળાવ મી૰ ચીચગરના બંગલામાં.**

**(૨) કોટમાં હકીમનાં દવાખાનાની બરાબર સામે,**
**ગનબાવ સ્ટ્રીટ.**

ઉપલા કલાસોમાં કોઇબી **ઉંચ કોમના** છોકરા–છોકરીઓ, બાનુઓ અને ગૃહસ્થોને **સવારે, સાંજે, રાતે** અથવા **આખો દિવસ** વહેવારૂ અંગ્રેજી, મ્યુઝીક, શોર્ટ–હેંડ, ટાઇપ–રાઇટીંગ, બુક–કીપીંગ, 'ફસ્ટ–એડ' અને ક, ખ, થી મેટ્રીક સુધીની બધી બાબદો ગ્રેડયુએટ, અંડર–ગ્રેડયુએટ, અનુભવી પારસી શિક્ષકો દરેક છોકરાંપર છુટું છુટું ધ્યાન આપી કાળજી અને મહેનત લઇને શીખવે છે.

બાનુઓ માટે **મહલાજાભરેલી** ખાસ સગવડો છે. ઉતેજન માટે ચાલાક છોકરાંને **ઇનામો** આપવામાં આવે છે.

☞ અનુભવી બાનુ અને ગૃહસ્થ શિક્ષકો ઘેરે બી આવી શીખવશે. ☜

**તાકીદે માલેકને અથવા મેનેજરને મળો અથવા લખો.**

## કરાંચીના જાણીતા દસતુર ડો૰ ધાલા શું કહે છે ?

મી૰ અરદેસર માણેકજી બલસારા મારાં છોકરાંઓને ખાનગી શિક્ષણ આપતા હતા જે દરમ્યાન હાજરી નિયમીત હતી, તેમજ છોકરાંઓનાં અભ્યાસ માટે કાલજીમંદ રહેતા હતા. એવણ ભલી વર્તણુક સાથે શાંત સ્વભાવ ધરાવતા હોવાથી પોતાનાં બાળકોનાં શિક્ષણની લગામ એવા ગ્રહસ્થના હાથમાં આપવાને પારસી કુટુંબોને હું ભલામણ કરૂં છું.

ડૉકટર વામન ગોપાલનું

# આયોડાઇઝ્ડ

# સાર્સાપરિલા.

લોહી સુધારવા માટે અકસીર દવા.

લગભગ સાઠ વરસથી હજારો દરદી સારાં થઇ
આશીરવાદ આપે છે.

પ્રદર્શનમાં પણ સોના ચાંદીનાં
ઈનામો મળ્યાં છે.

શીશી ૧ ની કીંમત રૂ. ૧-૪-૦

ટપાલ ખર્ચ પાંચ આના.

ડૉ૦ ગૌતમરામ કેશવ અને સન.

ઠાકુરદ્વાર—મુંબઈ.

## જાહેર ચેતવણી.

ચાલુ જમાનાના સુગંધીદાર તેલો માત્ર વ્હાઈટ ઓઇલ અને ઘાસ્લેટ તેલમાં ખુશબો નાંખી બનાવવામાં આવે છે, જે વાપરવાથી આખરે બાલ સફેદ થઇ જાય છે, તેમજ લાંબા વખતનાં તેના વપરાસથી બાલ ખરી માથામાં તાલક પડી જાય છે. જેથી જુવાનીઆઓની અવસ્થા બુઢાના જેવી થાય છે. તેવા સુગંધીની સહેલ કરી જુવાનીઆએ બુઢા થવાના કરતાં તમો શા માટે અમારૂં જગપ્રસિદ્ધ.

# પુષ્પાકર હેર ઑઇલ.

( રજીસટરડ. )

વાપરતા નથી? જેમાં વ્હાઇટ ઓઇલ તેલ નાંખી બનાવવામાં આવે છે, તેવું સાબીત કરનારને રૂ. ૧૦૦] નું ઇનામ આપવાને બંધાઈએ છીએ આ તેલ લાંબા પ્રયાસ પછીજ ખાસ ફ્રેંચ ફુલોના અરકમાંથી બનાવવામાં આવે છે. જેથી ખુશબો ઘણીજ મધુર હોવાથી અમો માત્ર તેની એકજ બાટલી વાપરવાની ખાસ ભલામણ કરીએ છીએ.

**કીંમત બાટલી ૧ નો રૂ. ૧.**

પોષ્ટ ખર્ચ જુદું.

એકલા બનાવનારાઓ--

**ધી ઓરીએંટલ ડ્રગ એન્ડ કેમીકલ કું.**

ફીદા બીલ્ડીંગ, જુમા મસીદ, મુંબઇ.